પ્રવચનકાર :

પૂ. સકલાગમરહસ્યવેદી, પરમ ગીતાર્થ, સ્વ. આચાર્યદેવ શ્રીમદ્ વિજયદાનસૂરીશ્વરજી-પટ્ટપ્રભાકર, પૂ. સિદ્ધાન્ત મહોદધિ આચાર્યદેવ શ્રીમદ્ વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજના પટ્ટાલંકાર-પૂ. પરમ શાસનપ્રભાવક, મહારાષ્ટ્ર દેશોદ્ધારક, વ્યાખ્યાનવાચસ્પતિ, આચાર્યદેવ શ્રીમદ્

## વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજ

नमिऊण सयलगुणरयणकुलहरं विमलकेवलं वीरं ।
धम्मरयणत्थिआणं जणाण वियरेमि उवएसं ॥ १ ॥

આજથી, અહીં જે શાસ્ત્રરત્નને આશ્રયીને ધર્મોપદેશનુ કાર્ય શરૂ કરવામા આવે છે, તે શાસ્ત્રરત્નનુ નામ–શ્રી 'धर्मरत्नप्रकरणम्' છે. અનન્ત ઉપકારી, અનન્તજ્ઞાની શ્રી જિનેશ્વરદેવોએ મુમુક્ષુ આત્માઓના ઉપકારને અર્થે અરૂપેલા સુવિશુદ્ધ સિદ્ધાન્તના દોહન રૂપે, પરમોપકારી પરમર્ષિઓએ અનેકવિધ શાસ્ત્રરત્નોની રચના કરી છે. પરમોપકારી પરમર્ષિઓએ રચેલા એવાં શાસ્ત્રરત્નોમાં, આ શાસ્ત્રરત્ન પણ, ઘણુ જ અગત્યનુ સ્થાન ભોગવે છે ભવ્યાત્માઓને વસ્તુતત્ત્વનુ યથાવસ્થિત જ્ઞાન સરલતાથી પ્રાપ્ત થાય અને એ દ્વારાએ સ્વ–પર–ઉપકારક પ્રવૃત્તિમા અલ્પસંસારી ભવ્યાત્માઓ જોડાય, એ જ આવા શ્રી જિનાગમસારગર્ભિત પ્રકરણો રચવાનો એક માત્ર પ્રધાન હેતુ હોય છે. આવા પવિત્ર હેતુને લક્ષ્ય બહાર થવા દીધા વિના, કેવળ સ્વ–પરના આત્મિક કલ્યાણના જ આશયથી, આવાં શાસ્ત્રરત્નો વંચાવા જોઈએ અને સંભળાવાં જોઈએ. શ્રી જિનશાસનના રહસ્યને પામેલો સુધી વક્તા જો વાચનાર હોય અને શ્રોતા જો શ્રદ્ધાળુ બનીને સાંભળનાર હોય, તો આવા શાસ્ત્રરત્નનુ વાચન અને શ્રવણ, કોઈ અનુપમ પરિણામ નિપજાવ્યા વિના રહે નહિ : કારણ કે–એવા વક્તા અને એવા શ્રોતા ક્ષણે ક્ષણે થોકબંધ કર્મ નિર્જરાને કરનારા પણ બની શકે છે આપણે ત્યા વિદ્વત્તાને

દર્શાવવાને માટે કે લોકોના મનોરંજનાદિને માટે ઉપદેશનું વિધાન નથી. એ જ રીતિએ, જ્ઞાન સંપાદન કરવાના જ એક માત્ર હેતુથી શાસ્ત્રશ્રવણનું વિધાન પણ નથી ઉપદેશદાન અને ઉપદેશ-શ્રવણ–એ ઉભયનું લક્ષ્ય આત્મકલ્યાણની સાધના, એ જ એક હોવું જોઇએ. જ્ઞાન એ કેવળ જાણકાર બનવાને માટે જ નથી, પણ સ્વ–પરના ઉપકારક બનવાને માટે છેઃ અને સુચારિત્ર-શીલ બન્યા વિના, વાસ્તવિક રીતિએ સ્વ–પર–ઉપકારક બની શકાતું નથી. જ્ઞાન–આદાન અને જ્ઞાનદાન–ઉભયનું ધ્યેય, સ્વયં સુચારિત્રશીલ બનવું અને બીજાઓને સુચારિત્રશીલ બનાવવા, એ જ એક હોવું જોઈએ. આથી વિપરીત ધ્યેય હાનિકારક બને છે. વિપરીત ધ્યેય ઉત્તમ કોટિની પણ પ્રવૃત્તિને, તેના આચર-નારને માટે, અધમ કોટિની પ્રવૃત્તિ રૂપ બનાવી દે છે. આ કારણે વિપરીત ધ્યેયથી સર્વથા પર બનીને અને પરોપકારી પરમર્ષિઓએ પોતાને માટે સિદ્ધ કરીને, મુમુક્ષુ આત્મા-ઓના ઉપકારાર્થે પ્રતિબોધેલા ધ્યેયને લક્ષમાં રાખીને, શાસ્ત્ર-શ્રવણની અગર તો બીજી કોઈ પણ ધાર્મિક પ્રવૃત્તિ કરવી, એ જ એકાન્તે સ્વ–પરને માટે હિતાવહ છે–એ તરફ તમારૂં પ્રારંભમાં જ લક્ષ્ય દોરવામાં આવે છે

<u>સ્વોપજ્ઞવૃત્તિની રચનાનો હેતુ :</u>

શ્રી 'धर्मरत्नप्रकरणम् ।' નામના શાસ્ત્રરત્નના મૂલ પ્રણેતા આચાર્ય ભગવાન શ્રીમત્ શાન્તિસૂરીશ્વરજી મહારાજા છે. આ શાસ્ત્રરત્નની રચના કોઇ મનઃકલ્પિત રીતિએ કર-વામા આવી નથી, પણ આ પ્રકરણના પ્રણેતા પરમર્ષિએ

આ પ્રકરણને મહા શ્રુતસાગરમાંથી સમુદ્ધૃત કરેલુ છે. એ કારણે, આ પ્રકરણ ગંભીર અર્થોથી ભરેલું હોય, તે સ્વાભાવિક જ છે. આવા અર્થગંભીર પ્રકરણના ભાવને જડ મતિવાળા આત્માઓ એકદમ પામી શકે એ શક્ય જ નથી : પરંતુ શાસ્ત્રકાર મહાપુરૂષો તો, જડ મતિવાળા પણ યોગ્ય આત્માઓને તત્ત્વબોધ કરાવીને સચ્ચારિત્રશીલ બનાવવાની ભાવનાથી ભરેલા અન્તઃકરણવાળા હોય છે. આ શાસ્ત્રરત્નના રચયિતા આચાર્યભગવાન શ્રીમત્ શાન્તિસૂરીશ્વરજી મહારાજા પણ, એવા જ પરોપકારની ભાવનાથી ભરેલા અન્તઃકરણવાળા મહાપુરૂષોમાંના એક છે. પોતે રચેલા આ અર્થગંભીર પ્રકરણના ભાવને જડ મતિવાળા પણ આત્માઓ પામી શકે, એ હેતુથી એ મહાપુરૂષે આ શાસ્ત્રરત્ન ઉપર, પરિમાણમાં સ્વલ્પ છતાં અભ્યાસિઓને સુગમતાથી ભાવના વિજ્ઞાનને પમાડનારી, એક વૃત્તિ પણ રચી છે. આ વાતને તેઓશ્રીએ પોતે જ સ્પષ્ટ કરી છે. પોતે રચેલી 'સ્વલ્પા' છતાં ય 'સુગમા' વૃત્તિની પ્રશસ્તિના પ્રથમ શ્લોકમાં, આ પ્રકરણ કોના આધારે રચાયુ તે, આ પ્રકરણ ગમ્ભીરાર્થવાળું છે તે અને પોતે આ પ્રકરણની વૃત્તિ કયા હેતુથી રચી છે તે વિગેરે દર્શાવ્યુ છે. તેઓશ્રી પોતે રચેલી વૃત્તિને સમાપ્ત કરીને, તેની પ્રશસ્તિના પ્રથમ શ્લોક રૂપે ફરમાવે છે કે—

" प्रकरणमिद गम्भीरार्थं महाश्रुतसागरा-
दुपकृतिकृते सल्लोकाना समुद्धृतमादरात् ।
न जडमतिभिर्बोद्धुं शक्यं यतो विवृतिं विना,
तदिति सुगमा स्वल्पा वृत्तिर्मया परिचिन्तिता ॥१॥"

શાસ્ત્રકાર મહાગમ આચાર્યભગવાન શ્રીમત્ શાન્તિસૂરીશ્વરજી મહારાજા, સૌથી પહેલી વાત તો એ જ ફરમાવે છે કે–'इदं प्रकरणं गम्भीरार्थमस्ति ।' અર્થાત્–આ પ્રકરણ ગંભીર અર્થોથી ભરેલુ છે. તે પછી, 'આચાર્યભગવાને આ પ્રકરણ કોના આધારે બનાવ્યું ?'–એવા પ્રશ્નનું નિરાકરણ કરવાને માટે જ જાણે ફરમાવતા હોય, તેમ તેઓશ્રી ફરમાવે છે કે–'ગંભીર અર્થોથી ભરેલુ આ પ્રકરણ મહા શ્રુતસાગરમાંથી આદરપૂર્વક સમુદ્ધૃત કરેલુ છે.' એ પ્રશ્ન ઉદ્ભવવો એ પણ સંભવિત છે કે–'આચાર્યભગવાને આ પ્રકરણ કયા હેતુથી રચ્યું ?' તો તેવા પ્રશ્નનુ પણ નિરાકરણ થઇ જાય, એ માટે તેઓશ્રી ફરમાવે છે કે–'ગંભીર અર્થોથી ભરેલુ અને મહા શ્રુતસાગરમાંથી આદરપૂર્વક સમુદ્ધૃત કરેલુ આ પ્રકરણ સજ્જન લોકો ઉપર ઉપકાર કરવાના હેતુથી જ રચવામાં આવ્યું છે.'

અહીં એ વાત યાદ રાખવાની છે કે–આ પ્રકારના પરોપકારના હેતુમાં સ્વોપકારનો હેતુ ગર્ભિતપણે રહેલો જ છે. સાચા મહાપુરૂષો તેવી કોઈ પણ પ્રવૃત્તિમા આદરવાળા બનતા જ નથી, કે જે પ્રવૃત્તિ સ્વોપકારગર્ભિત હોય નહિ. આ જ કારણે, પોતે ગ્રહણ કરેલી ધર્મપ્રતિજ્ઞાઓના ભોગે પરોપકાર કરવાની વાતને શ્રી જૈન શાસનના રહસ્યજ્ઞાતાઓએ લેશ પણ મચક આપી નથી. પરન્તુ પોતે ગ્રહણ કરેલી ધર્મપ્રતિજ્ઞાઓને શરીરનાશની પણ પરવા કર્યા વિના જ વળગી રહેવાનું સાચા તત્ત્વજ્ઞ મહાપુરૂષોએ ફરમાવ્યું છે. પરોપકારની સાધનાનું ધ્યેય પણ, સ્વોપકારની સાધના એ જ હોવું જોઇએ અને વાસ્તવિક કોટિના પરોપકારમા સ્વોપકારને અવકાશ

ન હોય, એ તો અસંભવિત જ વસ્તુ છે. આજે પરોપકારના નામે, ગ્રહણ કરેલી ધર્મપ્રતિજ્ઞાઓથી પણ ભ્રષ્ટ થવાની કેટલાકો હિમાયત કરી રહ્યા છે અને–'ગ્રહણ કરેલી ધર્મપ્રતિજ્ઞાઓના પાલન કરતાં પણ તે પ્રતિજ્ઞાઓથી ભ્રષ્ટ થઈને પરોપકાર કરવો, એ જ સાચો કલ્યાણમાર્ગ છે '–એવી એવી સ્વ–પર–હિતઘાતક માન્યતાઓનો કેટલાકો પ્રચાર કરી રહ્યા છે. માટે જ આ વસ્તુ તરફ તમારૂં લક્ષ્ય દોરવામાં આવ્યુ છે. પ્રસંગે પ્રસંગે આ અને બીજી પણ વર્તમાનમાં પ્રચારાતી મિથ્યા માન્યતાઓ ઉપર પ્રકાશ ફેંકવાનો ઈરાદો રાખવામાં આવ્યો છે, કે જેથી યોગ્ય આત્માઓ તેવી ભ્રમજાલમાં ફસાઈને, પોતાના અને બીજાઓના પણ આત્મહિતનું નિકન્દન કાઢવાના પાપમાં પડતાં બચી શકે અને બીજાઓને પણ યથાશક્યપણે બચાવી શકે.

'ગમ્ભીર અર્થોથી ભરેલુ આ પ્રકરણ મહા શ્રુતસાગરમાંથી આદરપૂર્વક સમુદ્દ્ધૃત કરીને સજ્જન લોકો ઉપર ઉપકાર કરવાના હેતુથી રચવામાં આવ્યુ છે.'–એ વાત તો થઈ ગઈ, પણ તે પછી એ પ્રશ્ન ઉઠવો એ પણ સંભવિત છે કે–'આચાર્યભગવાને આ પ્રકરણ ઉપર વૃત્તિ રચવાનુ કારણ શું ? ' આથી પોતે રચેલી વૃત્તિને રચવાના કારણને જણાવતાં, આચાર્યભગવાન ફરમાવે છે કે–' વિશિષ્ટ પ્રકારના વિવરણ વિના જડ મતિવાળા આત્માઓ આ અર્થગંભીર પ્રકરણને સમજી શકે એ શક્ય નહિ હોવાથી, મેં આ વૃત્તિને રચી છે.' આ રીતિએ વૃત્તિરચનાના કારણનો નિર્દેશ કરવા સાથે, આચાર્યભગવાને એ પણ ફરમાવ્યું છે કે–' આ

વૃત્તિ સુગમ અને સ્વલ્પ છે' અર્થાત્–આ વૃત્તિ સ્વલ્પ હોવા છતાં પણ મૂળ કથનને સુગમતાથી સમજાવનારી છે: કારણ કે–આ વૃત્તિની સ્વલ્પતાના યોગે જો મૂળ કથનનો ભાવ સુગમ ન બને, તો તો જડ મતિવાળા આત્માઓને પણ વસ્તુતત્ત્વનો બોધ કરાવવાનો જે હેતુ છે, તે બર આવે નહિ. આથી જ, આચાર્યભગવાને એ વાત સ્પષ્ટ કરી છે કે–આ વૃત્તિ પરિમાણમાં સ્વલ્પ હોવા છતાં પણ, જડ મતિવાળા આત્માઓને તત્ત્વભાવ સુગમતાથી પમાડી શકે તેવી છે.

બૃહદ્વૃત્તિ :

આ શ્રી ધર્મરત્ન પ્રકરણ નામના શાસ્ત્રરત્ન ઉપર, એક બીજી પણ વૃત્તિ રચાએલી છે. એ વૃત્તિ, શ્રી ધર્મરત્ન પ્રકરણની બૃહદ્વૃત્તિ તરીકે જૈન સમાજમાં સુપ્રસિદ્ધ છે. આ બૃહદ્વૃત્તિના રચયિતા આચાર્યભગવાન શ્રીમદ્ દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજા છે. આચાર્યભગવાન શ્રીમદ્ દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજા પણ–

" श्री धर्मरत्नशास्त्रं वक्ष्ये स्वल्पाक्षरमहार्थम् । "

–એમ ફરમાવીને જણાવે છે કે–' આ શ્રી ધર્મરત્ન નામનું શાસ્ત્રરત્ન જો કે અલ્પ શબ્દોથી રચાએલું છે, તો પણ ઘણા જ અર્થોથી ભરેલું છે.' આ ઉપરથી પણ સમજી શકાય તેમ છે કે–આ શ્રી ધર્મરત્ન નામનો શાસ્ત્રગ્રન્થ, એ કોઈ સામાન્ય કોટિનો ગ્રન્થ નથી, પરન્તુ આ ગ્રન્થ ગમ્ભીર અર્થોથી ભરેલો છે. અહીં આપણે મુખ્યત્વે બૃહદ્ વૃત્તિનો વિસ્તાર કરીશું, છતાં સ્વોપજ્ઞ લઘુવૃત્તિનો પણ ઉપયોગ કરવાને ચૂકીશું નહિ.

ધર્મના ઉપદેશની કલ્યાણકારકતા

આ શાસ્ત્રરત્નની રચના ધર્મ રૂપ રત્નના અર્થી આત્માઓને ધર્મનો ઉપદેશ આપવાના હેતુથી જ કરવામા આવી છે. 'સસારવર્તી પ્રાણિઓ સદ્ધર્મને પામો અને તેનું પાલન કરવા દ્વારા અવિનાશી મુક્તિસુખને પ્રાપ્ત કરો'–એવી અનુગ્રહબુદ્ધિથી આ ગ્રન્થરત્નનું નિર્માણ થયુ છે. આ નિર્માણમા પોતાના આત્મા પ્રત્યેની પણ તેવી જ અનુગ્રહબુદ્ધિ ગ્રન્થપ્રણેતા મહાત્માની છે આત્મામા જ્યારે વાસ્તવિક પ્રકારની અનુગ્રહબુદ્ધિ પ્રગટે છે, ત્યારે આત્મા કયી દિશાએ સ્વને અને પરને દોરવાને ઈચ્છે છે, તે સમજવા જેવુ છે જેના અન્તરમા સાચી અનુગ્રહબુદ્ધિ પ્રગટે છે, તે આત્મા સ્વય જેમ શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલા ધર્મની જ આરાધનામા ઉદ્યુક્ત બનવાને ઈચ્છે છે, તેમ બીજા પણ સસારવર્તી આત્માઓ શ્રી જિનભાષિત ધર્મને જ આરાધનારા બનો એમ ઈચ્છે છે: કારણ કે–શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલા મુક્તિસાધક ધર્મની, મોક્ષના અભિપ્રાયથી, યથાવિધિ આરાધના કર્યા વિના, કોઈ પણ જીવનુ કોઈ પણ કાળે સાચુ કલ્યાણ સધાયુ નથી, સધાતુ નથી અને સધાશે પણ નહિ, એ વાત એ પુણ્યાત્માના હૃદયપટ ઉપર સ્પષ્ટ રીતિએ આલેખાઈ જાય છે આ જ કારણે ઉચામા ઉચી કોટિની અનુગ્રહબુદ્ધિને ધરનારા અને વિશ્વના જીવ માત્રનું નિરપવાદપણે કલ્યાણ ઈચ્છનારા ધર્માચાર્ય આદિ મહાત્માઓ, કલ્યાણના અર્થી જીવોને વિવિધ સ્વરૂપે પણ એક જ જાતિનો ઉપદેશ આપે છે અને તે એ જ કે–" અનન્ત-ઉપકારી અનન્ત-જ્ઞાની શ્રી જિનેશ્વરદેવોએ

ફરમાવેલા ધર્મને તુમે યથાવત્ સ્વીકારો અને તે ધર્મનું યથાવત્ પાલન કરો !" મુક્તિસાધક ધર્મના ઉપદેશ સિવાય બીજી કોઈ પણ વસ્તુનો ઉપદેશ આપવાનુ કામ ધર્માચાર્ય આદિ મહાત્માઓનુ હોતુ જ નથી. ખરેખર, 'કલ્યાણ' અને 'કલ્યાણમાર્ગ' એ બેનું વાસ્તવિક સ્વરૂપ જે પુણ્યાત્માઓને યથાસ્થિતપણે હૃદયંગમ થઈ ગયુ હોય છે, તેવા પુણ્યાત્માઓ તો જ્યારે જ્યારે ઉપદેશ આપવાનો પ્રસંગ ઉપસ્થિત થાય છે, ત્યારે ત્યારે કેવળ મુક્તિસાધક ધર્મના જ સ્વીકાર અને પાલનનો ઉપદેશ આપવાનુ પસદ કરે છે. અવસરે અવસરે એ પ્રકારનો ઉપદેશ દેવામા જ પોતાનું અને ઈતર જીવોનું પણ કલ્યાણ સમાએલુ છે, એમ માત્ર ધર્માચાર્ય આદિ મહાત્માઓ જ માને છે એમ નથી, પરન્તુ ધર્મને યથાર્થપણે સમજેલા ગૃહસ્થો પણ અવશ્યમેવ એમ જ માને છે.

<u>સુસાધુઓ ધર્મ સિવાયનો ઉપદેશ દે નહિ:</u>

શ્રી જૈન શાસને સુગુરૂના સ્વરૂપનું નિરૂપણ કરતાં જેમ એ ફરમાવ્યુ છે કે-"તેઓ મહાવ્રતોને ધરનારા હોય છે, પોતે સ્વીકારેલાં તે મહાવ્રતોના પાલનમાં ધીર હોય છે, ભિક્ષા માત્રથી આજીવિકા કરનારા હોય છે અને સામાયિકમાં એટલે કે સમભાવમાં અગર તો કહો કે સમ્યગ્ દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર રૂપ રત્નત્રયીની આરાધનામાં રહેનારા હોય છે"-તેમ એ પણ ફરમાવ્યુ છે કે-"તેઓ ધર્મનો જ ઉપદેશ દેનારા હોય છે." આથી,

સ્વ-પરના કલ્યાણના અભિલાષી મહાત્માઓ જેમ પોતે સ્વીકારેલાં મહાવ્રતોની પ્રતિજ્ઞાઓના પરિપાલનને માટે સુસજ્જ બન્યા રહે છે અને સમભાવમાં રહેવાનો પરિશ્રમ સેવ્યા કરે છે, તેમ જ્યારે જ્યારે ઉપદેશ આપવાનો પ્રસંગ આવી લાગે છે, ત્યારે ત્યારે સ્વ-પરના અધિકારનો ખ્યાલ રાખીને, એક માત્ર મુક્તિસાધક ધર્મનો જ ઉપદેશ આપવામાં પ્રવૃત્ત થાય છે. આ કારણે સાચા જૈનો પણ, મુક્તિસાધક ધર્મની આરાધનાદિ સિવાયનો ઉપદેશ આપનારાઓને સાધુ તરીકે માનતા નથી, પણ તેઓને માત્ર વેષધારી તરીકે જ માને છે. એવા વેષધારિઓ જેમ પોતાના આત્માનું અકલ્યાણ કરનારા બને છે, તેમ તેવાઓના સંસર્ગમાં આવતા બીજા પણ ભદ્રિક અને અજ્ઞાન આત્માઓનું અકલ્યાણ કરનારા બને છે. આ કારણે, એવા વેષધારિઓની અકલ્યાણકારકતાને જાહેર કરવી, એ પણ એક પ્રકારનો કલ્યાણકારી જ પ્રયત્ન છે, એમ શ્રી જૈન શાસનને વફાદાર રહેવાને ઇચ્છતા સાધુઓ અને શ્રાવકો માને છે. આવો કલ્યાણકારી પ્રયત્ન કરનારાઓ પણ જેઓને 'કજીયાખોર' અને 'કંકાસી' ભાસે છે, તેઓ પણ ભવ્યાત્માઓના કલ્યાણના વિષયમાં ભયંકર કોટિના શત્રુની જ ગરજને સારનારા બને છે. આથી સ્પષ્ટ છે કે-તેવી દાંભિક શાન્તિના નામે જેઓ કલ્યાણમાર્ગથી સ્વયં ભ્રષ્ટ બની, બીજાઓને પણ કલ્યાણમાર્ગથી ભ્રષ્ટ બનાવવાનો પ્રયત્ન કરી રહ્યા હોય, તેવા અદૃષ્ટ-કલ્યાણકર વેષધારિઓ આદિથી પણ કલ્યાણકામિઓએ સાવધ બન્યા રહેવાની જરૂર છે.

અર્થ-કામની વાસના નહિ પોષાવી જોઇએ :

દુનિયામાં-' ધર્મ, અર્થ, કામ અને મોક્ષ '-એમ ચાર પુરૂષાર્થો ગણાય છે : પરન્તુ એ ચાર પુરૂષાર્થોમાં અર્થ અને કામ એ બે પુરૂષાર્થો તો નામ માત્રના જ પુરૂષાર્થો છે, એમ શ્રી જૈન શાસન ફરમાવે છે: એટલું જ નહિ, પણ શ્રી જૈન શાસન તો સ્પષ્ટપણે ફરમાવે છે કે-' અર્થ અને કામ એ બે પુરૂષાર્થો પરમાર્થદૃષ્ટિએ અનર્થભૂત છે. વાસ્તવિક રીતિએ તો મોક્ષ એ જ એક સાચો પુરૂષાર્થ છે અને ધર્મ તેનું કારણ છે.' તે જ ધર્મ વાસ્તવિક રીતિએ ધર્મ છે, કે જે ધર્મના સ્વીકાર અને પાલનના પ્રતાપે, પરિણામે મોક્ષની પ્રાપ્તિ અવશ્ય થાય. જે ધર્મ પરિણામે મોક્ષને પ્રાપ્ત કરાવનાર નથી, તે ધર્મ વસ્તુતઃ ધર્મપુરૂષાર્થમાં ગણાતો જ નથી. આથી એ સ્પષ્ટ થાય છે કે-સ્વ અને પર, ઉભયના કલ્યાણના અર્થી આત્માએ જેમ ધર્મ સિવાય બીજાનો ઉપદેશ દેવાનો નથી, તેમ તે જ ધર્મનો ઉપદેશ દેવાનો છે, કે જે ધર્મ મોક્ષના કારણભૂત હોય. અર્થ અને કામના ઉપદેશને તો દેવાનો હોય જ નહિ અને ધર્મનો ઉપદેશ પણ તે મોક્ષના કારણભૂત બને એવી જ રીતિએ દેવાનો હોય. આથી ધર્મના ઉપદેશમાં પણ અર્થ અને કામની વાસના પોષાઈ ન જાય, તેનો ય ધર્મોપદેશકે ખાસ ખ્યાલ રાખવાનો હોય છે.

અર્થદેશકોથી મોક્ષમાર્ગ વહેવો અશક્ય છે:

આ સ્થિતિમાં સાચા સાધુઓ મુક્તિપ્રાપક ધર્મના ઉપ-

દેશ સિવાયનો ઉપદેશ કેમ જ દઈ શકે ? ન જ દઈ શકે. મુક્તિસાધક ધર્મથી વિપરીત ઉપદેશને દેનારાઓને તેમજ જીવોની અર્થ અને કામની વાસના પોષાય એ પ્રકારનો ધર્મના નામે ઉપદેશ દેનારાઓને, તેઓ સાધુવેષમાં હોય તો પણ, તેમને સાધુ તરીકે કેમ જ સ્વીકારી શકાય ? અર્થાત્–સાચા ધર્મોપદેશક સાધુથી ન તો મુક્તિસાધક ધર્મથી વિપરીત ઉપદેશ દઈ શકાય અને ન તો જીવોની અર્થની અને કામની વાસના પોષાય એ રીતિએ ઉપદેશ દઈ શકાય. જે મહાપુરૂષના વચનને શ્રી જૈન શાસનમાં ટંકશાળી વચન તરીકે એકીમતે સ્વીકારવામા આવે છે, તે ન્યાયાચાર્ય, ન્યાયવિશારદ, મહામહોપાધ્યાય શ્રીમદ યશોવિજયજી ગણિવર તો એવા, એટલે કે–અર્થની દેશના દેનારા સાધુવેષમાં રહેલાઓને ' પગ્મ પદના ચોર ' તરીકે ઓળખાવે છે એ મહાપુરૂષ ફરમાવે છે કે–' જે સાધુઓ અર્થની દેશના આપે છે, તેઓ ધર્મના ગ્રન્થોને ઓળવનારા છે અને મોક્ષપદના પ્રગટ ચોર છે. ધર્મના ગ્રન્થોને ઓળવનારા અને મોક્ષપદના ચોર એવા તે આત્માઓથી મોક્ષમાર્ગનુ વહન કેમ જ થઈ શકે ?' અર્થાત્–'એવા અર્થદેશક સાધુઓથી મોક્ષમાર્ગનું વહન થવું એ શક્ય નથી. ' વાત પણ સાચી છે કે–જે આત્માઓ અજ્ઞાનતાના કારણે, લોકવાહવાહને પ્રાપ્ત કરવાની અધમ લાલસાના કારણે અગર તો બીજા તેવા જ કોઇ કારણે, મોક્ષમાર્ગના શત્રુભૂત અર્થ અને કામના માર્ગોનો પ્રચાર કરવામાં પ્રવૃત્ત થાય છે, તે આત્માઓ સાધુના વેષમાં હોવા છતાં પણ, મોક્ષમાર્ગના શત્રુની જ ગરજ સારનારા બને છે.

એટલું જ નહિ, પણ એવા વેષધારિઓ તો કેટલીક વાર ઈતર દર્શનને માનનારા વિરોધિઓના કરતાં પણ વધારે ભયંકર નિવડે છે.

## સાધુઓ મોક્ષમાર્ગના શત્રુ કેમ બને ?

૨૦ 'સાધુઓ' અને 'મોક્ષમાર્ગના શત્રુ'—એ કલ્પના દુઃખદાયક નથી ?

કોઈ પણ કલ્પના કે વિચારણા, દુઃખદાયક હોવા માત્રથી જ, તેનો અભાવ સિદ્ધ થઈ શકતો નથી. 'સાધુઓ' અને 'મોક્ષમાર્ગના શત્રુ'—એ કલ્પના અવશ્ય દુઃખદાયક છે: પણ એના કરતાં ય વધુ દુઃખદાયક તો એવી સ્થિતિનું અસ્તિત્વ છે. શ્રી જૈન શાસન જેના હૈયે વસ્યુ છે, તે તો એ જ ઈચ્છે કે–' કોઈ પણ સાધુ મોક્ષમાર્ગના શત્રુ ન બને.' પરન્તુ જ્યારે એવું પણ બનતું જ હોય, ત્યારે એ પાપથી બચવા અને બચાવવાનો પ્રયત્ન કરવો, એ પણ કર્ત્તવ્ય રૂપ થઈ પડે છે. સંસારના ક્ષય અને મોક્ષની પ્રાપ્તિ માટે સાધુપણાને સ્વીકારનારો આત્મા મોક્ષમાર્ગનો શત્રુ બને, એ ઘણુ ભયંકર છે, પણ તે અશક્ય નથી. સાધુ બન્યા બાદ જેઓ ગુરૂકુલ-વાસના સેવનપૂર્વક મોક્ષમાર્ગનો અભ્યાસ નથી કરતા, સદ્ગુરૂની આજ્ઞા વિના ઉપદેશક બની બેસે છે અને લોક પ્રશંસાના લોભી બની જાય છે, તેઓ મોક્ષમાર્ગના શત્રુ બનવાની ઈચ્છા નહિ હોવા છતાં પણ, માર્ગના રહસ્યથી અજ્ઞાત હોવાના કારણે અને સ્વચ્છન્દતાના પ્રતાપે, મોક્ષમાર્ગના શત્રુ બની જાય એ તદ્દન સહજ છે. શુદ્ધ હેતુથી પણ સાધુ

બનેલા જે આત્માઓમાં માનપાનાદિની તીવ્ર અભિલાષા પ્રગટે છે અને એના યોગે જેઓ લોક–વાહવાહના અર્થી બની જઈને લોકને ગજી રાખવાનાં જ કાર્યમાં જીવનને સમર્પી દે છે, તે આત્માઓ સમજદાર હોવા છતાં પણ, મોક્ષમાર્ગના કટ્ટર શત્રુ બની શકે છે. આમ અનેક રીતિએ સાધુવેષમાં રહેલાઓ પણ મોક્ષમાર્ગના શત્રુ બની જાય છે, માટે એમાં આશ્ચર્ય પામવા જેવું કાંઈ છે જ નહિ, પણ માત્ર સાવધ બનવા જેવું છે. જો આ પ્રમાણે બનવું એ શકય જ ન હોત, તો તો શાસ્ત્રોમાં બાહ્ય દૃષ્ટિએ સાધુ છતાં વસ્તુતઃ કુગુરૂ એવા આત્માઓનાં જે વર્ણનો આવે છે, તે વર્ણનો કદી જ આવત નહિ!

<u>અમુક બાબતમાં જ સૂત્રવિરૂદ્ધ ઉપદેશનારા :</u>

સીધી રીતિએ અર્થ અને કામની દેશના દેનારા સાધુવેષમાં રહેલા કુગુરૂઓને ઓળખી લેવા અને તેવાઓના સંસર્ગથી કલ્યાણકામી યોગ્ય આત્માઓને બચાવી લેવા, એ કાર્ય જો કે મુશ્કેલ તો છે જ, છતાં એના કરતાં પણ વધારે મુશ્કેલ કાર્ય તો, ધર્મને આગળ કરીને અર્થ અને કામની વાસના પોષાય તેવો સૂત્રવિરૂદ્ધ ઉપદેશ દેનારાઓને ઓળખી લેવા અને તેવાઓના સંસર્ગથી કલ્યાણકામી યોગ્ય આત્માઓને બચાવી લેવા, એ છે! સામાન્ય રીતિએ એવાઓની ખ્યાતિ 'માર્ગસ્થ મહાત્માઓ' તરીકેની હોય છે અને પ્રાયઃ બને છે પણ એવું કે–અમુક અમુક બાબતોને છોડીને તેઓ બીજી બાબતોમાં તો એક ચુસ્ત માર્ગસ્થ

મહાત્માને શોભે એવો જ ઉપદેશ આપનારા અને એવો જ વર્તાવ રાખનારા હોય છે. આ દશામાં તેવા આત્માઓની સાચી દશાને પિછાનવી એ સહેલું કામ નથી, પણ શાસનના રહસ્યને પામેલા વિચક્ષણ આત્માઓ તો તેવી દશાને સહ-જમાં પિછાની શકે છે એટલી પિછાન થયા પછી પણ, કલ્યાણના અર્થી આત્માઓને એ પિછાન કરાવવી, એ કાર્ય વધારે મુશ્કેલીભર્યું છે. અમુક અમુક વિષયોમાં તેઓ સૂત્ર-વિરૂદ્ધ ઉપદેશ આપનારા હોવા છતાં પણ, તેમની માર્ગસ્થ તરીકેની જે ખ્યાતિ હોય છે તેથી અને બીજી બાબતોમાં માર્ગસ્થ સદૃશ ઉપદેશ અને વર્તાવ હોય છે તેથી, ઘણાઓ ભ્રમમાં પડે છે. તેવાના અંગત રાગિઓ તો સત્યપ્રરૂપકોને દ્વેષી માનીને સાભળતા જ નથી અને ધર્મની જેને પડી નથી તેવાઓ સાચા અને ખોટા બેયને કજીયાખોર માને છે આ સ્થિતિમાં પણ શાસનના નિર્મલ સત્યના ઉપાસક મહાત્માઓ, આવતી ભયંકર પણ આફ્તોને અકિંચિત્કર બનાવીને, પોતાના કર્તવ્યનું પાલન તો કરે જ છેઃ પરન્તુ એથી પ્રાયઃ શુદ્ધ વિચારક આત્માઓ સિવાય બીજાઓને લાભ થતો નથી. વધુમાં, એવા ઉત્સૂત્રભાષિઓ જો વિદ્વાન હોય છે, તો તો વળી શાસ્ત્રના અર્થોમાં પણ કારમી ઉથલપાથલ કર્યા વિના રહેતા નથી અને એથી અર્થી જનોમાં પણ મુંઝવણ વધી પડે છે. એ નિશ્ચિત છે કે—'જીવોની અર્થ અને કામની વાસનાને પોષણ મળે તેવા પ્રકારનો ઉપદેશ માર્ગાનુસારી ધર્મોપદેશકથી ધર્મના નામે પણ આપી શકાય જ નહિ.' આમ છતાં પણ, આજે પોતાને માર્ગસ્થ ગણાવનાર કોઈ

કોઈ એવા પ્રકારનો સૂત્રવિરુદ્ધ ઉપદેશ દેવામાં પણ પોતાનું ગૌરવ માની રહેલ છે.

## માર્ગભ્રષ્ટતાનુ નિદાન

સ૦ બીજી રીતિએ માર્ગસ્થોના જેવો ઉપદેશ અને વર્તાવ પણ રાખનાર અમુક અમુક બાબતમાં જ આ પ્રમાણે સૂત્રવિરુદ્ધ ઉપદેશાદિની પ્રવૃત્તિ આચરે, તેમા કયુ કારણ સંભવિત છે?

વ્યક્તિવિશેષે કારણવિશેષતા હોવી, એ સંભવિત વસ્તુ છે અને એથી વિશિષ્ટ જ્ઞાની મહાત્માઓ જ જે વ્યક્તિ માટે જે કારણ હોય તે નિશ્ચિતપણે કહી શકે છતાં પણ, સામાન્ય રીતિએ એમ બને કે—એક વાર અજ્ઞાનાદિના યોગે ભૂલ થઈ જાય અને કોઈ તે ભૂલને ભૂલ રૂપે દર્શાવે ત્યારે દુર્વૃત્તિને આધીન બનીને આત્મા ભૂલને સ્વીકારીને સુધારવાને માટે ઉત્સાહિત ન બને અને એથી એ ભૂલ એ ભૂલ નથી એવું દર્શાવવાને શાસ્ત્રવચનોનો દુરૂપયોગ કરવા માંડે. આમ અજ્ઞાન અને અભિનિવેશ આદિના પ્રતાપે, આત્મા ભયંકર પ્રકારનો પણ ઉત્સૂત્રભાષી બની જાય તે સ્વાભાવિક છે. નિહ્નવ બનેલા આત્માઓના જીવનવૃત્તો શાસ્ત્રમા આલેખાએલાં છે. તે વાચનારને આ વસ્તુની પ્રતીતિ થયા વિના નહિ રહે. ખરેખર, અજ્ઞાનતા કરતા પણ ઘમંડીપણુ એ મહા ભયંકર છે. અજ્ઞાન આત્મા તો માર્ગસ્થ સુવિહિત મહાત્માની નિશ્રાને સ્વીકારીને પણ તરી શકે છે. જ્યારે વિદ્વાન પણ ઘમંડી આત્મા તો અવસરે ભયંકર પ્રકારનો ઉન્માર્ગગામી બનીને અનેક આશ્રિત આત્માઓના હિતને પણ કારમી રીતિએ સંહારનારો બને છે

આજે પ્રયત્ન થઈ રહ્યો છે અને એથી પણ સાવધ રહેવાની જરૂર છે. અર્થ અને કામની સાધનામા પડેલા જીવોને એવો ઉપદેશ ગમી જાય એ સહજ છે, પણ આત્મહિતના અર્થી આત્માઓએ તો પોતે આચરેલા અગર પોતા દ્વારા આચરાતા ધર્મને અર્થ-કામના સાધન રૂપ બનાવતા પહેલાં ચેતવાની જરૂર છે. અનન્ત ઉપકારી, અનન્તજ્ઞાની શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલાં ધર્માનુષ્ઠાનો ઉપર જેમ શ્રદ્ધાની જરૂર છે, તેમ એ ધર્માનુષ્ઠાનોનુ એ તારકોએ જે જે ફલ વર્ણવ્યુ છે, તેના ઉપર પણ શ્રદ્ધા રાખવાની જરૂર છે અને જો એવી સુન્દર શ્રદ્ધા કેળવાઈ જાય, તો આચરેલા અગર આચરાતા ધર્માનુષ્ઠાનોનો પૌદ્ગલિક બદલો માગવાની ઈચ્છા કેમ જ જાગે? કારણ કે–શ્રી જિનોપદિષ્ટ અનુષ્ઠાનો કેવળ મોક્ષને માટે જ સેવાવા જોઈએ એવો અને એ અનુષ્ઠાનોના આચરણના યોગે જે ફલપ્રાપ્તિ થવી જ્ઞાનિઓએ વર્ણવેલી છે, તે નિયમા પ્રાપ્ત થશે એવો વિશ્વાસ, સુશ્રદ્ધાળુ આત્મામાં હોવો તે પણ સ્વાભાવિક જ છે.

સ૦ મોક્ષમાર્ગની આરાધના વધુ થાય, એ દષ્ટિએ તો અભિલાષા થઈ શકે ને?

મોક્ષપ્રાપ્તિની તીવ્ર અભિલાષાના યોગે મુક્તિમાર્ગની આરાધનામા સહાયક સામગ્રી મેળવવાની કે માગવાની ઈચ્છા થાય તો તે વસ્તુ જ જૂદી છે, પણ દુન્યવી લાલસાના યોગે કોઈ પણ દુન્યવી સામગ્રી મેળવવાને માટે ધર્મને સાધન બનાવવાનો પ્રયત્ન નહિ જ કરવો જોઈએ મોક્ષમાર્ગની આરાધનાના હેતુથી થતી માગણીમા તો મુક્તિની ભાવના

જ પ્રબલ કારણ રૂપ છે; જ્યારે આચરેલા અગર આચરાતા ધર્મના ફલ તરીકે થતી બીજી માગણીઓમાં અગર રખાતી બીજી ઇચ્છાઓમાં પૌદ્ગલિક ભાવનાની જ પ્રધાનતા છે અને એ જ કારણી ભાવનાની પુષ્ટિ છે. મોક્ષાર્થી આત્માએ તો પૌદ્ગલિક ભાવનાથી સદા અને સર્વથા મુક્ત રહેવાનો જ પ્રયત્ન કરવો જોઈએ અને એક મુક્તિને માટે જ ધર્માનુષ્ઠાનોને આચરવામાં અપ્રમત્ત બનવા ઉદ્યમશીલ બનવું જોઇએ.

દૃષ્ટાન્તના નામે વિધાનને ન ઉડાવ ય :

વિવેકપૂર્વક વિચારાય, તો આ વાત સ્હેજમાં સમજી શકાય તેવી છે : પરન્તુ અજ્ઞાન કે અભિનિવેશ આદિના પ્રતાપે સ્વત્વને ભૂલેલા આત્માઓને આ વાત વિવેકપૂર્વક વિચારવી હોય તો ને ? આજે તો, ઉપકારિઓએ ધર્મના ફલ તરીકે વર્ણવેલી વસ્તુઓને આગળ કરીને, સાંસારિક વસ્તુઓને માટે પણ ધર્મને આચરવાનો ઉપદેશ ધર્મદેશક મહાત્માઓથી આપી શકાય, એવું સિદ્ધ કરવાને માટેનો ઘણો જ અવિવેકી પ્રયત્ન થઈ રહ્યો છે. આવી સૂત્રવિરૂદ્ધ પ્રવૃત્તિને સૂત્રસિદ્ધ ઠરાવવાની બૂરી લતે ચઢેલા, પોતાની સમજશક્તિને બાજુએ રાખીને, કેટલાંક દૃષ્ટાન્તોનો ઉપયોગ પણ, શ્રી જિનશાસનના રહસ્યથી અજ્ઞાત અને અર્થ-કામ-લોલુપી આત્માઓ જેવો કરે, તેવો કરી રહ્યા છે દૃષ્ટાન્તોના નામે અનન્તજ્ઞાનિઓએ ફરમાવેલાં સ્પષ્ટ વિધાનોને પણ ઉડાવવાનો આવો પ્રયત્ન થાય, એ કોઈ પણ રીતિએ હિતાવહ નથી. વિધાન એવું હોય કે-'ચારિત્રનો વિરાધક નરકે જાય.' છતાં

કોઈ વ્યક્તિવિશેષ પુનઃ આરાધના આદિના કારણે સ્વર્ગે અગર તો મોક્ષે પણ જાય એ બને. આથી આવા પ્રસંગને આગળ કરીને, 'ચારિત્રનો વિરાધક નરકે જાય.'–એવા વિધાનને ઉડાવવાનો પ્રયત્ન કરાય, તો તે શું વ્યાજબી ગણાય? નહિ જ! વિવેકી આત્માઓ તો, અનન્તજ્ઞાનિઓએ પ્રરૂપેલા સિદ્ધાન્તને જ પુષ્ટ કરવાનો પ્રયત્ન કરે અને તેથી વિપરીત લાગતાં દૃષ્ટાન્તોમાં બીજી કોઈ વિશિષ્ટતા રહેલી હોવી જ જોઇએ, એમ કલ્પે.

<u>તદ્દ્હેતુ અને અમૃત ક્રિયાનો જ ઉપદેશ દેવાય:</u>

આ વસ્તુને સમજવામાં અનુષ્ઠાનોના પાંચ પ્રકારોનો વિચાર બહુ જ સહાયક નિવડે તેમ છે. અનન્તઉપકારિઓએ ધર્મનાં અનુષ્ઠાનોના પાંચ પ્રકારો, તેને કરનારના આશયભેદને આશ્રયીને, વર્ણવ્યા છે. સમજો કે–પૌષધ અગર સામાયિક કે આયંબીલાદિની તપશ્ચર્યા, એ વિગેરે પણ ધર્માનુષ્ઠાન છે. એ ધર્માનુષ્ઠાન પાંચ પ્રકારનું હોઈ શકે છે. કરનારના આશય યોગે તે ક્રિયા વિષક્રિયા પણ બની શકે છે, ગરલક્રિયા પણ બની શકે છે, અનનુષ્ઠાન રૂપ ગતાનુગતિકપણે થતી અગર સંમૂર્ચ્છિમવત્ થતી ક્રિયા પણ બની શકે છે, તદ્દ્હેતુ ક્રિયા પણ બની શકે છે અને અમૃતક્રિયા પણ બની શકે છે. એ ક્રિયા સ્વતઃ ધર્મક્રિયા જ છે: એ ક્રિયાના વર્ણનમાં, એને તારક ક્રિયા તરીકે જ વર્ણવાય. એ ક્રિયા આત્મકલ્યાણના જ કારણભૂત ગણાય: પણ જ્યારે ક્રિયા અને ક્રિયાકાર–એ બેનો યોગ થાય, ત્યારે તે ક્રિયા વિષાદિ

પાચમ થી કોઈ પણ એક વિશેષણને પામે અને તદનુસાર ફલને પમારનારી થાય તે ક્રિયાના યોગે, તેના કરનારને પ્રાપ્ત થનાર ફલને સૂચવનાર વિષાદિ વિશેષણો છે આત્માને પરમ હિતકર જો કોઈ પણ ધર્મક્રિયા બનતી હોય, તો તે જેમ અમૃતક્રિયા છે, તેમ આત્માને પરમ હાનિકર જો કોઈ પણ ક્રિયા બનતી હોય, તો તે વિષક્રિયા છે. અમૃત-ક્રિયા કરતા તદ્દહેતુ ક્રિયા આત્માને તાત્કાલિક લાભની અપેક્ષાએ ઓછી હિતકર છે, તેમ વિષક્રિયા કરતા ગરલક્રિયા તાત્કાલિક હાનિની અપેક્ષાએ ઓછી હાનિકર છે. અનનુષ્ઠાન રૂપ ધર્મક્રિયા મધ્યમ છે અને એથી કોઈ પણ ભદ્રિક આત્માને લાભ ન જ થાય એમ ન કહેવાય : પરન્તુ ઉપદેશ તો તદ્દહેતુક્રિયા અને અમૃતક્રિયાને જ આચરવાનો આપી શકાય.

## વિષાનુષ્ઠાન અને ગરાનુષ્ઠાનની અનર્થકરતા

ઉપકારી પરમર્ષિઓએ વિષાનુષ્ઠાન અને ગરાનુષ્ઠાન—એ બે અનુષ્ઠાનોને, વિવિધ પ્રકારના અનર્થોને કરનાર તરીકે ઓળખાવેલ છે એ બે અનુષ્ઠાનો શ્રી વીતરાગ પરમાત્માના શાસનમા ઉપાદેય તરીકે નહિ જ, પણ હેય તરીકે જ ઉપદેશાએલા છે આ લોકની સંપત્તિ આદિની ઈચ્છાથી આચરવામા આવતા ધર્માનુષ્ઠાનને ઉપકારિઓ વિષાનુષ્ઠાન તરીકે ઓળખાવે છે અને તેવું અનુષ્ઠાન વિષની જેમ વિનાશક બને છે એમ ઉપકારિઓ ફરમાવે છે સ્થાવર અને જંગમના ભેદથી ભિન્ન જે વિષ તે જેમ ભક્ષણ કર્યા બાદ તરત જ તેને ખાનારનો વિનાશ કરે છે, તેમ આ લોકની સંપત્તિ

આદિની ઇચ્છાથી વિષ રૂપ બનેલ ધર્માનુષ્ઠાન એનું, તેને કરનારના શુદ્ધ ચિત્તનો તત્કાલ વિનાશ કરે છે. આ લોકની વિભૂતિ આદિની ઇચ્છાથી કરવામાં આવતા ધર્માનુષ્ઠાનને જેમ વિષાનુષ્ઠાન કહેવામાં આવે છે, તેમ દિવ્યભોગાદિની અભિલાષાથી કરવામાં આવતા ધર્માનુષ્ઠાનને ઉપકારી પરમર્ષિઓએ ગરાનુષ્ઠાન તરીકે ફરમાવેલ છે. ગર, એ પણ એક પ્રકારનું કાલાન્તરે વિનાશ કરતું વિષ જ છે. ખરાબ દ્રવ્યના સંયોગથી ઉત્પન્ન થતા વિષને ગર કહેવાય છે. પ્રથમનું વિષ તેને ખાનારનો તત્કાલ વિનાશ કરનારું છે, જ્યારે કુદ્રવ્યના સંયોગથી ઉત્પન્ન થતું 'ગર' નામનું વિષ, તેને ખાનારનો તત્કાલ નહિ પણ કાલાન્તરે વિનાશ કરનારું છે. આ જ વસ્તુ, ચિત્તશુદ્ધિના નાશની અપેક્ષાએ વિષાનુષ્ઠાન અને ગરાનુષ્ઠાનને અંગે સમજવાની છે. વિષાનુષ્ઠાન જેમ તત્કાલ સુન્દર ચિત્તનો નાશ કરે છે, તેમ ગરાનુષ્ઠાન ભવાન્તરમાં અનર્થસંપાદન રૂપ વિનાશને કરનારૂં નિવડે છે. આ વસ્તુને વિચારનાર અને સમજનાર, જો આ વસ્તુ પ્રત્યે મિથ્યાત્વના ઉદયે અશ્રદ્ધાળુ ન બન્યો હોય, તો સ્પષ્ટપણે સમજી શકે તેમ છે કે-'આ લોકની પૌદ્ગલિક સંપત્તિ આદિની અભિલાષાથી કે પારલૌકિક દિવ્યભોગ આદિની અભિલાષાથી કરવામાં આવતું ધર્માનુષ્ઠાન પણ, કોઇ પણ રીતિએ વિધેય રૂપ હરી શકતું નથી.'

વિષાનુષ્ઠાન અને ગરાનુષ્ઠાનનો સ્પષ્ટ નિષેધ :

આટલી સ્પષ્ટ વાતને જાણવાનો, સમજવાનો અને માન-

આદિની ઇચ્છાથી વિષ રૂપ બનેલ ધર્માનુષ્ઠાન પણ, તેના કરનારના શુદ્ધ ચિત્તનો તત્કાલ વિનાશ કરે છે. આ લોકની વિભૂતિ આદિની ઇચ્છાથી કરવામાં આવતા ધર્માનુષ્ઠાનને જેમ વિષાનુષ્ઠાન કહેવામાં આવે છે, તેમ દિવ્યભોગાદિની અભિલાષાથી કરવામાં આવતા ધર્માનુષ્ઠાનને ઉપકારી પરમર્ષિઓએ ગરાનુષ્ઠાન તરીકે ફરમાવેલ છે. ગર પણ એક પ્રકારનું કાલાન્તરે વિનાશ કરતું વિષ જ છે. ખરાબ દ્રવ્યના સંયોગથી ઉત્પન્ન થતા વિષને ગર કહેવાય છે. પ્રથમનું વિષ તેને ખાનારનો તત્કાલ વિનાશ કરે છે, જ્યારે કુદ્રવ્યના સંયોગથી ઉત્પન્ન થતું 'ગર' નામનું વિષ, તેને ખાનારનો તત્કાલ નહિ પણ કાલાન્તરે વિનાશ કરનારૂ છે. આ જ વસ્તુ, ચિત્તશુદ્ધિના નાશની અપેક્ષાએ વિષાનુષ્ઠાન અને ગરાનુષ્ઠાનને અંગે સમજવાની છે વિષાનુષ્ઠાન જેમ તત્કાલ સુન્દર ચિત્તનો નાશ કરે છે, તેમ ગરાનુષ્ઠાન ભવાન્તરમાં અનર્થસંપાદન રૂપ વિનાશને કરનારૂં નિવડે છે. આ વસ્તુને વિચારનાર અને સમજનાર, જો આ વસ્તુ પ્રત્યે મિથ્યાત્વના ઉદયે અશ્રદ્ધાળુ ન બન્યો હોય, તો સ્પષ્ટપણે સમજી શકે તેમ છે કે-'આ લોકની પૌદ્‌ગલિક સંપત્તિ આદિની અભિલાષાથી કે પારલૌકિક દિવ્યભોગ આદિની અભિલાષાથી કરવામાં આવતું ધર્માનુષ્ઠાન પણ, કોઇ પણ રીતિએ વિધેયરૂપ ઠરી શકતું નથી '

<u>વિષાનુષ્ઠાન અને ગરાનુષ્ઠાનનો સ્પષ્ટ નિષેધ :</u>

આટલી સ્પષ્ટ વાતને જાણવાનો, સમજવાનો અને માન-

વાનો કોઈ પણ સાચા ધર્માચાર્યથી ઈન્કાર થઈ શકે જ નહિ; પણ અભિનિવેશ નામનું મિથ્યાત્વ તો તેનાથી ઘેરાએલા ભલભલા સમજુ, બુદ્ધિશાલી અને વિદ્વાન એવા જૈનાચાર્યોને પણ સહજમાં માર્ગભ્રષ્ટ બનાવી દે છે અને એથી પોતાની જે કાંઈ પણ સમજશક્તિ, બુદ્ધિ કે વિદ્વત્તા હોય છે, તે સર્વનો સૂત્રવિરૂદ્ધ પ્રચાર કરવામાં ઉપયોગ કરવામાં જ તે અહંમાની આત્માઓ કૃતકૃત્યતા અનુભવે છે. વર્તમાનમાં પણ એવી દયાજનક દશાને પામેલ આત્મા, ધર્માચાર્ય તરીકેની નામનાને ભોગવતા હોવા છતાં પણ, દુરાગ્રહવશ એવો પણ પ્રચાર કરવાને મથી રહેલ છે કે–

"વિષાનુષ્ઠાન અને ગરાનુષ્ઠાન પણ શ્રી જૈન શાસનમાં નિષિદ્ધ નથી. એ કારણે આ લોકના અને પરલોકના પૌદ્ગલિક સુખો માટે પણ ધર્મ કરવાનો ઉપદેશ ધર્મોપદેશકોથી આપી શકાય.'

આમ કહેવું એ તદ્દન અયથાર્થ જ છે, પરન્તુ દુરાગ્રહમાં પડેલ આત્મા તો, અયથાર્થ વસ્તુને પણ યથાર્થ વસ્તુ તરીકે જણાવવાને માટે, ગમે તેવી પણ કુયુક્તિઓનો આશ્રય લેવાને ચૂકતો નથી. આવી રીતિએ કુયુક્તિઓનો આશ્રય લઈને ધર્મપ્રિયતા કરતાં પણ પોતાની યુક્તિપ્રિયતાને વધુ વજન આપનાર તે કહે છે કે—

"ધર્માનુષ્ઠાનમાં આ લોકના પૌદ્ગલિક સુખની અભિલાષા રૂપ વિષને અને પરલોકના પૌદ્ગલિક સુખની અભિલાષા રૂપ ગરને તજવાનો ઉપદેશ આપી શકાય : પણ વિષાનુષ્ઠાન અને ગરાનુષ્ઠાનના ત્યાગનો ઉપદેશ ન જ આપી શકાય - કારણ કે—એ અનુષ્ઠાનો કાંઈ ત્યાજ્ય નથી"

આવી રીતિએ ઉન્માર્ગને પોષવાનો નિરર્થક અને એકાન્તે સ્વપર-હિતઘાતક પ્રયત્ન કરનારને, સૌથી પહેલાં તો એ જ સમજાવવું પડે તેમ છે કે-" આવી રીતિએ કુયુક્તિઓનો પ્રયોગ કરીને અનંત ઉપકારી, અનન્તજ્ઞાની શ્રી જિનેશ્વરદેવોએ પ્રરૂપેલા સુવિશુદ્ધ સિદ્ધાન્તને અનુસરીને કહેવાએલા સત્યની સામે વિરોધ કરવાની વૃત્તિને પોષવી, એના કરતાં તો મૌન રહીને અનેકગુણા પાપથી બચવું, એ જ સ્વપરને માટે હિતાવહ છે." વળી તેમણે એ પણ સમજવાની જરૂર છે કે-આ લોકની પૌદ્ગલિક અભિલાષા રૂપ વિષને અને પરલોકની પૌદ્ગલિક અભિલાષા રૂપ ગરને તજવાનો ઉપદેશ, એ જ વસ્તુતઃ વિષાનુષ્ઠાનના અને ગરાનુષ્ઠાનના ત્યાગનો ઉપદેશ છે કારણ કે-આ લોકની પૌદ્ગલિક અભિલાષાના યોગે જ ધર્માનુષ્ઠાન વિષાનુષ્ઠાન કહેવાય છે અને પરલોકની પૌદ્ગલિક અભિલાષાના યોગે જ ધર્માનુષ્ઠાન ગરાનુષ્ઠાન કહેવાય છે જ્યા ધર્માનુષ્ઠાનને કરનારમાંથી આ લોકની અને પરલોકની પૌદ્ગલિક અભિલાષા ગઈ, પછી એ અનુષ્ઠાનને વિષાનુષ્ઠાન કે ગરાનુષ્ઠાન કહી શકાતુ નથી અર્થાત્-વિષાનુષ્ઠાનનો અને ગરાનુષ્ઠાનનો તો તેના કરનારમાંથી આ લોક સબંધી કે પરલોક સબંધી પૌદ્ગલિક અભિલાષા જતાની સાથે જ, ત્યાગ થઈ જાય છે આથી સ્પષ્ટ છે કે-વિષ અને ગરના ત્યાગનો ઉપદેશ દઈ શકાય-એવું સ્વીકારવાથી પણ, વિષાનુષ્ઠાન અને ગરાનુષ્ઠાન ત્યાજ્ય છે-એવું સ્વીકારાઈ જાય છે, એટલે, "વિષાનુષ્ઠાન કે ગરાનુષ્ઠાનના ત્યાગનો ઉપદેશ ન જ દેવાય"-એ વાત તો વદતો વ્યાઘાત રૂપ બની જાય છે.

એ જ કારણે કહેવાય છે કે-એવી વાતો કરવામાં સુયુક્તિતા નથી, પણ કેવળ કુયુક્તિતા જ રહેલી છે "ધર્માનુષ્ઠાનોને વિષ રૂપ અને ગર રૂપ બનાવનારી અભિલાષાઓ નીકળી ગયા પછીથી તો, તે ધર્માનુષ્ઠાનો વિષાનુષ્ઠાન કે ગરાનુષ્ઠાન તરીકે રહેતાં જ નથી."—આ વસ્તુ કદાગ્રહવશ નહિ વિચારવાના યોગે જ, આ પ્રકારની કુયુક્તિઓનો આશ્રય લેવાયો હોય, એ પણ સંભવિત છે : અન્યથા, એ કબૂલી લેવાત જ કે–" વિષાનુષ્ઠાનો અને ગરાનુષ્ઠાનો વિવિધ પ્રકારના અનર્થોને કરનાર હોવાના કારણે ત્યાજ્ય જ છે." જગતમાં પણ ડાહ્યા ગણાતાઓ વિષમિશ્રિત અન્નમાંથી વિષને કાઢીને તે અન્નને ખાવાનો ઉપદેશ આપતા નથી: એટલુ જ નહિ, પણ વિષમિશ્રિત અન્નને, એ અન્નનો બીજી કોઈ પણ ખાદ્ય વસ્તુને પાસ ન લાગે એવી રીતિએ, વહેલામાં વહેલી તકે તજી દેવાનો જ ઉપદેશ આપે છે. આથી એમ કહેવું એ તો સરાસર મૂર્ખતા જ છે કે– "તેઓ અન્નના ત્યાગનો ઉપદેશ આપે છે અગર તો અન્નને

'निषेधायानयोरेव, विचित्रानर्थदायिनोः ।
सर्वत्रैव निदानत्व, जिनेन्द्रैः प्रतिपादितम् ॥ १ ॥

વિષાનુષ્ઠાન અને ગરાનુષ્ઠાન, એ બે હેય કોટિનાં અનુષ્ઠાનોના સ્વરૂપાદિને જણાવવાને અંગેની વાતમાં જ, તે મહાપુરૂષ ફરમાવે છે કે–" વિચિત્ર અનર્થોને આપનારાં આ વિષાનુષ્ઠાન અને ગરાનુષ્ઠાન બે અનુષ્ઠાનોનો નિષેધ કરવાને માટે જ, શ્રી જિનેન્દ્રોએ, સર્વત્ર અનિદાનપણાનું પ્રતિપાદન કરેલું છે."

આવા સ્પષ્ટ નિષેધને જાણવા છતાં પણ, તેની સામે થવાની વૃત્તિ થાય, ત્યારે સમજી લેવું જોઈએ કે–એ પ્રતાપ કારમા મિથ્યાત્વના ઉદયનો જ છે. 'અભિનિવેશ' નામના મિથ્યાત્વનો એ પ્રભાવ જ છે કે–તે સમજુને પણ ખોટા આગ્રહના પૂજારી બનાવે. સાચી વસ્તુને પણ ખોટી કહેવાની એ મિથ્યાત્વના તીવ્ર ઉદયના પ્રતાપે લત લાગી જાય છે અને જેને એવી લત લાગે છે તે જો વિદ્વાન હોય છે, તો તો તે સ્વ–પરના હિતનો કારમો સંહારક પણ બની જાય છે: કારણ કે–તે પોતાની વિદ્વત્તાનો સૂત્રના અર્થોની ઉથલપાથલ કરવામાં અને કુયુક્તિઓ દ્વારા દૃષ્ટાન્તાદિનો દુરૂપયોગ કરવામાં ઉપયોગ કરીને, અનેક ભદ્રિક અને અજ્ઞાન આત્માઓને ઉન્માર્ગે દોરી જવા મથે છે. આ જ કારણે, શરૂમાં આપણે એ વિચારી આવ્યા કે–ધર્મોપદેશમાં પણ જીવોની અર્થ અને કામની વાસનાને પોષણ મળે એ પ્રકારે ધર્મોપદેશ આપનારા ઉત્સૂત્રભાષિઓથી પણ, કલ્યાણના કામી આત્માઓએ સાવધ રહેવાની જરૂર છે. ધર્મોપદેશ તો એવો

જ હોવો જોઈએ, કે જેના યોગે યોગ્ય આત્માઓમાં અર્થ અને કામની લાલસાને નાબૂદ કરવાનો તેમજ મોક્ષના હેતુથી મુક્તિસાધક ધર્મને સેવવાનો અભિલાષ પ્રગટે.

ઉન્માર્ગના ઉન્મૂલનનો હેતુ :

આવી આવી વસ્તુઓ, પ્રસંગોપાત જણાવવામાં, અનેક હેતુઓ રહેલા હોય છે, પણ તે સઘળા જ હેતુઓ એક માત્ર સ્વપર–હિતની આકાંક્ષા ઉપર જ કેન્દ્રિત થયેલા હોય છે. અત્રે, ધર્માનુષ્ઠાનોના આરાધનમાં ઉદ્યુક્ત બનેલા અને બનનારા આત્માઓ, જો તેઓના હૃદયમાં લેશ પણ આ લોક સંબંધી કે પરલોક સંબંધી પૌદ્ગલિક અભિલાષા હોય, તો તેને તજી દઈને પોતાના તારક ધર્માનુષ્ઠાનને વિષાનુષ્ઠાન અગર ગરાનુષ્ઠાન બનાવતા અટકી જઈ, પોતાદ્વારા આચરાતા અનુષ્ઠાનને મુક્તિપ્રાપક બનાવવાને માટે સતત ઉદ્યમશીલ બને, એ પ્રધાન હેતુ છે. બીજો હેતુ એ પણ છે કે–તમે અવસરે સાધુના વેષ માત્રથી જ આકર્ષાઈને સૂત્રવિરૂદ્ધ ઉપદેશાદિ દેનારાઓની વાગ્જાળમાં ફસાતાં બચી શકો. સાધુવેષને ધરનારા આત્માઓમાં, જેમ સ્વ–પરનો નિસ્તાર સાધવામાં જ પ્રયત્નશીલ તારક મહાત્માઓ હોય છે, તેમ એવા પણ અધમાત્માઓ હોય છે, કે જેઓ પોતાની સૂત્ર વિરૂદ્ધ ઉપદેશાદિની પ્રવૃત્તિના યોગે સ્વ–પરને કારમી રીતિએ ડૂબાડનારા બને ! આથી, સાધુના વેષમાં પણ રહેલા એવાઓથી કલ્યાણકામિઓએ બચવાની આવશ્યકતા છે ' ધોળું એટલું દૂધ '–એમ માનનારાઓ જેમ અવસરે વિનાશ પર્ય-

ન્તની પણ આપત્તિમાં આવી પડે છે, તેમ વેષ માત્રથી જ મુઝાનારાએ અવસરે સદ્ધર્મથી વચિત બની જઈને ઉન્માર્ગના ઉપાસક પણ બની જાય છે. એ રીતિએ કેટલાકે ધર્મના જ નામે અધર્મના ઉપાસક બનીને સ્વ-પરના એકાન્ત અહિતના માર્ગે ચઢી જાય છે અજ્ઞાન એ પણ મહા શત્રુ છે, માટે સન્માર્ગના અભિલાષિએ સન્માર્ગ અને ઉન્માર્ગના સ્વરૂપને અને તેના દેશકો આદિને જાણવાને માટે પણ નિરન્તર પ્રયત્ન કર્યા કરવો જોઈએ સૂત્રાનુસારી સદ્ગુરૂ અને સૂત્રવિરૂદ્ધ દેશનાદિ દેનારા અસદ્દગુરૂના સ્વરૂપને નહિ સમજનારા આત્માઓ, અસદ્ગુરૂના પંજામા જલદી ફસાઈ જાય છે. ધર્મી ગણાતા ભદ્રિક સમાજમા લૌકિક કુગુરૂઓ કરતાં પણ આ લોકોત્તર વેષમા રહેલા કુગુરૂઓ ઘણું જ નુકશાન કરે છે તેવાઓને અવસરે તમે પિછાની શકો અને તેવાઓથી સ્વય બચીને બીજાઓને પણ શક્તિ અને સામગ્રીના પ્રમાણમા બચાવી શકો, એ માટે પણ પ્રસંગ પામીને ઉન્માર્ગનુ ઉન્મૂલન કરાય છે

[ ૨ ]

## ઉપકારિઓની મનોવૃત્તિ

અનન્ત ઉપકારી શાસ્ત્રકાર મહારાજા આચાર્યભગવાન શ્રીમત્ શાન્તિસૂરીશ્વરજી મહારાજાએ રચેલા 'શ્રી ધર્મરત્ન પ્રકરણમ્' નામના, આ શબ્દોથી ટૂકા પણ અર્થોથી ગભીર શાસ્ત્રરત્નની શરૂઆત કરતા, આપણે 'કલ્યાણ' અને

'કલ્યાણમાર્ગ' આદિના સંબંધમાં કેટલોક વિચાર કરી આવ્યા શ્રી જૈન શાસનના રહસ્યને પામેલા ઉપકારી પરમર્ષિઓએ જે જે શાસ્ત્રરત્નોની રચના કરી છે, તે દરેકનું ધ્યેય સ્વનો ઉપકાર સાધવા સાથે, પરનો ઉપકાર સાધવાનું છે પોતાની બુદ્ધિના ગર્વથી નહિ૰ એટલે કે–પોતાની જાતને બુદ્ધિશાળી તરીકે જાહેર કરવાના ઇરાદાથી નહિ૰ કોઇનો પણ પરાભવ કરવાના ઈરાદાથી પણ નહિ૰ અને ધન, કીર્તિ આદિ સંબંધી ઇહ લૌકિક તથા દિવ્યભોગાદિ સંબંધી પારલૌકિક પૌદ્ગલિક અભિલાષાથી પણ નહિ પરન્તુ કેવળ જીવો ઉપરની અનુગ્રહબુદ્ધિથી જ, કે જે અનુગ્રહબુદ્ધિમાં સ્વ પ્રત્યેની અનુગ્રહ બુદ્ધિનો પણ સમાવેશ થઈ જ જાય છે, તેવી અનુગ્રહબુદ્ધિથી જ ઉપકારી શાસ્ત્રકાર મહારાજાઓએ વિવિધ શાસ્ત્રરત્નોની રચના કરી છે ઉપકારી મહાપુરૂષોની આ પ્રકારની મનોવૃત્તિ ખૂબ વિચારવા જેવી છે, ઉંડાણથી મનન કરવા જેવી છે અને સક્રમપણે અનુસરવા જેવી છે ઉપકારી મહાપુરૂષોની આ પ્રકારની મનોવૃત્તિનો, કલ્યાણના અર્થી આત્માઓએ, જરા પણ ભેદન્કારી સેવ્યા વિના, અભ્યાસ કરવા જેવો છે આ મનોવૃત્તિનો, વિવેકપૂર્વક જો અભ્યાસ કરવામાં આવે, તો તે અભ્યાસ આત્માને અનેક દુર્ગુણોથી મુક્ત બનાવવાને સમર્થ બને છે, અનેક સદ્ગુણો પમાડવાને સમર્થ બને છે અને એ રીતિએ તે અભ્યાસ શાશ્વત એવા મુક્તિસુખને પણ પમાડનારો બને છે

<u>પ્રજ્ઞાગર્વની ભયંકરતા</u>

કોઈ પણ સાચો વિદ્વાન, કે જે વિદ્વત્તાના વાસ્તવિક

પરમાર્થને પામેલો છે, તે કદી પણ પોતાની બુદ્ધિનો ગર્વ કરવાને પ્રેરાતો નથી બુદ્ધિમત્તાનો ગર્વ પણ આત્માને અધોગતિએ ખેંચી જનારો છે. ગમે તેવી તીક્ષ્ણ પણ પ્રજ્ઞાને ધરનારો આત્મા, જ્યારે તેના ઘમંડનો ભોગ બની જાય છે, ત્યારે તે ગમે તે પદ ઉપર સ્થિત હોય કે ગમે તે વેષને ધરનારો હોય, તો પણ તે એક નિર્બુદ્ધિ આત્મા કરતા પણ અધિક અધમ કોટિનો બની જાય છે. બુદ્ધિના ગર્વમા તે સત્યને ઉવેખી શકે છે. બુદ્ધિના ગર્વમાં તે શ્રી જિનપ્રણીત સિદ્ધાન્તોનો પણ અપલાપ કરી શકે છે બુદ્ધિના ગર્વને આધીન બનેલો આત્મા, સ્વ કે પરના વાસ્તવિક હિતને સાધવાને અસમર્થ બની જાય છે અને અવસરે સ્વ–પરના હિતનો કારમી રીતિએ ઘાત કરનારો પણ બની જાય છે. એવા માણસની રચના, કદાચ, અન્ય યોગ્ય જીવોને માટે ઉપકારક પણ થઈ જાય, તો પણ તેને પોતાને માટે તો તે પાપનુ જ કારણ બને છે બુદ્ધિના ગર્વથી પ્રેરાઈને, પોતાની બુદ્ધિશાલિતાનુ પ્રદર્શન કરાવવાના મનોરથોને સેવતો આત્મા, કદાચ શાસ્ત્રસિદ્ધાન્તના પ્રતિપાદનમા નિપુણ હોઈને સુયોગ્ય જીવોને માટે ઉપકારનુ કારણ બની પણ જતો હોય, તો ય તે પોતે તો પોતાના આત્માના હિતને હણનારો જ બને છે : એટલુ જ નહિ, પણ એવા આત્માને સ્ખલના પામતાં પણ વાર લાગતી નથી અને એક વાર સ્ખલના પામ્યા બાદ તો તે કારમા અભિનિવેશને જ આધીન બની જાય છે. આ કારણે, સાચા ઉપકારિઓ કોઇ પણ પ્રવૃત્તિ પ્રજ્ઞાગર્વે કરીને આદરતા નથી પોતાના આત્મામાં પ્રજ્ઞાનો લેશ પણ

ગર્વ પ્રગટતાની સાથે જ, ઉત્તમ આત્માઓ ચેતી જાય છે અને એ આન્તર રિપુને ઉગતો જ ડામી દેવાને તત્પર બની જાય છે પ્રજ્ઞાગર્વ રૂપ ભયંકર શત્રુને જો જરા પણ પોષણ મળી જાય છે, તો ક્રમે કરીને તે આત્મા ઉપર જબરૂ આધિપત્ય મેળવી લે છે અને એ પછી તો, અતિ ભાગ્યવાન આત્મા જ, કોઈ સુન્દર ભવિતવ્યતાના યોગે સુન્દર નિમિત્તને પામીને, એ શત્રુને શત્રુ તરીકે પિછાની શકે છે અને તેના આધિપત્યમાથી મુક્ત બની શકે છે આથી, આપણામા ગમે તેવી તીક્ષ્ણ બુદ્ધિ હોય, તે છતા પણ તેનો જરા ય ગર્વ કરવો જોઇએ નહિ આપણે તો આપણી તીક્ષ્ણ પણ બુદ્ધિને અનન્તજ્ઞાનિઓના માપે માપતા શીખવુ જોઇએ: અને જેને એ રીતિએ પોતાની બુદ્ધિને માપતાં આવડે, તે તો અનન્તજ્ઞાનિઓની આજ્ઞાને જ શરણે, પોતાની બુદ્ધિનુ સમર્પણ કર્યા વિના રહી શકે નહિ.

### પર-પરાજયની ઇચ્છાથી પણ પર રહો :

ઉપદેશ આદિમા જેમ પ્રજ્ઞાગર્વના એક લેશને પણ અવકાશ નહિ હોવો જોઇએ, તેમ પરાભિભવની ઇચ્છાના પણ એક અંશને ય અવકાશ નહિ હોવો જોઈએ. ઉપદેશ આદિની પ્રવૃત્તિમાં, પરાભિભવની ઇચ્છા પણ એકે ય અંશે નહિ હોવી જોઇએ પરાભિભવની ઇચ્છાથી અપાતો ધર્મોપદેશ પણ, કર્મનિર્જરાનુ કારણ બનવાને બદલે, કર્મબંધનુ કારણ બની જાય છે. આપણે વિચારી ગયા છીએ કે-વિપરીત ધ્યેય સત્પ્રવૃત્તિને પણ કયી રીતિએ વિષ રૂપ અગર તો ગર રૂપ

બનાવી દે છે. પરાભિભવની, એટલે કે-પરના પરાજયની ઈચ્છા, એ પોતે જ એવી ભયંકર વસ્તુ છે કે-તે એવી ઇચ્છાથી થતી સત્ય પ્રવૃત્તિને પણ, તેના આચરનારને માટે ભવવૃદ્ધિનું જ સાધન બનાવી દે છે. વિચારો કે-મિથ્યાત્વની સાથે કષાયથી ઘેરાએલા આત્માઓ, કયી સારી અને તારક પણ ક્રિયાને સ્વપરના હિતની વિઘાતક બનાવી દેતા નથી? તેવા આત્માઓ, દેખીતી રીતિએ, ઉત્તમ અગર તો સ્વરૂપે તારક પણ પ્રવૃત્તિઓને આચરતા હોય, ત્યારે પણ તેઓ પોતાના આત્માને કર્મના બોજાથી હલકો બનાવવાને બદલે ભારે જ બનાવતા હોય છે. તેવા આત્માઓ શાસ્ત્રને સ્વોત્કર્ષ અને પરાપકર્ષનું શસ્ત્ર બનાવતાં પણ અચકાતા નથી. પોતાનો ઉત્કર્ષ અને બીજાનો અપકર્ષ સાધવાની લાલસામાં તેઓ હિંસકભાવથી પર રહી શકતા નથી, માયા આદિથી પણ પર રહી શકતા નથી અને કારમાં પણ અસત્યોનું ઉચ્ચારણ તેઓને માટે સ્વાભાવિક જેવું બની જાય છે. સ્વોત્કર્ષ અને પરાપકર્ષની લાલસાને આધીન બનેલા આત્માઓને માટે, માયા તો જીવનસહિગની જેવી બની જાય છે. યેન કેન પરનો અપકર્ષ કરવાની ઇચ્છાવાળા બનેલા, બાહ્ય દૃષ્ટિએ ત્યાગી અને વિદ્વાન પણ દેખાતા આત્માઓ, શાસ્ત્રોના સિદ્ધાન્તોની સાથે માયાભરી ફૂટ રમત રમતાં અચકાતા નથી અને એ રીતિએ તેઓ પોતાના હિતને હણવાની સાથે, બીજા પણ સંખ્યાબંધ ભદ્રિક અને અજ્ઞાન આત્માઓના હિતનો કારમો સંહાર કરનારા બની જાય છે. આથી, ઉપકારી મહાપુરૂષો એ જ ફરમાવે છે કે-કોઈ પણ પ્રસંગમાં કે કોઈ પણ સંયોગોમાં

પરનો અપકર્ષ કરવાની વૃત્તિ ન આવી જાય, તેની પણ સાવધગીરી કલ્યાણના અર્થિઓએ અવશ્ય રાખવી જોઈએ.

## ઉન્માર્ગનું ઉન્મૂલન પણ મારકને પરાજિત કરવાની વૃત્તિથી ન જ થવું જોઈએ :

૨૦ મારો પ્રશ્ન જરા લાંબો અને અગત્ય છે, તો ક્ષમા કરશો. શાસ્ત્રના પાઠોનો કોઈ ખોટો અર્થ કરતો હોય અને એમ કરીને લોકમાં સિદ્ધાન્તથી વિપરીત વાતોને ફેલાવતો હોય, તો તેવા માણસને પરાજય પમાડવાની ઈચ્છાથી પુસ્તક લખવું અથવા બીજા પણ પ્રયત્ન કરવા એ શું ગેરવ્યાજબી છે? આપે તેવાં પુસ્તકો નથી લખ્યાં? વ્યાખ્યાન અને લેખ દ્વારા આપે શાસ્ત્રવિરૂદ્ધ વાતો લખનાર કે બોલનારનું ખંડન નથી કર્યું? મારી જાણ મુજબ આપે તેવાં પુસ્તકો પણ લખ્યાં છે અને વ્યાખ્યાનો તથા લેખો દ્વારા પણ આપે તેવો પ્રયત્ન કર્યો છે. છતાં આપ કહો છો કે-'કોઈ પણ પ્રસંગ કે સયોગમાં પરાપકર્ષની વૃત્તિ નહિ આવવી જોઈએ.' –તો સમજવું શું?

આ પ્રશ્નનો ખૂલાસો આપતાં પહેલાં, પ્રશ્નકારે પ્રશ્ન પૂછતાં પહેલાં માગેલી ક્ષમા સંબંધી ખૂલાસો કરી દેવો જરૂરી છે આ પ્રકારનો પ્રશ્ન પૂછતાં, કોઈએ પણ કશો જ સંકોચ રાખવાની જરૂર નથી જિજ્ઞાસુબુદ્ધિથી આવો પ્રશ્ન પૂછવામાં આવે, એ કાંઈ અવજ્ઞા નથી કે જેથી ક્ષમા માગવાની જરૂર હોય. કહેવાએલી કે લખાએલી વસ્તુની સાથે કહેવાતી વસ્તુ અસંગત ભાસે, તો રૂબરૂમાં પૂછી ખૂલાસો મેળવી લેવો અને જ્યાં સુધી આપવામાં આવતો ખૂલાસો હૃદયમાં જચે નહિ,

ત્યા સુધી જેટલી શકાઓ હૃદયમા પ્રગટે, તેને પ્રગટ કરીને તેનું સમાધાન મેળવવાના પ્રયાસમા લાગી રહેવું, એ વસ્તુ હૃદયમા જો સાચો જિજ્ઞાસુભાવ હોય તો અનેક રીતિએ આવકારદાયક જ છે વગર સમજ્યે હાજી-હા કર્યે જાવ, તેનો કાઈ અર્થ જ નથી ન સમજાય ત્યા અગર વધુ સમ જવાને માટે પ્રશ્નો પૂછવા, એ તો અર્થિપણાનું એક લક્ષણ છે એટલે ધર્મોપદેશકે તો એવા શ્રોતાને જાણીને આનદ જ પામવાનો હોય અર્થિપણાના યોગે પ્રશ્ન પૂછવાને ઉત્સાહિત બનેલા શ્રોતાને પ્રશ્ન પૂછતા અટકાવી દેવો, એ ધર્મોપદેશકને માટે શોભાલર્યું નથી જ

સ૦ આપ જિજ્ઞાસુ શ્રોતાને પ્રશ્ન પૂછતાં અટકાવતા નથી પણ પૂછવાની કેટલીક વાર તો પ્રેરણા પણ કરે છો એ હુ જાણું છુ, એટલે મે કોઈ ટકોર કરવાના હેતુથી ક્ષમા માગી નથી, પણ વિવેક પૂરતુ જ તેમ કહ્યુ હતુ

તમે ટકોર કરવાના હેતુથી ક્ષમા માગી એમ હુ માનતો જ નથી વિચક્ષણ અને અર્થી પ્રશ્નકાર તો શ્રોતાજનોમા રસ પેદા કરે છે અને ધર્મોપદેશકની પણ વાણીને ખીલવાના કારણ રૂપ બને છે વિચક્ષણ એવો અર્થી પ્રશ્નકાર પણ ચાલુ વિષયની છણાવટમા ઘણો અગત્યનો ભાગ ભજવે છે, એટલે એવા પ્રશ્નકારોના પ્રશ્નો તો સાચા ધર્મોપદેશકને ગ્લાનિ નહિ પણ આનદ જ ઉપજાવે છે આટલો ખુલાસો એટલા માટે કર્યો કે-કોઈ પણ અર્થી આવા પ્રશ્નો પૂછતા સકોચ રાખે નહિ

હવે તમારા પ્રશ્ન સબધી ખુલાસો કરૂ છુ શાસ્ત્રના પાઠોનો જે કોઈ ખોટો અર્થ કરતો હોય અને તેમ કરીને તે

જનતામાં સિદ્ધાન્તથી વિપરીત વાતોને ફેલાવવાનો પ્રયત્ન કરતો હોય, તો શક્તિસંપન્ન આત્માઓએ તેનો પ્રતીકાર કરવામાં, પોતાની લેશ પણ શક્તિને ગોપવવી જોઇએ નહિ. પરમ ઉપકારી, કલિકાલસર્વજ્ઞ, આચાર્યભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજા પણ સ્પષ્ટ શબ્દોમાં ફર માવે છે કે–

" धर्मध्वंसे क्रियालोपे स्वसिद्धान्तार्थविप्लवे ।
अपृष्टेनापि शक्तेन, वक्तव्यं तन्निषेधितुम् ॥ १ ॥"

અર્થાત્–ધર્મનો ધ્વન, ક્રિયાનો લોપ અને સિદ્ધા ન્તના અર્થોમા વિપ્લવ, એ પ્રસંગો જ એવા છે કે–કોઈ પૂછે નહિ તો પણ, તેવા પ્રસંગોએ શક્તિસંપન્ન આત્માઓએ તેના નિષેધની વાણી અવશ્ય ઉચ્ચારવી જોઇએ ધર્મનો ધ્વંસ કરવાના પ્રયત્નો ચાલી રહ્યા હોય, તારક ક્રિયાઓને ઉડા-વવાના પ્રયાસો થઈ રહ્યા હોય અને અનન્ત ઉપકારી, અન ન્તજ્ઞાની શ્રી જિનેશ્વરદેવોએ ભવ્યાત્માઓના નિસ્તારને માટે ફરમાવેલા સિદ્ધાન્તોના અર્થોમા વિપ્લવ જગાવીને સ્વચ્છન્દી સિદ્ધાન્તોને પ્રચારવાની પ્રવૃત્તિઓ ચાલુ હોય, તેવા સમયે સાચા શાસનસ્થ આત્માઓ, શક્તિ છતાં નિષેધ કર્યા વિના

કર્યો હતો કે-"ધિક્કાર છે પત્થર જેવા અમને, કે જેમની હયાતિ છતા મત્સરવાળા મિથ્યાદષ્ટિઓ જૈનોને અતિશય ઉપદ્રવ પમાડે છે." આવા ઉપકારી મહાપુરૂષોને જ અનુસરવાની ઈચ્છાવાળો એવો કોણ હોય, કે જે શાસ્રપાઠોના ખોટા અર્થો કરીને પણ સિદ્ધાંતથી વિપરીત વાતોને ફેલાવવાનો પ્રયત્ન કરનારાઓ વિષે, છતી શક્તિએ અને છતી સામગ્રીએ મૌન રહે? જેનામાં સુશ્રદ્ધા હોય, તે તો એવા પ્રસગે બેદરકાર રહી શકે જ નહિ. 'છતી શક્તિએ અને છતી સામગ્રીએ જે એવા પ્રસગે મૌન રહેવાનો અને મધ્યસ્થ બનવાનો ડોળ કરે છે, તેનામા ભવભીરૂતા અને શ્રદ્ધાસપન્નતા છે' —એવું માનવાને કોઈ બુદ્ધિશાલી તૈયાર થાય જ નહિ. ઉપકારી મહાપુરૂષો તો ફરમાવે છે કે-' એવા પ્રસગે છતા સામર્થ્યે જેઓ ઉપેક્ષા સેવે છે, તેઓ શ્રી જિનાજ્ઞાના વિરાધક બનીને ઘોર સસારમાં જ પરિભ્રમણ કરનારા બને છે.' આથી તેવા અવસરને પામીને, મારી શક્તિ મુજબ મેં પુસ્તકો લખ્યાં છે–એ વાત સાચી છે તેમ જ તેવા અવસરને પામીને વ્યાખ્યાનો દ્વારા અને લેખો દ્વારા પણ ઉન્માર્ગના ઉન્મૂલનપૂર્વક સન્માર્ગનું સ્થાપન કરવાનો યતકિંચિત્ શકય પ્રયાસ મેં કર્યો છે–એ વાત પણ સાચી છે: એટલું જ નહિ, પણ વર્તમાનમાં ય પ્રસંગે પ્રસગે હુ તેમ કરવાનો શકય પ્રયત્ન અવશ્ય કરૂ છુ અને ભવિષ્યમા ય આ જાતિના પ્રયાસ પ્રત્યે કોઈ પણ રીતિએ ઉપેક્ષાભાવ ન આવી જાય, એની પણ બનતી સાવધગીરી રાખું છુ. માત્ર આ પ્રયત્નના સ્વરૂપને સમજવામા પ્રશ્નકાર ભાઈએ ભૂલ કરી છે. કોઈ

પણ માણસને પરાજય પમાડવાની ઇચ્છાથી જ આ જાતિનો પ્રયત્ન થયો નથી અને થતો પણ નથી. શાસ્ત્રોના પાઠોના ખોટા અર્થો કરીને, સિદ્ધાન્તથી વિપરીત વાતોનો પ્રચાર કરનારનો પણ, તેને પરાજય પમાડવાની ઇચ્છાથી, પ્રતીકાર કરવાનો હોય જ નહિ. તે તો બીચારો તેના પાપે પરાજય જ પામી રહ્યો છે: કારણ કે–તે દુષ્ટ કર્મોનું ઉપાર્જન કરી રહ્યો છે. તે બીચારાની તો દયા આવવાની હોય. ધ્યેય તો સિદ્ધાન્તસંરક્ષણનું જ હોય. પ્રતીકારનો પ્રયત્ન કેવળ સ્વપર-હિતને અનુલક્ષીને, સિદ્ધાન્તસંરક્ષણના ધ્યેયથી જ કરવો જોઈએ. કોઈ પણ રીતિએ એમાં પર–પરાજયની વૃત્તિને મહત્ત્વ નહિ આપવું જોઈએ. સિદ્ધાન્ત આદિ તારક વસ્તુઓના સંરક્ષણ માટે, શાસ્ત્રવિહિત પ્રતીકારની પ્રવૃતિ કરવી –એ એક વાત છે અને સામાને પરાજિત કરવાને માટે કોઇ પ્રવૃત્તિ કરવી–એ બીજી વાત છે. આ બે વસ્તુઓનો ભેદ સમજાઈ ગયા બાદ, પ્રશ્નકારે જેવો પ્રશ્ન પૂછ્યો છે તેવો પ્રશ્ન ઉદ્‌ભવે જ નહિ. સ્વપરના કલ્યાણની બુદ્ધિથી જ, સિદ્ધા-ન્તાદિના સંરક્ષણને માટે અવસરે ગ્રન્થો લખવા, વ્યાખ્યાનો આપવા અગર તો લેખો લખવા, એ પણ કર્મનિર્જરાનું એક પરમ કારણ છે: જ્યારે કેવળ પરાભિભવની વૃત્તિને આધીન બનીને પુસ્તકો લખવા, વ્યાખ્યાનો આપવાં કે લેખો લખવા, એ કર્મબંધનું જ કારણ છે. આ કારણે જ એમ કહેવાયું કે–કોઈ પણ પ્રસંગમાં કે કોઈ પણ સંયોગો વચ્ચે પરનો અપકર્ષ કરવાની વૃત્તિ ન આવી જાય, તેની પણ કલ્યાણના અર્થી આત્માઓએ પૂરેપૂરી સાવધગીરી રાખવી જોઇએ. એવી

સાવધગીરી જો ન રહે, તો અવસરે ઉન્માર્ગે ચઢી જતાં વાર ન લાગે સિદ્ધાન્તસંરક્ષણને માટે કટિબદ્ધ બનેલો પણ આત્મા, પરાભિભવની વૃત્તિને આધીન બની જવાને પ્રતાપે, સિદ્ધાન્તસંરક્ષક તો બની રહી શકતો નથી: પરન્તુ જે સિદ્ધાન્તના સંરક્ષણને માટે તે ઉદ્યમશીલ બન્યો હોય છે, તે સિદ્ધાન્તનો જ અવસરે સંહારક બની જાય છે.

<u>રોહગુપ્ત નિન્હવનો પ્રસંગ:</u>

શાસ્ત્રમાં 'રોહગુપ્ત' નામના એક નિન્હવનો પ્રસંગ આવે છે અને તે પ્રસંગ આ વસ્તુને સમજવામાં સુન્દર રીતિએ સહાયક બને તેમ છે. એ રોહગુપ્ત ત્રૈરાશિક નિન્હવ તરીકે પણ શાસ્ત્રોમાં વર્ણવાએલો છે. આપણે તેના પ્રસંગને અહીં ટૂંકમાં જ જોઈએ.

વર્તમાન શાસનના નાયક, ચરમ તીર્થપતિ, ભગવાન શ્રી મહાવીર પરમાત્મા નિર્વાણને પામ્યા તે પછી ૫૪૪ વર્ષે 'અન્તરંજીકા' નામની નગરીમા ત્રૈરાશિક દૃષ્ટિ ઉત્પન્ન થઈ.

પ્રસંગ એવો બન્યો કે-તે અન્તરંજીકા નામની નગરીમાં શ્રી ગુપ્ત નામના આચાર્યમહારાજા જે સમયે વિરાજમાન હતા, તે સમયે એક પરિવ્રાજક પોતાના પેટ પર લોઢાનો પાટો બાંધીને અને હાથમા જમ્બૂવૃક્ષની ડાળી લઈને તે નગરીમાં ભમતો હતો.

તે પરિવ્રાજકની આવી વિચિત્ર ચેષ્ટાને જોઈને, લોકો તેને પૂછવા લાગ્યા કે-"આમ પેટ પર લોઢાનો પાટો કેમ બાંધ્યો છે અને હાથમાં જમ્બૂવૃક્ષની ડાળી કેમ રાખી છે?"

લોકોએ આ રીતિએ પૂછતાં તે પરિવ્રાજકે પણ કહ્યું કે–" મારું પેટ અતિશય જ્ઞાનથી ભરેલું છે, એટલે જ્ઞાનના ભારથી તે ફુટી ન જાય એ માટે મેં મારા પેટને લોઢાના પાટાથી બાંધી રાખ્યું છે : અને હાથમાં જમ્બૂવૃક્ષની ડાળી રાખવાનું કારણ એ છે કે–આ જમ્બૂદ્વીપમાં મારો કોઈ પ્રતિવાદી નથી, એવું હું જગતને જણાવવા માગું છું. આ ડાળી હાથમાં રાખીને હું એ જ જાહેર કરું છું કે–આ જમ્બૂદ્વીપમાં મારી સાથે પ્રતિવાદ કરવાને માટે કોઈ સમર્થ જ નથી."

વિચારો કે–આ કેવી ઉન્મત્તતા છે ? મિથ્યાત્વના કારમા ઉદય સમયે જ્ઞાન પણ કારમો અનર્થ મચાવનારું નિવડે છે. જ્ઞાન એ વખાણવા યોગ્ય વસ્તુ છે, પણ જ્ઞાનનું પરિણામ પાત્રના આધારે છે. જેમ જેમ જ્ઞાન વધે, તેમ તેમ આત્મા સ્વભાવ તરફ જ ઢળતો જાય વિભાવ દશાને વધારનાર જ્ઞાન, એ વસ્તુતઃ જ્ઞાન નથી, પણ અજ્ઞાન જ છે. આટલો બધો અહંકાર ધરાવનાર પરિવ્રાજક કાંઇ અભણ હશે ? નહિ જ, પણ મિથ્યાત્વના કારમા ઉદયથી પીડાતો તે પરિવ્રાજક, આ રીતિએ, પોતાના જ્ઞાનને–પોતાના ભણતરને પોતાનો નાશ કરનાર જ બનાવી રહ્યો હતો. ભણતર ફળ્યું ત્યારે કહે વાય, કે જ્યારે ભણનારના અન્તરમાં સરળતા અને વિષય-વિરક્તતા આદિ ગુણો પ્રગટે. જે ભણતર આત્માના હિતનો ખ્યાલ ન કરાવે, તે તો કુભણતર જ છે. એવા ભણતરનો સુજ્ઞ પુરૂષો કદી જ આદર કરે નહિ

અહીં પેલો પરિવ્રાજક આ રીતિએ ભમે છે, પણ કોઈ

તેનો પ્રતિવાદ કરતું નથી. આથી વધારે ઉન્મત્ત બનેલા તેણે, આખી નગરીમાં એવી ઉદ્ઘોષણા કરાવવા માંડી કે–" આ પૃથ્વી ઉપર કોઈ એવો નથી, કે જે મારો પ્રતિવાદ કરી શકે." અર્થાત્–' કોઈમાં પણ જો મારો પ્રતિવાદ કરવાની તાકાત હોય, તો તે જાહેર કરે અને પ્રતિવાદ કરવાને તૈયાર થાય.'

તે પરિવ્રાજક તરફથી જ્યારે આવી ઉદ્ઘોષણા થઈ રહી હતી, તે વખતે તે નગરીમાં વિરાજતા પોતાના ગુરૂદેવ શ્રી ગુપ્ત નામના આચાર્યભગવાનને વન્દન કરવાને માટે આવી રહેલા રોહગુપ્ત નામના મુનિએ, તે નગરીમાં પ્રવેશ કર્યો. નગરીમાં પ્રવેશ કરતાંની સાથે જ, રોહગુપ્તે પેલા પરિ વ્રાજકની ઉદ્ઘોષણા સાંભળી અને એ સાભળતાંની સાથે જ તે પરિવ્રાજકની સાથે વાદ કરીને, તેને પરાજય પમાડવાની વૃત્તિ રોહગુપ્તના અન્તરમાં જન્મી. આથી તે રોહગુપ્તે તે ઉદ્ઘોષણા કરનાર પુરૂષને કહ્યુ કે–" હું તે પરિવ્રાજકની સાથે વાદ કરીશ."

મુનિ રોહગુપ્તે અહીંથી જ ભૂલ કરવાની શરૂઆત કરી. રોહગુપ્તે એટલો તો વિચાર અવશ્ય કરવો જોઈ તો હતો કે–'મારા ગુરૂદેવ આ નગરીમા વિરાજમાન છે. તેતા કે પણ આ ઉદ્ઘોષણા અવશ્ય સાંભળી હશે. તેઓ કાંઈ ઓછા વિદ્વાન અને ઓછા સમર્થ નથી તેમ છતાં પણ તે તારકે આ પરિવ્રાજકની આ ઉદ્ઘોષણાને ઝીલી નથી, માટે કોઈ ગૂઢ કારણ અવશ્ય હશે !' પરંતુ રોહગુપ્તે એટલો ય વિચાર કર્યો નહિ તેમ જ ગુરૂદેવની આજ્ઞા મેળવીને પછી જ ઉદ્ઘોષણાને ઝીલવી એટલી પણ ધીરજ ધરી નહિ. કોઈ પણ સુશિષ્યને માટે આવો

વર્તીને શોભાસ્પદ ન જ ગણાય. ગુરૂદેવને વન્દન કરવાને માટે આવે છે, છતાં પણ ગુરૂદેવની આજ્ઞા મેળવવાની દરકાર પણ રખાતી નથી, એ ભૂલ જ ગણાય.

'હું તે પરિવ્રાજકની સાથે વાદ કરીશ.'–આ પ્રમાણે કહીને, તેના પટહનો નિષેધ કર્યો અને તે પછીથી રોહગુપ્ત ત્યાં આવ્યા, કે જ્યાં તેમના ગુરૂ શ્રી ગુપ્ત નામના આચાર્યભગવાન વિરાજમાન હતા. ત્યાં આવીને રોહગુપ્તે પોતે કરેલા પટહનિષેધની વાત ગુરૂમહારાજને જણાવી. તે સાંભળીને તે આચાર્યભગવાને રોહગુપ્તને સૌથી પહેલુ તો એ જ કહ્યું કે–" તેં આ યોગ્ય કર્યું નહિ !"

રોહગુપ્તને તેની ભૂલ સમજાવતાં, આચાર્યભગવાને પેલા પરિવ્રાજકની કૂટિલતાને વર્ણવી. તે પરિવ્રાજક ન્યાયની રીતિએ વાદ કરતો નહિ, પણ પ્રતિવાદિને ઉપદ્રવ પમાડીને અગર તો પ્રતિવાદિનો ઘાત કરીને પણ. પોતે જીત્યો એમ

જઈને ઉન્માર્ગના ઉપાસક બની જનારા આત્માઓ તો, પોતાની સઘળી જ શક્તિઓને તે ઉન્માર્ગના પોષણ અને પ્રચારમાં કામે લગાડી દઈને, સન્માર્ગના કટ્ટર શત્રુ તરીકેની જ ગરજ સારે છે! પરિવ્રાજક સાથેના વાદના પ્રસંગમાં, રોહગુપ્ત, એવી જ દારૂણી હાલતના ભોગ થઈ પડયા છે.

પેલો પરિવ્રાજક કરતો એવું કે—જો કોઈ તેને પોતાના જ્ઞાનની પ્રબલતાથી જીતી જાય, તો તેને તે વિદ્યામંત્રાદિથી હેરાન કરતો અને મારી પણ નાખતો. વૃશ્ચિક આદિને ઉત્પન્ન કરવાની સાત વિદ્યાઓ તો તેની બહુ જ સ્ફુરાયમાન હતી. રોહગુપ્તને આ વાતની ખબર નહિ હતી, પણ આચાર્ય-ભગવાન તો આ વાતને જાણતા જ હતા: આથી આ શ્રી ગુપ્ત નામના આચાર્યભગવાને, રોહગુપ્તને તે પરિવ્રાજકની કૂટિલતા જણાવી અને તેના પટહનો નિષેધ કરવામાં રોહ-ગુપ્તે કરેલી ભૂલને પણ સમજાવી

ગુરૂમહારાજે આ પ્રમાણે સમજાવ્યું, તે છતાં પણ રોહગુપ્તે તો એ જ કહ્યુ કે—"હે ભગવન! એમ હોય તો પણ શું? હવે કાંઈ ભાગી છૂટાય એમ છે? મેં તેના પટહનો નિષેધ કરી જ દીધો છે, એટલે હવે તો જે થવાનું હોય તે થાઓ!"

રોહગુપ્તની આટલી ધીઠ્ઠતાને જોઈને, ગુરૂમહારાજે કહ્યુ કે—"હે ભદ્ર! જો તારો એવો નિશ્ચય છે કે વાદમા તેનો પરાભવ કરવો, તો તેની સાત વિદ્યાઓનો પરાભવ કરનારી સાત વિદ્યાઓ હું તને આપું છું, તે તું ગ્રહણ કર. આ વિદ્યાઓ પાઠ માત્રથી જ સિદ્ધ થાય એવી છે"

આમ કહીને ગુરૂમહારાજે રોહગુપ્તને મોર આદિની સાત વિદ્યાઓ આપી તેમજ રજોહરણ મંત્રીને આપ્યો અને કહ્યુ કે–" તે પરિવ્રાજક જો વૃશ્ચિક આદિની સાત વિદ્યાઓ સિવાયની પણ કોઈ વિદ્યાથી તને ઉપદ્રવિત કરવાનો પ્રયત્ન કરે, તો તારે આ રજોહરણ માથે ફેરવવો એટલે ગમે તેવા પણ ઉપદ્રવનુ નિવારણ થઈ જશે "

૩૦ જ્યારે ગુરૂમહારાજે એમ કહ્યુ કે– તે પટહનો નિરોધ કર્યો તે યોગ્ય કર્યું નથી '–તો પછી આ પ્રમાણે વિદ્યાઓ તથા મંત્રો

આપેલી વિદ્યાઓના પ્રતાપે પોતે અવશ્ય જીતશે, એવો એનો નિશ્ચય હતો. આ નિશ્ચયના પ્રતાપે ઉત્પન્ન થયેલા ગુમાનમાં રોહગુપ્ત ભાન ભૂલ્યો અને ગર્વપૂર્વક પ્રતિજ્ઞાયુક્તપણે તેણે કહ્યુ કે–"કોણ આ ભિખારી પરિવ્રાજક મારી સાથે વાદ કરવાને ઇચ્છે છે? ભલે એ ગમે તેવો હો એને પોતાને જ પોતાની ઈચ્છા મુજબ પૂર્વ પક્ષ કરવા દો. હું તેનું ખંડન કરીશ."

ગ૦ રોહગુપ્તે ગર્વ કર્યો તે ઠીક ન કર્યું, પણ કહ્યું તો બરાબર ને?

ના. સામો માણસ કયો પક્ષ માંડશે તે જાણ્યા વિના, હું તેના પક્ષનુ ખંડન જ કરીશ, એવી પ્રતિજ્ઞા કેમ થાય? સામો જે પક્ષ માડે તે ખોટો હોય, તો તો તેનુ ખંડન કરવુ એ બરાબર છે. પણ સામાનો પક્ષ સિદ્ધાન્તથી પ્રતિકૂલ ન હોય, તો પછી તેનુ ખંડન કરવાનુ રહે જ શાનું?

સ૦ બરાબર છે સિદ્ધાન્તને અનુકૂળ કથનનુ ખંડન હોય જ શાનું?

રોહગુપ્તે એવું કહેવું જોઇએ કે–'હું સર્વજ્ઞ એવા શ્રી જિનેશ્વરદેવોએ પ્રરૂપેલા સિદ્ધાન્તોનો અનુયાયી છું. આ પરિવ્રાજક જો તેથી વિપરીત માન્યતાને સ્થાપશે, તો હું તેનુ ખંડન કરીશ.' આવા ભાવનું કહેવાને બદલે, રોહગુપ્તે તો પરિવ્રાજક જે કોઈ પક્ષ માડે તેનું ખંડન કરવાની પ્રતિજ્ઞા કરી.

હવે પેલો પરિવ્રાજક મિથ્યાભિમાની હોવા છતાં પણ ચતુર તો હતો જ. તે જાણતો હતો કે–'જૈન મુનિઓ ઘણા નિપુણ હોય છે.' આથી તેણે વિચાર કર્યો કે–'હું જૈનોને જે પક્ષ માન્ય છે તે પક્ષનો જ સ્વીકાર કરીને બોલુ, કે જેથી તે તેનું ખંડન કરી શકે નહિ.' આ પ્રમાણે વિચાર કરીને

તે પરિવ્રાજકે પોતાના પક્ષનું સ્થાપન કરતાં જણાવ્યું કે–"આ વિશ્વમાં શુભ અને અશુભ આદિની જેમ જીવ અને અજીવ–એમ બે જ રાશિઓ છે."

શ્રી જૈન દર્શનને આ વાત સંમત જ છે, એટલે આ વાતનું ખંડન કરવાનું હોય જ નહિ: પણ રોહગુપ્તને મન તો, પેલા પરિવ્રાજકને ગમે તે રીતિએ પરાભવ પમાડવો, એ જ વાત હતી કેવળ સિદ્ધાન્તાદિના સંરક્ષણનો જ હેતુ હોત, તો રોહગુપ્ત આ ઠેકાણે ભૂલ કરત નહિ: પણ રોહગુપ્તનું ધ્યેય પરિવ્રાજકને પરાભવ પમાડવો એ જ હતું, એટલે તેણે પોતે પોતાને અભિમત એવા પણ સિદ્ધાન્તનું ખંડન કરવા માડયું. પરાભિભવની લાલસા, આ રીતિએ, એક વખતના સિદ્ધાન્તસંરક્ષકને પણ સિદ્ધાન્તસંહારક બનાવી મૂકે છે. એક સમયે માથે ચઢાવવાને લાયક પણ વસ્તુ, વિપરીત સ્વભાવની બનતા, પગે ખુંદાવા લાયક બને છે, એ શું તમારાથી છૂપું છે? એ જ રીતિએ, એક વાર જેના દર્શનથી પણ પાપ ટળે–એવી યોગ્યતાને ધરાવનાર વ્યક્તિ હોય, છતાં તે જો સિદ્ધાન્તસંરક્ષક મટીને સિદ્ધાન્તસંહારક બને, તો તે અદૃષ્ટ–કલ્યાણક જેવી દશાને પામે, તેમાં કાંઈ નવાઈ પામવા જેવું છે જ નહિ. આથી તમે સમજી શકશો કે–પરાભિભવની લાલસા સારા પણ માણસને કેવા અધમ સ્થાનમા પટકી દે છે.

પેલા પરિવ્રાજકે–'વિશ્વમાં જીવ અને અજીવ એમ બે જ રાશિ છે'–આ પ્રમાણે પોતાનો પક્ષ રજૂ કર્યો, એટલે રોહગુપ્તે તેનો પરાભવ કરવાના જ એક માત્ર હેતુથી કહ્યુ કે–"આ વિશ્વમા રાશિઓ બે નથી પણ ત્રણ છે: જીવ, અજીવ

અને નોજીવ: ઉત્તમ, મધ્યમ અને અધમની જેમ!"

સિદ્ધાન્તથી વિપરીત એવી પણ આ વસ્તુને, રોહગુપ્તે અનેકવિધ યુક્તિઓ દ્વારા રાજસભામાં સિદ્ધ કરી બતાવી અને પરિવ્રાજકને તો નિરુત્તર પણ કરી દીધો! બુદ્ધિની તીક્ષ્ણતાના યોગે આમ બનવું એ સહજ છે. સુયુક્તિઓ કરતાં કુયુક્તિઓ પાર વિનાની છે અને અભિનિવેશી બનેલા આત્માઓએ એ કુયુક્તિઓ દ્વારા અજ્ઞાન જગતને ભરમાવવામાં કમીના પણ નથી રાખી.

રોહગુપ્તની યુક્તિઓ પાસે નિરુત્તર બનેલો પરિવ્રાજક ક્રોધથી ધમધમી ઉઠ્યો અને તેણે વૃશ્ચિક આદિની સાતેય વિદ્યાઓનો ઉપયોગ કર્યો, પણ શ્રી ગુપ્ત નામના આચાર્યભગવાને આપેલી મોર આદિની સાતેય વિદ્યાઓના ઉપયોગ દ્વારા, રોહગુપ્તે તેને તેમાં પણ ફાવવા દીધો નહિ. આખરે પરિવ્રાજકે ગર્દભી મૂકી, એટલે ગુરૂએ મંત્રીને આપેલો રજોહરણ પોતાના માથે ભમાવીને તે રોહગુપ્તે તે જ રજોહરણ વડે ગર્દભીને મારી, જેથી તે ગર્દભી પરિવ્રાજક ઉપર જ પોતાના મૂત્રને અને વિષ્ઠાને કરીને ચાલી ગઈ. પરિવ્રાજક પાસે હવે કોઈ વિદ્યાબળ હતું જ નહિ, એટલે તે ઝંખવાણો પડી ગયો અને લોકોએ તેને તિરસ્કાર પૂર્વક તે અન્તરંજીકા નામની નગરીની બહાર કાઢી મૂક્યો.

આ રીતિએ પોતાના બુદ્ધિબળથી અને ગુરૂમહારાજાએ આપેલ વિદ્યાઓ આદિના પ્રતાપે રોહગુપ્તે વિજય તો મેળવ્યો, પણ આ વિજય અર્થવિહીન હતો. હજુ રોહગુપ્તની પાસે બચવાનો એક ઉપાય હતો. પરિવ્રાજકને પરાજય પમાડ્યા

બાદ, તે રોહગુપ્તને સભા સમક્ષ ખૂલાસો કરી દેવો જોઈતો હતો કે-'તેના ગર્વને ટાળવાને માટે જ મેં ત્રિરાશિ મતનું પ્રતિપાદન કર્યું હતુ, પણ તે બરાબર નથી. સાચો મત તો બે રાશિઓનો જ છે ' પરન્તુ આ બને ક્યારે ? સિદ્ધાન્તનો વિજય એ જ સાચો વિજય છે, એમ સમજાયુ હોય તો ! વિવાદનું ધ્યેય પરાભિભવ નહિ પણ સિદ્ધાન્તસંરક્ષણ એ હોય તો !! કેટલીક વાર એવું પણ બની જાય છે કે–એક માણસ સાચા પણ સિદ્ધાન્તપક્ષને, પોતાના બુદ્ધિદૌર્બલ્ય આદિના કારણે કુયુક્તિઓ સામે યથાસ્થિતપણે સાબીત ન કરી શકે અને બીજો માણસ પોતાના સિદ્ધાન્તવિપરીત એવા પણ પક્ષને બુદ્ધિવિલાસ દ્વારા કુયુક્તિઓનો આશ્રય લઈને અજ્ઞાન લોકમા સત્ય તરીકે સાબીત કરી બતાવે · પરન્તુ આવું ક્વચિત્ બને અને એવું બને ત્યારે અનેક આત્માઓ મ્હેજે ઉન્માર્ગના ઉપાસક બની જાય આથી જ ઉપકારિઓ ફરમાવે છે કે– કલ્યાણના અર્થિએ પોતાની બુદ્ધિને પણ શ્રી જિનાજ્ઞાને જ અનુસરવામાં યોજવી જોઇએ. જે આત્માઓની બુદ્ધિ શ્રી જિનાજ્ઞાની સામે સ્વચ્છન્દી બને છે, તે આત્માઓ આ જગતમા કારમો અનર્થ મચાવે છે અને તેમા પણ જો તેઓ પહેલા સુવિહિત તરીકેની ખ્યાતિને પામેલા હોય છે, તો તો સંખ્યાબંધ ભદ્રિક અને અજ્ઞાન આત્માઓને માટે તેઓ, એક કસાઈથી પણ કારમા શત્રુ જેવા બની જાય છે.

રોહગુપ્તનો પ્રસંગ હજુ આગળ ચાલુ છે રોહગુપ્ત એ રીતિએ વિજય મેળવીને શ્રી ગુપ્ત નામના આચાર્ય ભગવાન પાસે આવે છે તે કહે છે કે–"હે ભગવન્ ! પ્રથમ

તે પરિવ્રાજકે જીવ અને અજીવ એ બે રાશિઓ ગ્રહણ કરીને પક્ષ કર્યો, પણ ત્રીજો નોજીવ રાશિનો વિભાગ યુક્તિપુરસ્સર સિદ્ધ કરીને, તે પક્ષનું મેં ખંડન કર્યું."

આની સામે તરત જ ગુરૂમહારાજ પૂછે છે કે-"તેને જીત્યો એ તેં સારૂ કર્યું, પણ તેને જીત્યા બાદ-'આ ત્રીજો નોજીવ રાશિ તે અમારો અપસિદ્ધાન્ત છે.'-એમ તેં સભાને કહ્યુ કે નહિ ?"

વિચાર કરો કે-ગુરૂમહારાજમાં સિદ્ધાન્તસંરક્ષણની વૃત્તિ કેટલી બધી પ્રબલ છે ? પહેલી જ તકે, તેઓ એ જ પૂછે છે કે-નોજીવ રાશિ હોવાનો સિદ્ધાન્ત ખોટો છે, એ વાત તે જાહેર કરી કે નહિ ? શ્રી જિનશાસનના શત્રુને જીતવાને માટે પણ, શ્રી જિનશાસનના સિદ્ધાન્તથી વિપરીત સિદ્ધાન્ત પ્રચાર પામે એવું તો વર્તન ન જ થઇ શકે. આથી ગુરૂમહારાજ રોહગુપ્તને કહે છે કે-"જે ખેર, થયું તે ખરૂં, પણ હજુ ય તું સભામા પાછો જા અને કહે કે-નોજીવ રાશિ હોવાનો સિદ્ધાન્ત અમારો નથી, પણ મેં જે નોજીવ રાશિ પણ હોવાનું પ્રતિપાદન કર્યું હતું, તે તો કેવળ પેલાની બુદ્ધિને પરાસ્ત કરીને તેનો ગર્વ ઉતારવા પૂરતું જ હતું"

આ રીતિએ ગુરૂ મહારાજે બહુ બહુ કહ્યુ, બહુ બહુ પ્રકારે રોહગુપ્તને સમજાવ્યો, પણ રોહગુપ્ત માન્યુ નહિ: એટલુ જ નહિ, પણ રોહગુપ્તે તો ગુરૂમહારાજના કથનનો પણ વિરોધ કરવા માંડ્યો. જે ગુરૂમહારાજે મોર આદિની સાત વિદ્યાઓ શીખવી તથા મંત્રેલો રજોહરણ આપ્યો અને એના જ પ્રતાપે રોહગુપ્ત જીતીને જીવતો પાછો ફરી શક્યો,

તે જ ગુરૂમહારાજ સામે રોહગુપ્ત થયો. અણીના અવસરે ગુરૂમહારાજે કરેલી અનુપમ સહાયને તે ભૂલી ગયો અને શાસ્ત્રવિહિત બે રાશિ જ હોવાના મતને ખોટો કહીને રોહગુપ્તે સ્વકલ્પિત એવો ત્રણ રાશિઓ હોવાનો મત સ્થાપન કરવા માંડ્યો.

આટલું છતાં પણ, સ્વપર-ઉપકારની જ ભાવનાથી ભરેલા ગુરૂમહારાજે, ઉન્માર્ગે વળતા તે રોહગુપ્તને શાસ્ત્ર પાઠોથી અને વિવિધ યુક્તિઓથી સમજાવવાનો પ્રયત્ન કર્યો, કે જેથી તેના જેવો બુદ્ધિશાલી અને ભણેલો આત્મા, સન્માર્ગમાં સુસ્થિત થઈ શકે: પરન્તુ રોહગુપ્ત તો કારમા અભિનિવેશને આધીન બની ગયો હતો. તેણે તો શાસ્ત્રપાઠોનો ખોટો પણ અર્થ કરીને, પોતાનો સિદ્ધાન્તથી વિપરીત મત પુષ્ટ કરવાનો પ્રયત્ન આરંભ્યો. એની સામે ગુરૂમહારાજે શ્રી સ્થાનાંગ, શ્રી અનુયોગદ્વાર, શ્રી ઉત્તરાધ્યયન અને શ્રી ભગવતીજી સૂત્ર આદિમાના પાઠોથી, સિદ્ધાંતમાં ત્રણ નહિ પણ બે જ રાશિ હોવાની વાત તેને કહી. યુક્તિથી સમજાવતા એમ પણ કહ્યું કે–' તું જેમ જીવ અને અજીવને બદલે ખોટી રીતિએ જીવ, અજીવ અને નોજીવ માનવાનું કહે છે, તેમ તો તારે નોઅજીવનો ચોથો ભેદ પણ માનવો પડશે, એટલે તારો ત્રણનો મત તો ટકતો જ નથી ' છેલ્લે છેલ્લે એમ પણ કહ્યું કે–"સમભિરૂઢ નય નોજીવને માને છે, તે ય જીવથી ભિન્ન જીવદેશને નોજીવ માને છે એમ નથી જ. આ રીતિએ નોજીવને માનવા છતાં પણ, નોજીવ એ ત્રીજો રાશિભેદ છે એમ તો એ માનતો જ નથી. નૈગમ આદિ બીજા નયો પણ, જીવ અને

અજીવ એમ બે રાશિ જે માને છે વળી, સમભિરૂઢ નય જીવના દેશને નોજીવતરીકે ભલે માને, પણ તારે એ વિચારવું જોઈએ કે—તે માન્યતા એક જ નયની હોવાથી મિથ્યાત્વ છે, જ્યારે સર્વ નયાત્મક શ્રી જિનમતને જ જો તૂ ઇચ્છતો હોય, તો તૂ ત્રિરાશિના અભિપ્રાયને તજી દે અને બે રાશિના સિદ્ધાન્તાનુસારી અભિપ્રાયનો સ્વીકાર કર ! કારણ કે—એક પદની પણ વિપ્રતિપત્તિ તે મિથ્યાત્વ છે, તો પછી રાશિમા વિપ્રતિપત્તિ હોય તો તે મિથ્યાત્વ થાય, એમા શી નવાઇ છે ? સૂત્રમાના એક પદમાનો એક અક્ષર પણ જો ન રૂચતો હોય, તો બાકીનુ સઘળુ રૂચતું હોવા છતા ય, તે મિથ્યાત્વ છે, એમ જ્ઞાનિઓ ફરમાવે છે ”

આ રીતિએ ગુરૂમહારાજે રોહગુપ્તને ઘણી ઘણી રીતિએ સમજાવવાનો પ્રયત્ન કર્યો છે, જેનું શાસ્ત્રોમા વિસ્તારથી વર્ણન કરેલુ છે, પણ રોહગુપ્ત એકનો બે થયો નહિ

હવે જે બને છે, તે પણ ખાસ ધ્યાનમા રાખવા જેવું છે રોહગુપ્ત વિદ્વાન છે, બુદ્ધિશાલી છે, પરવાદિને પરાસ્ત કરીને આવેલો છે, લોકમાં તો તે શ્રી જૈન શાસનનો વિજયડંકો વગડાવી આવ્યો છે, છતા ગુરૂમહારાજ તેને માત્ર આ એક જ વિષયમા મિથ્યા અભિપ્રાયવાળો જાણતા શું કરે છે, તે જાણવા અને સમજવા જેવું છે ગુરૂમહારાજ એવું પણ કરે છે, કે જેથી રોહગુપ્તને સાચા જૈન મુનિ તરીકે કોઇ સ્વીકારે નહિ રોહગુપ્ત સમર્થ હોવાથી, પાછળથી તો તે એક મિથ્યા દર્શનનો ઉત્પાદક બને છે, છતા પણ સિદ્ધાન્તરક્ષાના રહસ્યને જાણનારા ગુરૂમહારાજે તો, પોતાના કર્ત્તવ્યને અદા કરવામા

લેશ પણ ઉપેક્ષા કે ભીરૂતા સેવી નથી આજે કેટલાકો કહે છે કે-'માત્ર એકાદ વાતમા સિદ્ધાન્તવિરૂદ્ધ અભિપ્રાય ધરાવનારનો વિરોધ શા માટે કરવો જોઇએ? વિરોધ કરવાથી તો તે વધુ ઉન્માર્ગગામી બને' વિરોધ કરવાથી, અભિનિવેશને આધીન બનેલો આત્મા જબ્બર ઉન્માર્ગપોષક બને અને અજ્ઞાન આત્માઓને પોતાના કલ્પિત ઉન્માર્ગના અનુગામી બનાવી દે એ શકય છે, પણ સાથે એ ય વિચારવુ જોઈએ કે-'એમ સિદ્ધાન્તથી વિપરીત એવા એક એક અભિપ્રાયને પણ જો નિભાવી લેવામાં આવે, તો જતે કાળે કેટલા વિપરીત અભિપ્રાયો ઉભરાઈ જાય? પછી વાસ્તવિક અભિપ્રાયો રહે કયાં અને સમન્વય શી રીતિએ?' અવિધિના પોષણનો વિરોધ કરતા પણ, ઉપકારિઓએ આ જ વાત જણાવી છે. વિધિબહુમાન પૂર્વકનો અવિધિ ક્ષન્તવ્ય છે, પણ શાસનને ચલાવવાને નામે વિધિબહુમાનરહિત અવિધિને નિભાવી લેવામા આવે, તો પરિણામે શાસન રહે જ શાનુ? વિધિના આદર વિનાની અવિધિમય ક્રિયા, એ તો વસ્તુત. શાસનની ક્રિયા છે જ નહિ આથી-'અવિધિએ કરવા કરતા ન કરવું તે સારૂં'-એમ કહેનારાઓને જેમ ઉપકારિઓએ નિષેધ્યા છે, તેમ વિધિબહુમાનથી બેદરકાર રહીને પણ થતી ક્રિયાઓમા તીર્થની સ્થિતિ અને તીર્થના વિસ્તારને માનનારાઓને, ઉપકારિઓએ નિષેધ્યા જ છે આ વસ્તુને પણ, તેવી અમુક વિષયના વિપરીત અભિપ્રાયવાળાનો પ્રતિકાર નહિ કરવાની વાતો કરનારાઓએ, વિચારવાની જરૂર છે. આજે તો, એકતાના નામે, શ્રી જિનાગમોને નહિ માનનારા

ઓની સાથે પણ, એક ધર્મના જ અનુયાયી તરીકેનો વર્તાવ રાખવાની વાતો કરાઈ રહી છે: કારણ કે-તેવી વાતો કરનારાઓ પોતે જ શ્રદ્ધાળુ નથી. ખરેખર; આજે માનપાનની તીવ્ર લાલસા, અભિનિવેશની કારમી આધીનતા અને શ્રદ્ધાહીનતા, એ વિગેરેનો ભોગ બનેલી ભિન્ન ભિન્ન વ્યક્તિઓ, શાન્તિના નામે સુવિહિતો ઉપર કાદમાં પણ કલ્પિત કલંકોને મૂકવા દ્વારાએ અને એકતાના નામે જનતામાં અનેક પ્રકારની મિથ્યા માન્યતાઓને પ્રસરાવે છે. આવા સમયે કલ્યાણના અર્થી આત્માઓ જો ખૂબ જ સાવધ ન રહે, તો કયા સમયે તેઓ સન્માર્ગથી ભ્રષ્ટ બનીને ઉન્માર્ગના ઉપાસક બની જાય, તે કલ્પવું પણ મુશ્કેલ છે.

હવે રોહગુપ્તના પ્રસંગમાં એવું બને છે કે-જ્યારે તે અનેક યુક્તિઓથી સમજાવવા છતાં પણ, પોતાના સિદ્ધાન્તવિપરીત અભિપ્રાયને તજવાને તૈયાર થતો નથી, પરન્તુ પોતાના મિથ્યાભિપ્રાયને જ વળગી રહે છે, ત્યારે ગુરૂમહારાજ વિચાર કરે છે કે-" સમ્યગ્ માર્ગથી આ રોહગુપ્ત નષ્ટ થયો છે. હવે તે ઘણા લોકોને સમ્યગ્ માર્ગથી નષ્ટ ન કરે એ માટે, હું જાતે જ રાજસભામાં જાઉં અને ઘણા માણસોની સમક્ષ તેની સાથે વાદ કરીને તેનો નિગ્રહ કરૂં, કે જેથી-'રોહગુપ્ત પરાજય પામ્યો છે'-એમ ઘણા લોકો જાણે, એટલે તેના વચનને કોઈ માન્ય કરે નહિ !"

શ્રી ગુપ્ત નામના આચાર્યમહારાજે કરેલા આ વિચારથી, કોઈને અજ્ઞાનતાના કારણે એમ લાગવું એ સંભવિત છે કે- 'તેઓશ્રીએ આ પ્રયત્ન પરાભિભવને માટે કર્યો, એમ કેમ

ન કહી શકાય ?'

સ૦ હવે એમ લાગવું એ સંભવિત નથી, કારણ કે-વિસ્તારથી ખૂલાસો થઈ ગયો છે. જો ખૂલાસો ન થયો હોત, તો તો મને આપનાં લખેલાં પુસ્તકો, વ્યાખ્યાનો અને લેખોને માટે લાગ્યું તેમ અહીં પણ લાગત, પણ હવે તો સમજાઈ ગયું છે કે-સિદ્ધાન્તરક્ષા અને બીજાનો પરાજય કરવાની ઈચ્છા-એ બન્ને ધ્યેયો જ ભિન્ન છે.

તમને અને તમારા પ્રશ્નના કારણે તમારા જેવી શંકાવાળા બીજાઓને પણ વાસ્તવિક વાત જચી ગઈ, એ આનંદનો વિષય છે. શ્રી ગુપ્ત નામના આચાર્યભગવાન રોહગુપ્તને જાહેર રીતિએ પરાજય પમાડવાનો નિર્ણય કરે છે, પણ રોહગુપ્તનો પરાજય, એ એ મહાપુરૂષનું ધ્યેય નથી જ. એ મહાપુરૂષનુ ધ્યેય તો સિદ્ધાન્તરક્ષા જ છે. મહાપુરૂષોએ અવસર આવ્યે વાદો પણ કર્યા છે અને સિદ્ધાન્તથી વિપરીત પ્રરૂપણા કરનારાઓને પરાજિત કરવાના પ્રયત્નો પણ કર્યા છે, પણ એ ઉપકારિઓની વૃત્તિ કયી ? પરાભિભવની નહિ જ, પણ કેવળ સિદ્ધાન્તરક્ષાની જ !

ગુરૂમહારાજે, પછી તો રાજસભામાં જઈને વાદ કર્યો છે અને છેવટે રોહગુપ્તને લોકોનો ફીટકાર પામતો પણ કરી દીધો છે, પણ તેની અહીં જરૂર નહિ હોવાથી, આપણે તે પ્રસંગમાં ઉંડા ઉતરતા નથી. આપણે તો એ જ જોવું હતું કે-'પરાભિભવની અભિલાષા કેવી રીતિએ ઉન્માર્ગે ઘસડી જાય છે અને સિદ્ધાન્તરક્ષાની સ્વપરહિતકારિણી અભિલાષા કયી રીતિએ રોહગુપ્ત જેવા બુદ્ધિશાલી અને વિદ્વાનને પણ ઉખેડી દેવાને પ્રેરે છે.' આપણે આ પ્રસંગમાં આ બન્ને ય વસ્તુઓને બરાબર જોઈ શક્યા છીએ.

**પૌદ્ગલિક અભિલાષા પણ ન જોઈએ :**

'મહાપુરૂષો શાસ્ત્રરચના આદિની પ્રવૃત્તિ જેમ પ્રજ્ઞાગર્વ કરીને કરતા નથી, તેમ પરાભિભવના હેતુથી પણ કરતા નથી.'–આ વસ્તુને જોયા બાદ, હવે આપણે એ પણ વિચારીએ કે–ઈહલૌકિક સંપત્તિ આદિની પ્રાપ્તિ માટે પણ મહાપુરૂષો શાસ્ત્રનિર્માણ આદિની સત્પ્રવૃત્તિને આચરતા નથી પ્રજ્ઞાગર્વ એ જેમ ભયંકર વસ્તુ છે અને પરાભિભવનો હેતુ એ પણ જેમ ત્યાજ્ય વસ્તુ છે, તેમ આ લોક કે પરલોક સંબંધી પૌદ્ગલિક અભિલાષા એ પણ ભયંકર વસ્તુ છે. અજ્ઞાનનો જ એ વિલાસ છે કે–આત્માઓ વિષયસુખની લાલસાને આધીન બનીને એવી એવી પ્રવૃત્તિઓને આચરવાને પ્રેરાય છે, કે જે પ્રવૃત્તિઓ પરિણામે ભયંકર દુઃખોને જ દેનારી નિવડે છે. મોહથી અન્ધ બનેલા આત્માઓ, વસ્તુના ગુણોને અને દોષોને જોઈ શકતા નથી અને એથી તેવા આત્માઓ દુઃખના દ્વેષી તથા સુખના અર્થી હોવા છતા પણ, જે જે ચેષ્ટાને કરે કરે છે, તે તે ચેષ્ટાથી દુઃખને જ પામે છે. વસ્તુના ગુણોનું અને દોષોનું જ્ઞાન, એ પણ કલ્યાણની અભિલાષાવાળાને માટે પરમ આવશ્યક વસ્તુ છે અને તેવા પ્રકારનું જ્ઞાન જે પુણ્યાત્માઓને પ્રાપ્ત થયુ હોય છે, તે પુણ્યાત્માઓ કોઈ કાળે પણ પૌદ્ગલિક અભિલાષાને અશ્રેયસ્કર માન્યા વિના રહી શકતા જ નથી. આ દશામા મોક્ષસાધક પ્રવૃત્તિને વિષ રૂપ અને ગર રૂપ બનાવવાને માટે મહાપુરૂષો તૈયાર થાય, એ શક્ય જ નથી. સાચા મહાપુરૂષો સત્પ્રવૃત્તિ દ્વારા જો કાંઈ ઉપાર્જન કરવાને ઇચ્છે, તો શું ઉપાર્જન કરવાને ઈચ્છે ? મોક્ષનું

ન કહી શકાય ?'

સ૦ હવે એમ લાગવુ 'એ સભ્રવિત નથી, કારણ કે–વિસ્તારથી ખૂલાસો થઈ ગયો છે જો ખૂલાસો ન થયો હોત, તો તો મને આપના લખેના પુસ્તકો, વ્યાખ્યાનો અને લેખોને માટે લાગ્યુ તેમ અહી પણ લાગત, પણ હવે તો સમજાઈ ગયુ છે કે–સિદ્ધાન્તરક્ષા અને બીજાનો પરાજય કરવાની ઇચ્છા એ બન્ને ધ્યેયો જ ભિન્ન છે.

તમને અને તમારા પ્રશ્નના કારણે તમારા જેવી શંકા વાળા બીજાઓને પણ વાસ્તવિક વાત જચી ગઈ, એ આનંદનો વિષય છે શ્રી ગુપ્ત નામના આચાર્યભગવાન રોહગુપ્તને જાહેર રીતિએ પરાજય પમાડવાનો નિર્ણય કરે છે, પણ રોહગુપ્તનો પરાજય, એ એ મહાપુરૂષનુ ધ્યેય નથી જ. એ મહાપુરૂષનુ ધ્યેય તો સિદ્ધાન્તરક્ષા જ છે મહાપુરૂષોએ અવસર આવ્યે વાદો પણ કર્યા છે અને સિદ્ધાન્તથી વિપરીત પ્રરૂપણા કરનારાઓને પરાજિત કરવાના પ્રયત્નો પણ કર્યા છે, પણ એ ઉપકારિઓની વૃત્તિ કયી ? પરાભિભવની નહિ જ, પણ કેવળ સિદ્ધાન્તરક્ષાની જ !

ગુરૂમહારાજે, પછી તો રાજસભામા જઈને વાદ કર્યો છે અને છેવટે રોહગુપ્તને લોકોનો ફીટકાર પામતો પણ કરી દીધો છે, પણ તેની અહીં જરૂર નહિ હોવાથી, આપણે તે પ્રસગમા ઉડા ઉતરતા નથી આપણે તો એ જ જોવુ હતુ કે–'પરાભિભવની અભિલાષા કેવી રીતિએ ઉન્માર્ગે ઘસડી જાય છે અને સિદ્ધાન્તરક્ષાની સ્વપરહિતકારિણી અભિલાષા કયી રીતિએ રોહગુપ્ત જેવા બુદ્ધિશાળી અને વિદ્વાનને પણ ઉખેડી દેવાને પ્રેરે છે' આપણે આ પ્રસગમા આ બન્ને ય વસ્તુઓને બરાબર જોઈ શક્યા છીએ

પૌદ્‌ગલિક અભિલાષા પણ ન જોઇએ :

'મહાપુરૂષો શાસ્ત્રરચના આદિની પ્રવૃત્તિ જેમ પ્રજ્ઞાગર્વે કરીને કરતા નથી, તેમ પરાભિભવના હેતુથી પણ કરતા નથી.'–આ વસ્તુને જોયા બાદ, હવે આપણે એ પણ વિચારીએ કે–ઈહલૌકિક સંપત્તિ આદિની પ્રાપ્તિ માટે પણ મહાપુરૂષો શાસ્ત્રનિર્માણ આદિની સત્પ્રવૃત્તિને આચરતા નથી પ્રજ્ઞાગર્વ એ જેમ ભયંકર વસ્તુ છે અને પરાભિભવનો હેતુ એ પણ જેમ ત્યાજ્ય વસ્તુ છે, તેમ આ લોક કે પરલોક સંબંધી પૌદ્‌ગલિક અભિલાષા એ પણ ભયંકર વસ્તુ છે. અજ્ઞાનનો જ એ વિલાસ છે કે–આત્માઓ વિષયસુખની લાલસાને આધીન બનીને એવી એવી પ્રવૃત્તિઓને આચરવાને પ્રેરાય છે, કે જે પ્રવૃત્તિઓ પરિણામે ભયંકર દુઃખોને જ દેનારી નિવડે છે. મોહથી અન્ધ બનેલા આત્માઓ, વસ્તુના ગુણોને અને દોષોને જોઇ શકતા નથી અને એથી તેવા આત્માઓ દુઃખના દ્વેષી તથા સુખના અર્થી હોવા છતા પણ, જે જે ચેષ્ટાને કરે કરે છે, તે તે ચેષ્ટાથી દુઃખને જ પામે છે. વસ્તુના ગુણોનું અને દોષોનુ જ્ઞાન, એ પણ કલ્યાણની અભિલાષાવાળાને માટે પરમ આવશ્યક વસ્તુ છે અને તેવા પ્રકારનૂ જ્ઞાન જે પુણ્યાત્માઓને પ્રાપ્ત થયુ હોય છે, તે પુણ્યાત્માઓ કોઇ કાળે પણ પૌદ્‌ગલિક અભિલાષાને અશ્રેયસ્કર માન્યા વિના રહી શકતા જ નથી. આ દશામાં મોક્ષસાધક પ્રવૃત્તિને વિષ રૂપ અને ગર રૂપ બનાવવાને માટે મહાપુરૂષો તૈયાર થાય, એ શક્ય જ નથી. સાચા મહાપુરૂષો સત્પ્રવૃત્તિ દ્વારા જો કાંઈ ઉપાર્જન કરવાને ઇચ્છે, તો શું ઉપાર્જન કરવાને ઇચ્છે ? મોક્ષનું

ઉપાર્જન, એ જ એ ઉપકારિઓનુ ધ્યેય હોય છે અને એથી તે ઉપકારિઓ જગતના જીવોને પણ મોક્ષના ઉપાર્જનને માટે જ ઉદ્યમશીલ બનવાની ઉપદેશાદિ દ્વારાએ પ્રેરણા કરે છે આ શ્રી ધર્મરત્ન પ્રકરણ નામનુ શાસ્ત્રરત્ન પણ જેમ પ્રજ્ઞા ગર્વથી કે પરાભિભવની ઈચ્છાથી નથી રચાયુ તેમ કોઈ પણ પૌદ્ગલિક વસ્તુના ઉપાર્જન માટે પણ નથી રચાયુ

## સાચી અનુગ્રહબુદ્ધિ જ જોઈએ

તો પછી કયા હેતુથી આ શાસ્ત્રરત્નનુ નિર્માણ થયુ છે? જીવો ઉપ ની અનુગ્રહબુદ્ધિથી જ આ શાસ્ત્રરત્નની આચાર્યભગવાન શ્રીમત્ શાન્તિસૂરીશ્વરજી મહારાજાએ રચના કરી છે 'જીવો ઉપરની અનુગ્રહબુદ્ધિ પણ કયા પ્રકારની?' —એ વસ્તુ સમજી લેવી જોઈએ દુનિયાના જીવો આ લોક કે પરલોકમા બધી વિષયસુખોને પામે એવી બુદ્ધિ, એ વાસ્તવિક રીતિએ અનુગ્રહબુદ્ધિ જ નથી વાસ્તવિક કોટિની અનુગ્રહ બુદ્ધિ તો એ જ છે કે—અનન્ત ઉપકારી, અનન્તજ્ઞાની શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલા સદ્ધર્મ રૂપ મોક્ષમાર્ગને પામીને, આ દુનિયાના જીવો આદિવાળા પણ અનન્ત વિનાના શિવ સુખને પામો! બીજા જીવો પ્રત્યે જેમ આ પ્રકારની અનુગ્રહ બુદ્ધિ હોવી જોઈએ, તેમ ધર્મોપદેશના દાતામા પોતાના આત્મા પ્રત્યે પણ આ પ્રકારની જ અનુગ્રહબુદ્ધિ હોવી જોઈએ આચાર્યભગવાન શ્રીમત્ શાન્તિસૂરીશ્વરજી મહારાજાએ, આ પ્રકારની સ્વ-પર પ્રત્યેની અનુગ્રહબુદ્ધિથી જ, આ શાસ્ત્રરત્નની રચના કરી છે આ પ્રકારની અનુગ્રહબુદ્ધિ પોતાના આત્મામા

પણ પ્રગટે અને વિકસે, એ માટે દુઃખના દ્વેષી અને સુખના અર્થી એવા દરેક આત્માએ પ્રયત્ન કરવો જોઈએ.

**મોક્ષસુખના અર્થી બનાવવાનો જ પ્રયત્ન કરો:**

આ અનુગ્રહબુદ્ધિના સ્વરૂપને અને રહસ્યને જાણનારા આત્માઓ, અર્થ આદિની દેશના દેવાને પ્રેરાય કે વિષાનુષ્ઠાન તથા ગરાનુષ્ઠાનનો ઉપદેશ દેવાને પ્રેરાય, એ શક્ય જ નથી. અનુગ્રહબુદ્ધિના સ્વરૂપ અને રહસ્યથી અજ્ઞાત આત્માઓ જ, અર્થ આદિની દેશના દેવામાં અગર તો વિષાનુષ્ઠાન અને ગરાનુષ્ઠાનનો ઉપદેશ દેવામા, પોતે ઉપકાર કરી રહ્યા છે એમ માને છે. ખરેખર, અજ્ઞાન લોકોમા ઉપકારના નામે અર્થ આદિની દેશના અને વિષાનુષ્ઠાન તથા ગરાનુષ્ઠાનનો ઉપદેશ ઘણી જ સહેલાઈથી કરી શકાય છે. અજ્ઞાન લોક તો એવા ઉપદેશકને ખૂબ માનપાનથી નવાજે, એમા પણ નવાઈ પામવા જેવું કાંઈ છે નહિ. કારણ કે–અજ્ઞાન લોકને એ ઈષ્ટ છે! પરન્તુ એ પ્રવૃત્તિ ઘણુ જ નુકશાન કરનારી છે! અર્થ અને કામની આસક્તિમાં ચકચૂર બનેલી દુનિયા સમક્ષ અર્થ–કામની દેશના કરવી, એ તો એ દુનિયાને ઉન્મત્ત બનાવવાનો જ એક પ્રયત્ન છે અને પૌદ્ગલિક સંયોગોમાં સુખ માનનારા જગત સમક્ષ–'પૌદ્ગલિક સંયોગોને પ્રાપ્ત કરવાને માટે પણ ધર્મ કરી શકાય છે.'–એવો ઉપદેશ આપવો, એ તો દુઃખના દ્વેષી તથા સુખના અર્થી જગતને, સાચા સુખના સાધક સન્માર્ગથી વંચિત બનાવીને, દુઃખના જ માર્ગે દોરવાનો દુષ્ટમા દુષ્ટ પ્રયાસ છે. દુઃખદ્વેષી અને

સુખાર્થી જગત સમક્ષ તો, દુઃખનું જ્યાં નામનિશાન પણ નથી અને સુખનો જ્યાં પાર નથી, એવા સ્થાનને પ્રાપ્ત કરવાને માટેનો જ સદ્ધર્મનો ઉપદેશ આપવો જોઇએ જગતના જીવોને ધર્મના અર્થી અને આરાધક બનાવવાના છે, પણ તે મોક્ષના હેતુથી જ ! આ માટે, દુનિયાના જીવોને તો પૌદ્ગલિક સુખોની તૃષ્ણાથી વિમુક્ત અને મોક્ષસુખના અર્થી બનાવવાનો જ સાચા ઉપકારિઓએ પ્રયત્ન કરવો જોઇએ

<u>સાચો પરોપકાર સ્વોપકારથી ભિન્ન નથી</u>

ઉપકારના સાચા સ્વરૂપને જાણનાર પરમર્ષિઓમાના એક પરમર્ષિ, સમર્થ પ્રવચનધર, આચાર્યભગવાન શ્રીમદ્ મુનિસુન્દરસૂરીશ્વરજી મહારાજાએ–'સાચો પરોપકાર કોને કહેવાય ? અને સાચા પરોપકારરસિકે પરોપકાર સાધવાને માટે શું કરવું જોઇએ ?'–એ વસ્તુનું એક સ્થળે ઘણું જ સુન્દર વિવરણ કર્યું છે પહેલા તો તેઓશ્રી–'પરોપકાર કરવો જોઇએ '–એ વાતનુ પ્રતિપાદન કરતા ફરમાવે છે કે–

"પોતાની શક્તિના પ્રમાણમા, એટલે કે–પોતાની શક્તિને ગોપવ્યા વિના નિરંતર પરોપકાર કરવો, એ ઉત્તમ પુરૂષોની ઉત્તમ નીતિ છે કારણ કે–પરોપકાર એ સ્વોપકારથી ભિન્ન નથી અને એ જ કારણે પરોપકારને કરતો આત્મા, સ્વોપકાર અને પરોપકાર–એમ ઉભય પ્રકારના ઉપકારને

ભિન્ન હોય. ઉત્તમ આત્માઓ નિરંતર શક્તિને ગોપવ્યા વિના પરોપકારની સાધનામાં ઉદ્યમશીલ બન્યા રહે છે, તેનું મૂળ નિદાન આ જ છે કે-સાચો પરોપકાર સ્વોપકારથી ભિન્ન નથી. આજે દુનિયામાં 'અહિંસા' અને 'સત્ય'ના નામે પણ જેમ હિંસાને અને અસત્યને પોષાય છે, તેમ પરોપકારના નામે પણ સાચા પરોપકારની ઘાતક પ્રવૃત્તિઓ થઈ રહી છે. તેવી રીતિએ અનર્થ કરનારાઓને અહિંસા, સત્ય કે પરોપકારના સિદ્ધાન્ત વિષે વાસ્તવિક પ્રકારનું જ્ઞાન નથી, છતાં પણ તેઓ એવા ગર્વથી ફુલાતા ફરે છે કે-'અહિંસાદિના વિષયમાં અમારા જેટલી બીજા કોઈમાં સમજશક્તિ છે જ નહિ!' પરોપકારની વૃત્તિ એ ઘણી સુન્દર વૃત્તિ છે, પરન્તુ જેનામાં પરોપકારની વૃત્તિ જન્મી છે તે આત્માઓએ, પરોપકારના સ્વરૂપને સમજવા તરફ જરા ય બેદરકાર રહેવા જેવું નથી. ક્રમથી કમ, પરોપકાર એવો તો ન જ હોઈ શકે, કે જે સામાના આત્મહિતનો ઘાતક હોય શ્રી જિનેશ્વરદેવોનું શાસન એવો પરોપકાર કરવાનું વિધાન કરતું જ નથી, કે જે પરોપકાર આત્માનો અપકાર કરનારો થાય. આત્માને આત્મસ્વરૂપની સાધનામાંથી ભ્રષ્ટ કરીને પરસ્વરૂપની સાધનામ. યોજનાર કોઈ પણ પ્રવૃત્તિને, પરોપકારની પ્રવૃત્તિ તરીકે ઓળખવી, એ કેવળ અજ્ઞાનનો જ વિલાસ છે. જેણે ઊંચામાં ઉંચી કોટિના ઉપકારી બનવું હોય, તેણે તો સૌથી પહેલાં પોતાના આત્મા પ્રત્યે જ સાચા અનુકંપાશીલ બનવાની જરૂર છે પોતાના આત્મા ઉપર અનુકંપા પ્રગટયા વિના, બીજાના આત્મા ઉપર સાચી અનુકંપા પ્રગટવી, એ શકય જ નથી. દ્રવ્ય પરોપકાર

એ પણ ભાવ પરોપકારના જ્ઞાતા હારાએ ઘણી જ સુન્દર રીતિએ નાખ્યું છે. ભાવ પરોપકારનો અર્થી આત્મા, દ્રવ્ય પરોપકારથી પણ શક્યતા મુજબ વંચિત રહેતો જ નથી; જ્યારે કેવળ દ્રવ્ય પરોપકારનો રસિક આત્મા તો, અવસરે અજ્ઞાનતાદિના કારણે ભાવ પરોપકારના વિધાયકોનો પણ દુશ્મન બની બેસે છે. આ દ્રવ્ય અને ભાવના ભેદને તથા તેના સ્વરૂપાદિને નહિ જાણનારા આદમીઓ, પરોપકારની ગમે તેટલી વાતો કરે, પરન્તુ તેઓ કયે સમયે પરોપકારના નામે જ પરાપકાર કરનારા નિવડશે, તે કહી શકાય નહિ

<u>એકાન્તિક અને આત્યન્તિક સુખ જ ઇષ્ટ છે :</u>

પરોપકાર કરવાની અભિલાષાવાળા આત્માએ, સૌથી પહેલાં તો–'જીવ માત્રને અનિષ્ટ શું છે અને ઇષ્ટ શું છે.'–એ જાણી લેવું જોઈએ : કારણ કે–જે અનિષ્ટ છે, તેની પ્રાપ્તિથી જીવો દુઃખી થાય છે અને જે ઇષ્ટ છે, તેની પ્રાપ્તિથી જીવો સુખી થાય છે. વસ્તુતઃ તો જીવોને સુખ જ ઇષ્ટ છે. જીવ માત્ર સુખને ઇચ્છે છે અને તે પણ એવા સુખને ઇચ્છે છે કે જે સુખ, દુઃખના લેશ વિનાનું હોય તેમ જ કદી પણ

માંડીને તે કીટ સુધીના જીવોને, અર્થાત્-પ્રાણી માત્રને એકાન્તિક અને આત્યન્તિક સુખ જ ઈષ્ટ છે."

સ૦ એકાન્તિક સુખ એટલે?

જે સુખમાં દુઃખનો એક અંશ પણ ન હોય, તે સુખને એકાન્તિક સુખ કહેવાય

સ૦ અને આત્યન્તિક સુખ કાને કહેવાય?

જે સુખ કોઈ પણ કાળે વિનાશને પામનારૂં ન હોય, તે સુખને આત્યન્તિક સુખ કહેવાય

વિચારી જૂઓ કે–સૌને આવું જ સુખ ઈષ્ટ છે કે નહિ? જગતના જીવોની ઇચ્છા માત્રની આ ચિકિત્સા છે. જગતના જીવોની ઇચ્છાઓ અપાર છે, પણ તે બધી જ ઈચ્છાઓ આ ઈષ્ટની કામનામાંથી જ પ્રગટેલી છે. સુખ એજ સૌને ઈષ્ટ છે અને તે સુખ પણ દુ ખના અંશ વિનાનું તેમજ અન્ત વિનાનુ જોઇએ છે. ઈષ્ટના આ વર્ણન ઉપરથી જગતના જીવોને શું અનિષ્ટ છે, તે આપોઆપ સમજાઈ જાય તેમ છે. આથી સ્પષ્ટપણે સમજી શકાય તેમ છે કે–ઉંચામાં ઉંચી કોટિના પરોપકારી બનવાને ઈચ્છતા આત્માઓએ તો, પ્રાણી માત્રને, એ એકાન્તિક અને આત્યન્તિક સુખની પ્રાપ્તિમાં વિઘાતક વસ્તુ માત્રથી વિયુક્ત બનાવવાનો તેમજ એ એકાન્તિક અને આત્યન્તિક સુખની સાધક વસ્તુઓથી સંયુક્ત બનાવવાનો, પ્રયત્ન કરવો જોઈએ.

સાચું સુખ સંસારમાં નથી પણ મોક્ષમાં જ છે–એ કારણે મોક્ષદાન એ જ શ્રેષ્ઠ પરોપકાર છે :

હવે એવું એકાન્તિક અને આત્યન્તિક સુખ કયા

સ્થાને છે, તે પણ, સાચા પરોપકારને સાધ્ય બનાવવાને ઈચ્છતા આત્માઓએ અવશ્ય જાણી લેવું જોઈએ આથી, તે જ સમર્થ પ્રવચનધર મહાત્મા ફરમાવે છે કે–

"તે એકાન્તિક અને આત્યન્તિક સુખ સંસારમાં છે જ નહિ. તેવું સુખ તો માત્ર મોક્ષમાં જ છે આ સંસારમાં જે સુખ છે, તે તો દુઃખથી યુક્ત છે એટલે એકાન્તિક નથી અને અતિશય ભંગુર, અર્થાત્–શીઘ્ર નાશ પામવાવાળું છે એટલે આત્યન્તિક પણ નથી આ કારણે, એકાન્તિક અને આત્યન્તિક એવા સુખના અર્થી જીવોને મોક્ષનું દાન કરવા દ્વારા જ, પરોપકાર, સાચી રીતિએ સાધી શકાય તેમ છે."

સંસારમા સુખ નથી એમ નહિ સંસારમાં પણ સુખ તો છેઃ પણ એ સુખ વસ્તુતઃ કોઈ પણ જીવને ઈષ્ટ નથી. અજ્ઞાનતાદિના યોગે અનિષ્ટ પણ વસ્તુ ઈષ્ટ રૂપ લાગે તે શક્ય છે, પરન્તુ જીવાજીવાદિ તત્ત્વોના સાચા સ્વરૂપને જાણનાર આત્માઓ, સંસારના ક્ષણિક અને દુઃખયુક્ત સુખને કદી જ ઈષ્ટ માનતા નથી. આ કારણે, અજ્ઞાન જીવો પોતાની અજ્ઞાનતાદિથી અનિષ્ટને પણ ઈષ્ટ માનતા હોય, તો પણ સાચા ઉપકારિઓ તો કદી જ વાસ્તવિક ઈષ્ટના દાનની પ્રવૃત્તિને તજી, વાસ્તવિક અનિષ્ટ છતાં અજ્ઞાન જીવોને ઈષ્ટ એવા દાનની પ્રવૃત્તિને આચરવા ઉત્સાહિત બનતા નથી. સંસારનું સુખ સુખરૂપે તેને, કે જે વિવેક વિનાનો હોય વિવેકિને સંસારનું સુખ ઈષ્ટ ભાસે જ નહિ. વિષયસુખો પ્રારંભમાં સુન્દર હોવા છતા પણ, પરિણામે દારૂણ જ છે. આ વાતને જાણનાર આત્માઓ, જેનાથી વિષયસુખની લાલસા પોષાય–એવા

એક પણ વચનને ઉચ્ચારે જ નહિ: અને ઉપયોગશૂન્યતાદિ કારણે તેવું વચન ઉચ્ચારાઈ પણ ગયુ હોય, તો ય ખ્યાલ આવતાંની સાથે જ, તે માટે પશ્ચાત્તાપ કર્યા વિના રહે નહિ. મોક્ષનું દાન, એ જ મોટામાં મોટો અને સાચામાં સાચો પરોપકાર છે. એથી વિપરીત દાન, એ વસ્તુતઃ પરોપકાર જ નથી.

મોક્ષદાન તેના ઉપાયના દર્શનથી -

પરોપકારની સાધના ઉત્કર્ષને પામતી રીતિએ કરવી હોય, તો મોક્ષદાનને માટે જ પ્રયત્નશીલ બનવું જોઈએ, એ નિર્વિવાદ વાત છે: કારણ કે–એ સિવાયના મોટા પણ દાનથી, જીવોને જે ઈષ્ટ છે તે એકાન્તિક અને આત્યન્તિક સુખ પ્રાપ્ત થાય એ શક્ય જ નથી. આથી બીજા વિહિત દાનોનો નિષેધ કરાતો નથી, પણ બીજા દાનો પણ સંપૂર્ણ સફલતાને ત્યારે જ પામી શકે છે, કે જ્યારે દાતાના હૃદયમાં મોક્ષદાનની સાચી ભાવના ઉત્પન્ન થએલી હોય છે. હવે મોક્ષનુ દાન દેવાની ભાવના તો ઉત્પન્ન થઈ, પણ મોક્ષદાન કેમ દઈ શકાય–તેનો ય ખ્યાલ હોવો જોઈએ ને? મોક્ષ, એ કાઇ હાથમાં લઈ કે દઈ શકાય એવી વસ્તુ નથી. એ માટે તો મોક્ષના અર્થી આત્માએ સ્વયં પ્રયત્નશીલ બનવું પડે તેમ છે. કોઈ મહેનત કરે અને કોઈ મોક્ષ પામે, એ શક્ય જ નથી. પૌદ્ગલિક પદાર્થોમાં તો, એકે મેળવ્યા હોય અને બીજો ઉપભોગ કરે એ શક્ય છે, પરન્તુ મોક્ષની વાતમાં તો આત્માએ જાતે જ ઉદ્યમશીલ બનીને મોક્ષ પ્રાપ્ત કરવાનો હોય છે

સ૦ તો પછી મોક્ષદાનદ્વારા પરોપકાર સાધનો જોઇએ, એ વાત નિરર્થક બની જાય ને?

અનભિજ્ઞ આત્માને જ એ વાત નિરર્થક લાગે. જે કોઈને ય માટે શક્ય ન હોય, તેનું આચરણ ઉપકારિઓ ઉપદેશે જ નહિ. મોક્ષના ઉપાયનું દાન, એને પણ મોક્ષદાન જ કહી શકાય. શ્રી અરિહંતદેવો મુક્તિદાતા ગણાય છે, તે મોક્ષના ઉપાયને દર્શાવનાર હોવાના કારણે જ! મોક્ષના ઉપાયનું દર્શન કરાવવા દ્વારા મોક્ષદાન થઈ શકે છે, એ જ વાત પરોપકારના સ્વરૂપનો ખ્યાલ આપતાં, આ સમર્થ પ્રવચનધર મહાત્માએ પણ ફરમાવી છે. તેઓશ્રી ફરમાવે છે કે–

"મોક્ષ હાથ વડે આપી શકાય એ શક્ય નથી, માટે મોક્ષદાનના અભિલાષિએ મોક્ષનો ઉપાય દર્શાવવો એ જ યોગ્ય છે: કારણ કે–ઉપાયની ઉપાસનાથી જ ઉપેયની સિદ્ધિ

મોક્ષનો ઉપાય તો માત્ર એક જ છે અને તે બીજો કોઈ જ નહિ, પણ અનન્ત ઉપકારી, અનન્તજ્ઞાની શ્રી જિનેશ્વરદેવોએ ઉપદેશેલો ધર્મ ! આ જાતિની પ્રરૂપણા, સ્વદર્શનના વ્યામોહથી કે પરદર્શન પ્રત્યેની અસુયાદિથી જન્મેલી ઇતરાજીથી, ઉપકારિઓએ કરી નથીઃ પરન્તુ સુયુક્તિસંગતતા હોઈને જ, ઉપકારિઓએ આ જાતિની પ્રરૂપણા કરી છે. આજે સર્વ ધર્મો પ્રત્યે સમાન આદરભાવ રાખવાની કેટલાકો વાતો કરી રહ્યા છેઃ કેટલાકો વળી ધર્મોમાં પરસ્પર વિશેષ ભેદ નથી –એવો પણ પ્રચાર કરી રહ્યા છેઃ પરન્તુ ખરી વાત તો એ છે કે–એક પણ ધર્મના સિદ્ધાન્તોનું તેવાઓને વાસ્તવિક જ્ઞાન જ નથી. શબ્દોની થોડીક સમાનતાને જોઈને ખોટા રસ્તે નહિ દોરવાતાં, ધર્મના અર્થી આત્માઓએ, ધર્મનો ઉંડો અભ્યાસ કરવાને માટે તત્પર બનવું જોઈએ. કોઈ પણ પ્રકારના દુરાગ્રહ વિના, જો સારી રીતિએ વિવેકપૂર્વક અભ્યાસ કરાય, તો એ વાત સમજાઈ જાય કે–સર્વ ધર્મો સમાન નથી તેમ જ સર્વ ધર્મો મોક્ષના ઉપાય રૂપ પણ નથી. મોક્ષના ઉપાય રૂપ તો માત્ર એક જ ધર્મ છે અને તે અનન્ત ઉપકારી, અનન્તજ્ઞાની શ્રી જિનેશ્વરદેવોએ જ પ્રરૂપેલો ધર્મ છે.

<u>કાગડાને ઉડાડવા ચિન્તામણિ ન ફેંકાયઃ</u>

તમને પરોપકારના રહસ્યનો ખ્યાલ આવે, તે માટે જ આપણે આટલો વિચાર કર્યો છે. મિથ્યાત્વવાળી દશામાં પડેલા પણ જે આત્માઓમાં, સામાન્ય પ્રકારે પરોપકારની ભાવના

જન્મે છે, તે આત્માઓ શ્રી જિનપ્રણીત ધર્મને પામવાની એ એક લાયકાત ધરાવનાર હોય છે. એવા આત્માઓ શ્રી જિનપ્રણીત ધર્મને સદ્ગુરૂના સદુપદેશાદિ દ્વારા પોતાની લાયકાતથી પામ્યા બાદ, શ્રી જિનપ્રણીત ધર્મના ઉપદેશાદિને જ ઉત્તમમાં ઉત્તમ કોટિનો પરોપકાર માનનારા હોય છે અને પોતપોતાની ભૂમિકા મુજબ તેઓ બીજા પરોપકારોને પણ એવી જ રીતિએ આચરનારા બને છે, કે જેથી તે ધર્મના સાધક બને પણ બાધક તો ન જ બને આટલુ સમજ્યા બાદ, પરોપકારના હેતુથી પણ અર્થદેશના દેનારા અગર તો-'પૌદ્ગલિક સંયોગોની પ્રાપ્તિ માટે પણ ધર્મ કરો એવો ઉપદેશ આપી શકાય છે,'-એવું કહેનારાઓ, કેટલા બધા અજ્ઞાન છે અને વસ્તુતઃ ઉપકારી નહિ પણ કેવા અપકારી છે, તે આપોઆપ સમજાઈ જાય તેમ છે.

**સ૦** અર્થકામ માટે બીજા પાપમય ઉપાયોને અજમાવવા કરતાં ભગવાને કહેલો ધર્મ આચરવાની વૃત્તિ થાય, એટલા પૂરતા તો તે માણસો ભાગ્યશાળી ગણાય ને ?

મોક્ષના એકના એક સાધનભૂત ધર્મ જેવો ધર્મ આચરવાનો પ્રાપ્ત થવા છતાં પણ, તેને મોક્ષને માટે સેવવાની બુદ્ધિ ન થાય અને સંસારવર્ધક પૌદ્ગલિક સુખોને માટે સેવવાની ભાવના થાય, એ શું ઓછી કમનશિબી છે? ચિંતામણિ જેવું રત્ન પ્રાપ્ત થાય અને તેને કાગડાને ઉડાવવાને માટે ફેંકી દેવાની બુદ્ધિ થાય, એ શું કમ કમનશિબી છે? કાગડાને ઉડાડવો એ પણ પાપ છે, પરન્તુ તમને સમજાવવા ખાતર પૂછું છું કે-કાગડાને ઉડાડવાને માટે પથરો ફેંકનારો

અને ચિન્તામણિ ફેંકનારો, એ બેમાં વધારે મૂર્ખો કોણ ગણાય?
સ૦ ચિન્તામણિ ફેંકનાર.

એ જ રીતિએ સમજો કે-સંસારક્ષય માટે સમર્થ એવા ધર્મનો સંસારની વૃદ્ધિ માટે ઉપયોગ કરવો, એ મોટી મૂર્ખાઈ છે. પ્રવૃત્તિનું પરિણામ, તેને આચરનારની મનોભાવના ઉપર કેટલો મોટો આધાર રાખે છે, તે સમજવાની જરૂર છે. પૌદ્ગલિક સંયોગોને મેળવવાની ભાવના કેવળ પાપનું જ કારણ છે અને એ ભાવનાની સિદ્ધિ માટે મોક્ષસાધક ધર્મને આચરવાને પ્રવૃત્ત થવું, એ તો જાણી જોઈને અમૃત રૂપ બનવાને લાયક આચરણાને, પોતાને માટે વિષ અગર તો ગર રૂપ બનાવવા જેવું છે, માટે ધર્મોપદેશકથી એવો ઉપદેશ દઈ શકાય જ નહિ.

સ૦ ઉપદેશ તો મોક્ષ મેળવવાને માટે ધર્મને સેવો એવો જ દઈ શકાય.

બરાબર છે. શ્રી જૈન શાસનમાં આચાર્યમહારાજાઓને મોક્ષમાર્ગના સંચાલકો તરીકે પણ વર્ણવેલા છે. મોક્ષમાર્ગના સંચાલક તરીકેની જવાબદારી, એ સામાન્ય વસ્તુ નથી. એ જવાબદારીને અદા કરવાને માટે આચાર્યમહારાજાઓએ સદા સજ્જ રહેવું જોઈએ. એ માટે બીજી સાવધગીરીઓની જેમ કુગ્રહ કે બીજા કોઈ પણ કારણે ઉન્માર્ગ ન પોષાઈ જાય, તેની પણ આચાર્યમહારાજાઓએ સાવધગીરી રાખવાની છે. એ જ રીતિએ, કલ્યાણના અર્થી જીવોએ પણ, અર્થ અને કામની અભિલાષાને તજી દઈ, મોક્ષના હેતુથી જ મોક્ષમાર્ગના આરાધક બન્યા રહેવાય, તેની સતત્ કાળજી રાખવી જોઈએ

**શ્રી જિનેશ્વરદેવોની ભાવમંગલતા :**

આટલું સૂચન કર્યા બાદ, હવે આપણે આ શાસ્ત્રરત્નની બૃહદ્‌વૃત્તિને વાંચવાનો આરંભ કરીએ. શિષ્ટ જનોનો એ પણ એક માર્ગ છે કે-ગ્રન્થરચનાની આદિમાં, ઈષ્ટ દેવને નમસ્કારાદિ કરવા દ્વારાએ, ભાવમંગલની આચરણા કરવી. આ શ્રી ધર્મરત્ન પ્રકરણની બૃહદ્‌વૃત્તિના રચયિતા આચાર્યભગવાન શ્રીમદ્ દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ પણ શિષ્ટ જનોના માર્ગને અનુસરીને, પ્રથમ તો પરમ ભાવમંગલ રૂપ શ્રી જિનેશ્વરદેવોને અતિશય ભાવપૂર્વક નમસ્કાર કર્યો છે શ્રી જિનેશ્વરદેવોને નમસ્કાર કરતાં, તેઓશ્રીએ શ્રી જિનેશ્વદેવોના સ્વરૂપનું થોડા શબ્દોમાં પણ ઘણું જ સુન્દર વર્ણન કર્યું છે. ભાવમંગલોમાં પ્રથમ મંગલ કોઈ પણ હોય, તો તે શ્રી જિનેશ્વરદેવો જ છે. એ તારકોના જેવા ઉપકારી અન્ય કોઈ આત્માઓ હોઈ શકતા જ નથી. જગત ઉપર જેવો ઉપકાર શ્રી જિનેશ્વરદેવો કરી શકે છે, તેવો ઉપકાર કરવો એ બીજા કોઈ પણ આત્માને માટે શક્ય જ નથી : કારણ કે-તેવો ઉપકાર કરવાની અનાદિસિદ્ધ યોગ્યતા. જેવી એ તારકોના આત્માઓમાં હોય છે, તેવી યોગ્યતા બીજા કોઈ પણ આત્મામા હોઈ શકતી જ નથી. એવી અનુપમ અને અજોડ યોગ્યતાના કારણે, એ તારકોના આત્માઓ દ્વારા થતો ઉપકાર પણ અનુપમ અને અજોડ જ હોય છે. સુવિહિતશિરોમણિ, સમર્થ શાસ્ત્રકાર, આચાર્યભગવાન શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજાએ, ચૈત્યવન્દનમાં સદા ય ઉપયોગમાં આવતા શ્રી નમુત્થુણં સૂત્રની, કે જે સૂત્ર શ્રી પ્રણિપાતદણ્ડક સૂત્ર તરીકે શાસ્ત્રોમાં સુપ્રસિદ્ધ ·

છે, તેની વ્યાખ્યા કરતાં, શ્રી જિનેશ્વરદેવોની વિશિષ્ટતાઓ આદિનું ઘણી જ સુન્દર અને સ્પષ્ટ રીતિએ વર્ણન કર્યું છે: તેમાં પણ એ તારકોની અનાદિસિદ્ધ યોગ્યતાનું અને એ યોગ્યતાના પ્રતાપે સામગ્રીસંપન્ન દશામાં કાર્ય રૂપ બનતી અનેક ઉત્તમતાઓનું, પ્રસંગ પામીને એ ઉપકારિએ બહુ જ સુન્દર વર્ણન કર્યું છે. એ અજોડ આત્માઓનું અનાદિ-પારિણામિક ભાવ રૂપ જે તથાભવ્યત્વ, તે સઘળા ય અન્ય આત્માઓના કરતાં જૂદા જ પ્રકારનું અને ભવ્ય આત્માઓના સકલ કલ્યાણના એક કારણ તરીકે પરિણામ પામે એવા વિશિષ્ટ પ્રકારનું હોય છે. એ અજોડ આત્માઓના એ તથાભવ્યત્વની, જો કોઈના પણ તથાભવ્યત્વની સાથે સરખામણી કરવી હોય, તો વિશિષ્ટ પરિણામોની અપેક્ષાએ, એ તારકોના પરસ્પરના તથાભવ્યત્વની સાથે જ સરખામણી કરવી પડે તેમ છે, પણ અન્ય આત્માઓના તથાભવ્યત્વની સાથે એ તથાભવ્યત્વની સરખામણી કરી શકાય તેમ નથી એ અજોડ આત્માઓ જે પ્રથમ સમ્યક્ત્વ પામે છે, તે પણ બીજા આત્માઓના કરતાં વિશિષ્ટ જ હોય છે અને તે બોધિલાભ પરપનાએ જે પરિણામોને નિપજાવે છે-તેની અપેક્ષાએ તે અન્યોના બોધિલાભ કરતાં શ્રેષ્ઠ હોઇને, શ્રી જિનેશ્વરદેવોના સમ્યક્ત્વને વરબોધિ તરીકે પણ ઓળખાવી શકાય છે. એ અજોડ આત્માઓ સદ્ગુરૂના ઉપદેશના નિમિત્તથી પણ સમ્યક્ત્વને પામ્યા હોય, તો પણ તેમાં સદ્ગુરૂના સદુપદેશને બદલે એ તારકોના આત્માઓની યોગ્યતાના પ્રકર્ષને જ પ્રધાન કારણ તરીકે ગણાય છે પરમોચ્ચ કોટિએ પહોચી શકનાર એ તારકોના

આત્માઓનો બોધિલાભ, પરમ્પરાએ જે ઉચ્ચ કોટિએ પહોંચવાનો સ્વભાવ ધરાવે છે, તેવો ઉચ્ચ કોટિનો સ્વભાવ બીજા કોઈ પણ આત્માનો બોધિલાભ ધરાવી શકતો નથી. એ તારકોનો બોધિલાભ ભગવદ્‌ભાવનો નિવર્તક હોય છે, જ્યારે બીજા કોઈ પણ આત્માનો બોધિલાભ તેવો હોઈ શકતો જ નથી. એથી એ તારકોના બોધિને વરબોધિ તરીકે અવશ્ય ઓળખી શકાય છે. એવો બોધિલાભ પમાડવાની તાકાત પણ, તે આત્માઓમાં, તેવા પ્રકારની સામગ્રીના યોગે, તે તે ઉત્તમ રીતિએ પરિણામ પામી શકે એવું અનાદિકાલીન જે તથાભવ્યત્વ રહેલું છે, તેની જ ગણાય. ચરમ ભવમાં પણ એ તારકોના આત્માઓ જે જે અજોડ વિશિષ્ટતાઓ દ્વારા વિશ્વ ઉપર અજોડ ઉપકાર કરી શકે છે, એ પણ એ વિશિષ્ટ કોટિના તથાભવ્યત્વના પ્રતાપે જ થાય છે, એમ ગણી શકાય. એ વિશિષ્ટ કોટિના સહજ તથાભવ્યત્વાદિ ભાવને અવલંબીને જ એ તારકોના આત્માઓની પુરૂષોત્તમતા, એટલે કે-શરીરધારી માત્ર કરતાં પણ ઉત્તમતા વર્ણવાએલી છે. એ તારકોની લોકોત્તમતા વર્ણવતાં, ભવ્ય આત્માઓથી ઉત્તમ તરીકે એ તારકોને વર્ણવતા મહાપુરૂષો, જ્યારે એ તારકોની પુરૂષોત્તમતા વર્ણવતાં શરીરધારી આત્માઓ માત્રમાં ઉત્તમતા વર્ણવે છે, ત્યારે સમજવું જોઈએ કે-પુરૂષોત્તમતાની સૂચક જે જે વાતો જણાવવામાં આવી છે, તે તે વાતો અનાદિસિદ્ધ યોગ્યતાને લઈને જ વર્ણવાએલી છે અને એ યોગ્યતા સામગ્રીના યોગે તે તે રૂપે પરિણમે છે. અર્થાત્-એ તારકોના આત્માઓ, પોતાના સહજ તથાભવ્યત્વ આદિના

કારણે, સામગ્રીસંપન્ન દશામાં પરોપકારના વ્યસની, સ્વાર્થને ગૌણ કરનારા, દેવ-ગુરૂના બહુમાની અને ગંભીરતા આદિ ગુણોને ધરનારા, મિથ્યાત્વવાળી દશામાં પણ હોય છે. મિથ્યાત્વવાળી દશામાં પણ આવી રીતિએ પુરૂષોત્તમતા હોવા વિષે, એ તારકોના વિશિષ્ટ કોટિના તથાભવ્યત્વને જાણનારા આત્માઓને, શંકા હોતી જ નથી. આ સર્વશ્રેષ્ઠ આત્માઓ વરબોધિને પામ્યા બાદ, છેલ્લાથી ત્રીજા ભવે શ્રી તીર્થંકર–નામકર્મની અવશ્યમેવ નિકાચના કરે છે. એ તારકોના આત્માઓમાં એવી ઉત્કટ કોટિની ભાવદયા પ્રગટે છે, કે જેવી ઉત્કટ કોટિની ભાવદયા બીજા કોઈ પણ આત્મામાં કદી પણ પ્રગટી શકતી નથી. એવી ઉત્કટ કોટિની ભાવદયાના યોગે, એ તારકોના આત્માઓ, શ્રી તીર્થંકર-નામકર્મની નિકાચના કરે છે અને એના યોગે શ્રી તીર્થંકરપણાને પામીને, આ વિશ્વ ઉપર અજોડ ઉપકાર કરે છે. એવી સર્વશ્રેષ્ઠ ભાવમંગલપણાની દશાને પામતા એ આત્માઓ, કલ્યાણકામી આત્માઓને માટે, ભાવમંગલની આચરણા કરતા પ્રથમ જ સ્તવનીય હોય, તે સ્વાભાવિક છે.

તો પરાભિભવની ઈચ્છાથી કરી અને નવી તો આ લોકની સપત્તિ મળશે કે પરલોકની દિવ્ય ભોગ મળશે ઈચ્છાને આધીન બનીને કરી કેવળ પરાનુગ્રહ-બુદ્ધિથી જ, આ શાસ્ત્રરત્નની રચના કરવામા આવી છે અને એ પરાનુગ્રહ બુદ્ધિ પણ, સ્વાનુગ્રહ-બુદ્ધિથી હીન નથી અર્થાત્-પોતાના તેમજ પરના આત્માના વાસ્તવિક કલ્યાણની વિવેકમય વૃત્તિથી જ, આ શાસ્ત્રરત્નની રચના કરવામા આવી છે આવી સુન્દર પણ વૃત્તિથી આચરાયેલી આ પ્રવૃત્તિમા, સદ્ધર્મના ઉપાદાન અને પાલન સિવાય, બીજી કોઈ જ વસ્તુનો ઉપદેશ દેવામા નથી આવ્યો એથી સમજવું જોઈએ કે-સ્વપર પ્રત્યેની સાચી અનુગ્રહબુદ્ધિ, ધર્મના ઉપાદાન અને પાલનના માર્ગે જ આત્માઓને દોરે છે આ વસ્તુને નહિ સમજનારાઓ પોતાના અજ્ઞાનાદિનો યોગે, ઉપકારના નામે પણ પોતાના અને પરના આત્માનું અકલ્યાણ કરનારા બની જાય, તો એ સહજ છે આ કારણે, પરોપકારને સાધવાની ઉત્તમ વૃત્તિને પામેલા પુણ્યાત્માઓએ, પરોપકારના માર્ગનુ પણ સુન્દર જ્ઞાન પ્રાપ્ત કરવું જોઈએ સાચો પરોપકાર સ્વોપકારથી ભિન્ન નથી, એટલે કોઈ પણ પ્રવૃત્તિ સ્વહિતની ઘાતક હોવા છતા પણ જો પરોપકારના નામે ઓળખાતી હોય, તો સમજવુ જોઈએ કે-વસ્તુત તે પ્રવૃત્તિ પરોપકારક પ્રવૃત્તિ નથી પરોપકારને સાધ્ય બનાવવો હોય, તો જીવોના ઈષ્ટાનિષ્ટનો વિચાર કરવો જોઈએ, જીવોને શું ઈષ્ટ છે તથા શું અનિષ્ટ છે -તેનુ જ્ઞાન સપાદન કરવુ જોઈએ અને જીવોને અનિષ્ટ માત્રથી વિયુક્ત અને ઈષ્ટ માત્રથી સયુક્ત બનાવવાના માર્ગે

જ પ્રવૃત્તિશીલ બનવું જોઈએ. જીવોને અનિષ્ટ માત્રથી વિયુક્ત અને ઇષ્ટ માત્રથી સંયુક્ત બનાવવાને માટે, સદ્ધર્મના ઉપાદાન અને પાલનનો ઉપદેશ આપવો જોઈએ : કારણ કે–તે વિના, વાસ્તવિક રૂપમાં અનિષ્ટવિયોગ અને ઇષ્ટમયોગ એ શક્ય જ નથી.

મોક્ષનો ઉપાયભૂત ધર્મ :

પ્રાણિમાત્રને સુખ ઇષ્ટ છે અને દુઃખ અનિષ્ટ છે. પ્રાણિમાત્રને જે સુખ ઇષ્ટ છે, તે પણ એકાન્તિક અને આત્યન્તિક પ્રકારનું. જે સુખ એકાન્તિક અને આત્યન્તિક હોય છે, તે અપૂર્ણ હોતું જ નથી પરિપૂર્ણતાનો અભાવ, એ પણ દુઃખનું કારણ છે. એટલે જગતના જીવોને દુઃખરહિત, અવિનાશી અને સંપૂર્ણ સુખ જોઈએ છે, એ નિશ્ચિત વાત છે. આવું સુખ સંસારમાં છે જ નહિ. આવું સુખ કેવલ મોક્ષમાં જ છે. આ કારણે, સર્વોત્તમ કોટિના પરોપકારને સાધવાને ઇચ્છનારા પુણ્યાત્માઓ, જીવોને મોક્ષનું દાન કરવાને માટે પ્રયત્નશીલ બને છે. મોક્ષનું દાન કરવાનો ઉપાય, મોક્ષમાર્ગના ઉપદેશાદિ સિવાયનો કોઈ છે જ નહિ અને અનન્ત ઉપકારી અનન્તજ્ઞાની શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલો ધર્મ, એ જ એક મોક્ષમાર્ગ છે. આ કારણે, પરોપકારના પારમાર્થિક રહસ્યને પામેલા પુણ્યાત્માઓ, જગતના જીવોને સંસારની અસારતાને અને મોક્ષની સારભૂતતાને સમજાવીને, મોક્ષના અર્થી બનાવી મોક્ષના એકના એક ઉપાયભૂત શ્રી જિનોપદિષ્ટ ધર્મને જ સેવવાની પ્રેરણા કરે છે. દુઃખના એક અંશથી પણ રહિત,

અક્ષય અને સંપૂર્ણ સુખની અભિલાષાવાળા આત્માઓએ, જેમ સંસારથી વિરક્ત અને મોક્ષના અર્થી બનવું એ આવશ્યક છે, તેમ એ પણ સમજવુ અને હૃદયમા સુન્દર પ્રકારે જચાવવુ એ આવશ્યક છે કે–'શ્રી જિનોપદિષ્ટ ધર્મ, એ જ એક મોક્ષનો ઉપાય છે.' આ દુનિયામાં ધર્મના નામે ઓળખાતા અનેક મતો પ્રવર્તમાન છે, પરન્તુ તે બધાયે મોક્ષના ઉપાયભૂત નથી જ. શ્રી વીતરાગ અને સર્વજ્ઞ એવા શ્રી તીર્થંકરદેવોએ ફરમાવેલો ધર્મ જ મોક્ષનો વાસ્તવિક ઉપાય છે આથી ઉપકારી મહાપુરૂષોએ, ધર્માર્થી આત્માઓને એ જ ઉપદેશ આપ્યો છે કે–'ઈતર સર્વ ધર્મોનો પરિત્યાગ કરવા પૂર્વક, એક માત્ર મોક્ષના જ હેતુથી, મોક્ષના એકના એક ઉપાયભૂત શ્રી જિનોપદિષ્ટ ધર્મને તમે સ્વીકારો અને તેનુ યથાવત્ પાલન કરવાને માટે ઉદ્યમશીલ બનો!' પરમ ઉપકારી, આચાર્યભગવાન, શ્રીમત્ શાન્તિસૂરીશ્વરજી મહારાજાએ પણ આ શ્રી 'ધર્મરત્ન પ્રકરણ' નામના શાસ્ત્રરત્નમાં એ જ ઉપદેશ આપ્યો છે. આ કારણે આ ઉપદેશ તે જ આત્માઓને રૂચિકર થશે, કે જે આત્માઓ મોક્ષના અર્થી હશે અથવા તો મોક્ષના અર્થી બની શકે તેવા પ્રકારના હશે. આ શાસ્ત્રરત્ન ધર્માર્થી જીવોને ઉપદેશ આપવાને માટે જ રચાયુ છે અને જે જીવો મોક્ષાર્થી નથી, તે જીવો વસ્તુત ધર્માર્થી નથી જ! કારણ કે–ધર્મનુ વાસ્તવિક અર્થિપણું તે જ આત્માઓમા પ્રગટે છે, કે જે આત્માઓમાં મોક્ષનુ અર્થિપણું પ્રગટ્યુ હોય છે.

**શ્રી મૂલકર્તાનુ મંગલાચરણ:**

ધર્મના અર્થી આત્માઓને માટે રચાયેલુ આ શાસ્ત્ર

રત્ન, મહા શ્રુતસાગરમાંથી ઉદ્ધૃત કરાએલું છે. આ શાસ્ત્રરત્નના ભાવને, જડમતિ આત્માઓ વિશિષ્ટ વિવરણ વિના સમજી શકે એ શક્ય નહિ હોવાથી, આ શાસ્ત્રરત્નના રચયિતા પરમર્ષિએ પોતે જ આ શાસ્ત્રરત્ન ઉપર સ્વલ્પા છતાં સુગમા વૃત્તિને રચી છે. ઉપરાંત, પરમ ઉપકારી આચાર્ય-ભગવાન શ્રીમદ્ દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ પણ આ શાસ્ત્રરત્ન ઉપર એક વૃત્તિ રચી છે, કે જે 'બૃહદ્વૃત્તિ' તરીકે સુવિખ્યાત છે. અત્રે આપણે આ બૃહદ્વૃત્તિને અને સ્વોપજ્ઞવૃત્તિને ધ્યાનમાં રાખીને આ શાસ્ત્રરત્ન વાંચવાનું છે. બૃહદ્વૃત્તિકાર આચાર્યભગવાને, પોતાની આ શુભ પ્રવૃત્તિની શરૂઆતમાં, ભાવમંગલની આચરણા કરી છે. આપણે જોઈ ગયા છીએ કે-શ્રી જિનેશ્વરદેવો, એ સર્વશ્રેષ્ઠ ભાવમંગલ સ્વરૂપ છે. એ તારકોની એ પરમ ભાવમંગલમયતાને ગુરૂકર્મી આત્માઓ સમજી શકતા નથી. જ્યારે લઘુકર્મી આત્માઓ તો, એ પરમ તારક આત્માઓના અનુપમ સ્વરૂપના ચિંતનમાં અનુપમ રીતિએ નિમગ્ન બની જાય છે આવા સર્વશ્રેષ્ઠ ભાવમંગલ-સ્વરૂપ શ્રી જિનેશ્વરદેવને, બૃહદ્ વૃત્તિકાર આચાર્યભગવાન મન, વચન અને કાયાની શુદ્ધિ પૂર્વક નમસ્કાર કરે છે. તેઓશ્રી ફરમાવે છે કે-

" सज्ज्ञानलोचनविलोकितसर्वभाव,
निःसीमभीमभवकाननदावदावम् ।
विद्यार्चितं प्रवरनारवरवर्मरत्न—
रत्नाकरं जिनवरं प्रयतः प्रणौमि ॥१॥"

બૃહદ્વૃત્તિકાર આચાર્યભગવાને આ રીતિએ શ્રી જિને

શ્વરદેવને મન-વચન-કાયાની શુદ્ધિપૂર્વક નમસ્કાર કરતાં શ્રી જિનેશ્વરદેવના સ્વરૂપનું ટૂંકમાં પણ સુન્દર વર્ણન કર્યું છે. આ સ્તુતિમાં શ્રી જિનેશ્વરદેવને ચાર વિશેષણો દ્વારા સ્તવવામાં આવ્યા છે અને એ ચાર વિશેષણો શ્રી જિનેશ્વરદેવોના જ્ઞાનાતિશયાદિ ચાર અતિશયોને સૂચિત કરે છે. પહેલા વિશેષણથી જ્ઞાનાતિશયને, બીજા વિશેષણથી અપાયાપગમાતિશયને, ત્રીજા વિશેષણથી પૂજાતિશયને અને ચોથા વિશેષણથી વાગ-અતિશયને-એમ ચાર અતિશયોને આ સ્તુતિમાં સૂચવવામાં આવ્યા છે. કેવલજ્ઞાન રૂપ ચક્ષુ દ્વારા શ્રી જિનેશ્વરદેવ સર્વ ભાવોને જોનાર છે, નિર્ભીમ અને ભયંકર એવા સંસાર રૂપ વનને દગ્ધ કરવાને માટે શ્રી જિનેશ્વરદેવ દાવાગ્નિ સમાન છે, વિશ્વથી પૂજિત છે અને દેદીપ્યમાન એવાં જે પ્રવર ધર્મરત્નો, તેના રત્નાકર સમાન છે.

<u>ધર્મતીર્થની સ્થાપના કોણ કરી શકે?</u>

શ્રી જિનેશ્વરદેવોના આત્માઓને આ ચારેય વિશેષણો સુંદર પ્રકારે ઘટી શકે છે. શ્રી જિનેશ્વરદેવોના આત્માઓ ઓછામાં ઓછા ત્રીજા ભવે શ્રી તીર્થંકરનામકર્મની અવશ્યમેવ નિકાચના કરે છે. શ્રી તીર્થંકરનામકર્મ, એ સર્વ પુણ્યપ્રકૃતિઓમા સર્વશ્રેષ્ઠ પુણ્યપ્રકૃતિ છે. એ પુણ્યપ્રકૃતિના યોગે જીવને અતુલ ઉપકારક સામગ્રીઓ પ્રાપ્ત થાય છે. એ પુણ્યપ્રકૃતિનો વિપાકોદય, શ્રી તીર્થંકરદેવોના આત્માઓને ભાવ-તીર્થંકર બનાવી, પ્રથમ કોટિના ભાવમંગલની કોટિમાં મૂકે છે. શ્રી, તીર્થંકરનામકર્મ રૂપ એ સર્વશ્રેષ્ઠ પુણ્યપ્રકૃતિનો વિપાકોદય

કેવલજ્ઞાનની પ્રાપ્તિની સાથે જ થાય છે અને તેમ થયા પછીથી જ શ્રી તીર્થંકરદેવો ધર્મતીર્થની સ્થાપના કરે છે. સંપૂર્ણ કોટિના જ્ઞાનાતિશયથી સંપન્ન બન્યા વિના, શ્રી તીર્થંકરદેવો પણ ધર્મતીર્થની સ્થાપના કરતા નથી: કારણ કે–તે તારકો સાચી ભાવદયાથી પરિપૂર્ણ હોય છે. સાચી ભાવદયાથી પરિપૂર્ણ હોવાના કારણે જ, તે તારકો કેવલજ્ઞાન પ્રાપ્ત થયા પહેલાં ધર્મતીર્થની સ્થાપના કરતા નથી, એમ કહેવું એમાં જરા પણ અતિશયોક્તિ જેવું નથી: કારણ કે–કેવલજ્ઞાન પામવા પૂર્વે, સ્વતન્ત્રપણે ધર્મોપદેશ દેવામાં, સ્ખલના થવાનો સંભવ છે. પોતાની સ્ખલનાના યોગે કોઈનુ પણ અહિત થઈ જાય, એ પરમ તારક બનવાની અનાદિસિદ્ધ લાયકાતવાળા અને એથી જ શ્રી તીર્થંકર–નામકર્મને નિકાચિત કરી ચૂકેલા આત્માઓને, રૂચિકર કેમ જ થાય ? ન જ થાય સઘળા ય શ્રી તીર્થંકરદેવો સંપૂર્ણ જ્ઞાની બન્યા પછીથી જ ધર્મતીર્થની સ્થાપના કરતા હોવાથી, અનંતાઓનો ય માર્ગ એક સરખો જ હોય છે. સંપૂર્ણ કોટિના જ્ઞાનાતિશય રૂપ ગુણ વિના, પોતે માની લીધેલા જ્ઞાનથી સ્વતંત્રપણે ધર્મતીર્થના સ્થાપક બનનારાઓએ ભલે અજ્ઞાન આત્માઓને ચમત્કાર પમાડયો હોય, પણ વાસ્તવિક રીતિએ તો તેઓ સ્વપર–હિતના કારમા સંહારકો જ બન્યા છે· કારણ કે–તેઓએ પ્રરૂપેલો ધર્મ, વાસ્તવિક રીતિએ તીર્થ રૂપ નહિ હતો. એ જ કારણે મુક્તિના અભિલાષી આત્માઓને માટે, જો તેઓ વિવેકી બને તો, એક શ્રી જિનેન્દ્રદર્શન સિવાયના સઘળાં ય દર્શનો ત્યાજ્ય બની જાય છે ઈતર દર્શનકારો, કે જેઓને માટે

એમ પણ કહી શકાય કે-તેઓ તીક્ષ્ણબુદ્ધિને ધરનારા હતા અને પોતાની સમજ મુજબ સંસારના ત્યાગી બનીને પોતે માનેલી સ્વપરની મુક્તિ માટે પ્રયત્ન કરનારા હતા, તેઓ પણ પોતામાં રહેલા મિથ્યાત્વ આદિના પ્રતાપે, ઉન્માર્ગના પ્રણેતા બની ગયા; તો પછી આજના તુચ્છ બુદ્ધિના ધણીઓ સ્વતંત્રપણે અહિંસા અને સત્ય આદિના પ્રણેતા બનવા જેવો ઘમંડ આચરે, તો તેઓ પોતાના આત્માના હિતના ઘાતક બનવા સાથે, અન્ય પણ અનેક ભદ્રિક આત્માઓના હિતના ઘાતક બને, એમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇ નથી. પરન્તુ અજ્ઞાન અને મિથ્યાત્વથી ઘેરાએલા તેમ જ દુનિયાની તુચ્છ કીર્તિ આદિની લાલસાને આધીન બનેલા આત્માઓને, પોતાના કે પરના આત્મહિતનો વાસ્તવિક ખ્યાલ જ હોતો નથી. તેઓ તો પોતાની અવિવેકી અને પામર પણ વિચારસરણીને જ સર્વશ્રેષ્ઠ માનનારા હોય છે. જ્ઞાની આત્માઓની નિશ્રા સ્વીકારવા જેટલી તેમનામાં સરલતા હોતી જ નથી. આથી તેઓ ધર્મસિદ્ધાન્તોની યથેચ્છ પ્રરૂપણા કરી, પોતાને અને બીજાઓને, ધર્મના નામે પણ ધર્મથી વિમુખ અને કારમા અધર્મના ઉપાસક બનાવી દે છે.

કેવલજ્ઞાન પછી જ તીર્થસ્થાપના :

અજ્ઞાનિઓની જ્યારે આ દશા હોય છે, ત્યારે જ્ઞાનિઓની દશા કોઈ અનુપમ જ હોય છે. શ્રી તીર્થંકરદેવના આત્માઓ ત્રણ જ્ઞાનો સાથે લઈને માતાના ઉદરમાં આવે છે. એ તારકોનાં એ–'મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાન'

ત્રણે જ્ઞાનો સુનિર્મલ હોય છે આ રીતિએ પૂર્વભવથી ત્રણ જ્ઞાનોને લઇને આવેલા અને દીક્ષિત થતાની સાથે જ ચોથા મન પર્યવ જ્ઞાનને ધરનારા એવા પણ એ પરમર્ષિઓ, પ્રાયઃ મૌન દશામા જ વિહરે છે! ચાર જ્ઞાને સહિત હોવા છતા પણ, એ તારકો સમજે છે કે–'છદ્મસ્થપણામાં અનુપયોગ થવાની સભાવના છે, માટે સપૂર્ણજ્ઞાન થયા વિના ધર્મની સ્થાપના સ્વતન્ત્રપણે તો ન જ થાય' એ કારણે એ તારકો જ્યા સુધી કેવલજ્ઞાન થાય નહિ, ત્યા સુધી એની પ્રાપ્તિના પ્રયત્નમા જ મગ્ન રહે છે અને કેવલજ્ઞાનને મેળવ્યા પછીથી જ વિશ્વતારક ધર્મતીર્થની સ્થાપના કરે છે

ઇન્દ્રાદિ દેવોની ભક્તિ

આવા અનત ઉપકારી પુણ્યાત્માઓના ચ્યવનથી માંડીને નિર્વાણ સુધીના પાચેય કલ્યાણકોના પાચેય દિવસોએ, અવધિજ્ઞાની અને શુદ્ધ સમ્યક્ત્વને ધરનારા ઇંદ્રાદિ દેવો, અહંપૂર્વિકા પૂર્વક સર્વ પ્રકારની ભક્તિ આચરે, એમા આશ્ચર્ય પામવા જેવું પણ શુ છે?

સ૦ કશુ જ નહિ

આમ છતા પણ, આજે, શ્રદ્ધાહીન હોવા છતા પણ પોતાને સાચા જ્ઞાની માનનારા એવા પણ આત્માઓ છે, કે જેઓને અજોડ ઉપકારકતા આદિ અનુપમ ગુણગણને ધરનારા એવા પુણ્યાત્માઓની ભક્તિ ઇંદ્રાદિ દેવો કરે, એ બરાબર નથી લાગતું એવા પરમર્ષિઓની ઇંદ્રાદિ દેવોએ જે જે પ્રકારની ભક્તિ કરી છે, તેનુ વર્ણન કરતા શાસ્ત્રો પણ,

એવા આત્માઓને અતિશયોક્તિભર્યાં લાગે છે. સદાને માટે, મિથ્યાત્વથી ઘેરાયેલા આત્માઓને તો, એમ લાગતું આવ્યું છે અને લાગ્યા કરવાનું, પણ શ્રદ્ધાસંપન્ન આત્માઓને તો એ વસ્તુ તદ્દન સ્વાભાવિક જ લાગે છે. ઇંદ્રાદિ દેવો, કે જેઓ શુદ્ધ સમ્યક્ત્વના ધારક હોય છે અને અવધિજ્ઞાનના સ્વામી હોય છે, તેઓ આવા જગદુદ્ધારક શ્રી જિનેશ્વરદેવોની અનુપમ ભક્તિ ન આચરે, એ શક્ય જ નથી.

ચાર જ્ઞાનોએ સહિત છતાં:

ત્રણ જ્ઞાનોને સાથે લઈને જન્મેલા અને દીક્ષિત થવાની સાથે જ ચોથા જ્ઞાનને ધરનારા બનેલા, એવા પણ એ પુણ્યાત્માઓને કેવલજ્ઞાન તો-' જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય'-આ નામનાં ચારે ઘાતિકર્મોનો સમૂલ નાશ થયા પછી જ થાય છે. આ ચાર પ્રકારનાં ઘાતિકર્મોમાં બલવાન ઘાતિકર્મ મોહનીય છે. સમ્યગ્દર્શન ગુણ અને સમ્યક્ચારિત્ર ગુણ, આ બે ય અનુપમ ગુણોનું ઘાતક એ ઘાતિકર્મ છે. આ ઘાતિકર્મના સમૂલ નાશ વિના, બાકીનાં ત્રણ ઘાતિકર્મોનો સમૂલ નાશ થતો જ નથી. મોહનીય કર્મમાં પણ સમ્યગ્દર્શન ગુણની અવરોધક પ્રકૃતિઓને 'દર્શનમોહનીય' તરીકે ઓળખાવાય છે અને સમ્યક્ચારિત્ર ગુણની અવરોધક પ્રકૃતિઓને 'ચારિત્રમોહનીય' તરીકે ઓળખાવાય છે. દર્શનમોહનીય પ્રકૃતિઓનો સમૂલ નાશ થયા વિના, ચારિત્રમોહનીય પ્રકૃતિઓની ક્ષપણા કરવાનો પ્રયત્ન પણ શરૂ થઈ શકતો નથી. ભયંકરમાં ભયંકર એવા આ

ઘાતિકર્મનો સમૂલ નાશ થયા વિના, જ્ઞાનાવરણીય આદિ બાકીનાં ત્રણ ઘાતિકર્મોનો સંપૂર્ણ નાશ શક્ય નથી અને મોહનીય રૂપ ઘાતિકર્મનો સમૂલ નાશ થયા બાદ, બાકીનાં ત્રણ ઘાતિકર્મોનો સમૂલ નાશ તો ઘણી જ સહેલાઈથી થઈ જાય છે. આ જ કારણે, ચાર જ્ઞાનોને ધરનારા પણ શ્રી જિનેશ્વર મહારાજાઓ, ઉત્કટ સંયમ અને ઘોર તપની આચરણામાં અપ્રમત્તપણે ઉદ્યુક્ત રહીને, રાગ-દ્વેષ રૂપ સંસારની જડનો સમૂલ નાશ કરે છે અને એનો સમૂલ નાશ થયા પછી, સંપૂર્ણ જ્ઞાની બનવાને માટે ઘણો જ અલ્પ સમય બાકી રહે છે રાગ-દ્વેષ રૂપ સંસારની જડના નાશ વિના કેવલજ્ઞાન નથી થતું અને કેવલજ્ઞાન વિના જગતના સઘળા ય ભાવોને સંપૂર્ણપણે જાણવાનું શક્ય નથી. તેમજ જ્યાં સુધી જગતના સઘળા ય ભાવોને જાણી શકાય નહિ, ત્યાં સુધી સ્વતન્ત્રપણે ધર્મની સુવિશુદ્ધ દેશના દેવી, એ પણ શક્ય નથી. જો કે-એ વાત સુનિશ્ચિત છે કે, શુદ્ધ ધર્મના નિરૂપણ વિના આત્મા જગતનો સાચો ઉપકારી બની શકતો નથી, પણ સાચા ઉપકારી બનવાને ઇચ્છતા મૂલ પ્રણેતાઓ, પોતાને કેવલજ્ઞાન થયા વિના પ્રરૂપણા કરતા જ નથી. આથી જે આત્માઓ વીતરાગ બનવાપૂર્વક અનંતજ્ઞાની બનીને, જગતથી અજ્ઞાત એવા પણ અનેક અનુપમ ધર્મોનું સ્વભાવના યોગે જ યથાતથ્ય નિરૂપણ કરે, એ વિશ્વપૂજ્ય ગણાય, એમાં શંકાને સહેજ પણ અવકાશ નથી

<u>શ્રુતોના પ્રભવ તરીકેની સ્તવના</u>

રાગ-દ્વેષના સમર્થ વિજેતા બનીને અનંતજ્ઞાનને ધરનારા

બનેલા અને વિશ્વપૂજ્ય એવા શ્રી જિનેશ્વરદેવો જ, શુદ્ધ ધર્મ-તીર્થના સ્થાપક હોઈ શકે છે, પણ અન્ય નહિ જ ! એ જ કારણે, સમર્થ ટીકાકાર આચાર્યભગવાન શ્રી મલયગિરિજી નામના સૂરિસાર્વભૌમ, શ્રી નંદીસૂત્રની વૃત્તિમાં, ભગવાન શ્રી મહાવીર-દેવની સ્તવના માટે શ્રી નંદીસૂત્રના પ્રણેતા 'આચાર્યવર્ય શ્રી દેવવાચક ક્ષમાક્ષમણ' નામના સમર્થ મહાપુરૂષે લખેલા 'सुयाणं पभवो'–એ વિશેષણની વૃત્તિ કરતા, સ્પષ્ટ શબ્દોમાં ફરમાવે છે કે–

"श्रुतानां–स्वदर्शनानुगतसकलशास्त्राणां, प्रभवन्ति सर्वाणि शास्त्राणि यस्मादिति प्रभवः–प्रथमसुत्पत्तिकारणं, तदुपदिष्टमर्थमुपजीव्य सर्वेषां शास्त्राणां प्रवर्त्तनात्, परदर्शनशास्त्रेषु हि यः कश्चित्समीचीनोऽर्थः समारासारतास्वर्गापवर्गादिहेतुः प्राण्यहिंसादिरूपः स भगवत्प्रणीतशास्त्रेभ्य एव समुद्धृतो वेदितव्यो, न खल्वतीन्द्रियार्थपरिज्ञानमन्तरेणातीन्द्रियः प्रमाणाबाधितोऽर्थः पुरुषमात्रेणोपदेष्टुं शक्यते, अविषयत्वात्, नचातीन्द्रियार्थपरिज्ञानं परतीर्थिकानामस्तीत्येतदग्रे वक्ष्यामः, ततस्ते भगवत्प्रणीतशास्त्रेभ्यो मौलं समीचीनमर्थलेशमुपादाय पश्चादभिनिवेशवशतः स्वस्वमत्यनुसारेण तास्ताः स्वस्वप्रक्रियाः प्रपञ्चितवन्तः, उक्तं च स्तुतिकारेण–

"सुनिश्चितं नः परतन्त्रयुक्तिषु,
स्फुरन्ति याः काश्चन सूक्तिसम्पदः ।
तवैव ताः पूर्वमहार्णवोत्थिता,
जगत्प्रमाणं जिनवाक्यविप्रुषः ॥ १ ॥"

ભગવાન શ્રી મહાવીરદેવની અનેક પ્રકારે સ્તવના કરતાં, શ્રી નંદીસૂત્રના પ્રણેતા સૂત્રકાર પરમર્ષિ "जयइ सुयाणं पभवो" આ પ્રમાણે કહીને પણ સ્તવે છે. 'પાંચ ઇંદ્રિયો, પાંચ ઇંદ્રિયોના સ્પર્શ આદિ પાંચ વિષયો, ચાર પ્રકારના કષાયો, જ્ઞાનાવર-

ણીય આદિ ચાર ઘાતિકર્મો, ક્ષુધા આદિ બાવીસ પ્રકારના પરીષહો અને દૈવી આદિ ઉપસર્ગો'–આ આદિ શત્રુગણનો સંપૂર્ણપણે વિજય કરવા દ્વારા, ભગવાન સર્વાતિશાયિપણાને પામે છે આ રીતિએ, સર્વાતિશાયી બનેલા ભગવાન શ્રી મહાવીરદેવ, બુદ્ધિશાલી આત્માઓને માટે પ્રણામને યોગ્ય છે અને તે જ કારણથી ભગવાન શ્રી મહાવીરદેવ જયવંતા વર્તે છે, એમ સૂત્રકાર મહારાજાએ સૂચવ્યુ છે. આ પછી, તેઓશ્રી ફરમાવે છે કે-ભગવાન શ્રી મહાવીરદેવ જેમ-'જગતના જીવોની યોનિઓના જ્ઞાપક' આદિ તરીકે જયવંતા વર્તે છે, તેમ 'શ્રુતોના પ્રભવ' તરીકે પણ જયવંતા વર્તે છે. સ્વદર્શનાનુગત સકલ શાસ્ત્રોને શ્રુતો કહેવાય છે. ભગવાન તેના પ્રભવ છે. 'જેનાથી સર્વ શાસ્ત્રો ઉત્પન્ન થાય તેનું નામ પ્રભવ'–આવી પ્રભવ શબ્દની વ્યુત્પત્તિ થતી હોવાથી, ભગવાન શ્રુતોના પ્રથમ ઉત્પત્તિકારણ ગણાય છે અને એ જ દૃષ્ટિએ 'जयइ सुयाणं पभवो' એ પ્રકારે સ્તવાય છે આથી સ્પષ્ટ થાય છે કે–વિશ્વમાં પ્રવર્તમાન સઘળાં ય શાસ્ત્રો, ભગવાન શ્રી મહાવીરદેવે ઉપદેશેલ અર્થલેશના આલંબનથી જ પ્રવર્તેલાં છે અને એ જ કારણે, ભગવાન શ્રી મહાવીરદેવને સ્વદર્શનાનુગત સકલ શાસ્ત્રોની ઉત્પત્તિના પ્રથમ કારણ તરીકે સ્તવાય છે.

સ૦ તો તો પછી બધા ધર્મ ભગવાને કહેલા એમ જ થાય ને?

ના, એમ નહિ. કહેવાનો ભાવ એ છે કે–પરદર્શનનાં શાસ્ત્રોમાં પ્રતિપાદિત થયેલ સંસારની અસારતા અને સ્વર્ગાપવર્ગાદિના હેતુભૂત અહિંસા આદિ રૂપ જે કોઈ પણ સાચો અર્થ છે, તે ભગવાન શ્રી મહાવીરદેવે પ્રરૂપેલ શાસ્ત્રોમાંથી

સમુદ્ભૂત થયેલ છે: કારણ કે–એ વાત નિશ્ચિત છે કે–અતીંદ્રિય અર્થના જ્ઞાન વિના પુરૂષ માત્ર દ્વારા પ્રમાણથી અબાધિત અર્થનો ઉપદેશ કરવો એ શક્ય નથી. એનો હેતુ એ છે કે–અતીંદ્રિય અર્થ ઇંદ્રિયોના વિષય રૂપ થઈ શક્તો નથી. પરતીર્થિઓમાં અતીંદ્રિય જ્ઞાન નહોતું, તે કારણથી તેઓએ ભગવાન શ્રી મહાવીરદેવે પ્રણીત કરેલ સુંદર અર્થલેશને લઈને, પાછળથી 'અભિનિવેશ' નામના મિથ્યાત્વના યોગે, પોતપોતાની મતિના અનુસારે, તે તે પ્રકારની પોતપોતાની પ્રક્રિયાઓને રચેલી છે. પોતાની આ વાતનું સમર્થન કરતાં, શ્રી વૃત્તિકાર મહારાજે સમર્થ સૂરિપુરંદર શ્રી સિદ્ધસેનદિવાકર નામના પરમર્ષિએ કરેલી સ્તવનાનું પ્રમાણ આપ્યું છે. સમર્થ સૂરિપુરંદર શ્રી સિદ્ધસેનદિવાકર મહારાજ સ્તવે છે કે–'હે નાથ! એ વાત અમને સુનિશ્ચિત છે કે–પરતન્ત્રોની યુક્તિઓમાં જે કોઈ સુંદર ઉક્તિઓની સમ્પદાઓ સ્ફુરાયમાન થાય છે, તે સઘળીએ સુંદર ઉક્તિઓ આપ કૃપાલુનાં પૂર્વો રૂપી મહાર્ણવમાંથી જ ઉત્પન્ન થયેલી છે: કારણ કે–જિનવાક્યનાં બિંદુઓ જગત્પ્રમાણ છે.' આ બધી બાબતો જેઓ સમજી શકે છે, તેઓ તો એજ માને છે કે–કોઈ પણ દર્શનશાસ્ત્રમાં જે કાંઈ સારૂં છે, તે શ્રી જિનવરોનું જ પ્રણીત કરેલું છે. સંપૂર્ણ જ્ઞાન વિનાનાઓ અતીંદ્રિય પદાર્થોનું વાસ્તવિક નિરૂપણ કરવાની તાકાત ધરાવતા નથી, એ સુસ્પષ્ટ છે. આથી શ્રેષ્ઠ કોટિનાં અને સ્વરૂપથી પરાભવ ન પામે એવાં, માટે જ દીપ્તિમંત એવાં ધર્મરત્નોની ઉત્પત્તિને માટે, રત્નાકર કોઈ હોય તો તે એક ભગવાન શ્રી જિનેશ્વરદેવો જ છે.

હેતુ આદિનું સૂચન :

આ પ્રમાણે બૃહદ્‌વૃત્તિની આદિમાં ભાવમંગલની આચરણા કર્યા પછી, પોતે આ "ધર્મરત્ન' નામના શાસ્ત્રરત્ન ઉપર વૃત્તિ શા માટે અને કેવી રીતિએ રચે છે, એનું નિરૂપણ કરતા, એ ઉપકારી સૂરિપુરંદર ફરમાવે છે કે–

"श्री धर्मरत्नशास्त्रं, बह्वर्थं स्वल्पशब्दसन्दर्भम् ।
स्वपरोपकारहेतो–र्विवृणोमि यथाश्रुतं किंचित् ॥ १ ॥"

એટલે કે–અતિ અલ્પ શબ્દોની રચનાવાળા અને ઘણા અર્થોથી ભરેલા 'શ્રીધર્મરત્ન' નામના શાસ્ત્રને, હુ સ્વ અને પરના ઉપકારને માટે, શ્રુત મુજબ કાંઇક વિશેષતાપૂર્ણ પદ્ધતિથી વિવરૂ છુ. બૃહદ્‌વૃત્તિકાર પરમર્ષિએ કરેલી આ પ્રતિજ્ઞા ઉપરથી પણ સમજી શકાય તેમ છે કે–

૧. આ શાસ્ત્રની રચના અલ્પ શબ્દોવાળી છે, પરન્તુ શબ્દોના સમૂહથી નાનુ એવુ પણ આ શાસ્ત્ર અનેક અર્થોથી ભરપૂર છે

૨. કોઈ પણ શાસ્ત્રકાર પોતાની ખ્યાતિ આદિને માટે શાસ્ત્રને રચવાની પ્રવૃત્તિમા નથી પડતા, પણ સ્વ અને પરના ઉપકારને માટે જ એ કલ્યાણકારી પ્રવૃત્તિને આચરે છે. જેઓ માનપાન આદિ ખાતર જ શાસ્ત્રને રચવા જેવી પ્રવૃત્તિમા પણ પડે છે, તેઓ પોતાના આત્માનુ તો એકાંતે અહિત જ સાધે છે

૩ આથી જ કલ્યાણકામી શાસ્ત્રકારો પોતાની મહત્તા માટે, 'મે સ્વતંત્ર એવી મારી બુદ્ધિથી આ શાસ્ત્ર રચ્યુ છે'–એમ નહિ કહેતા, 'અનંતજ્ઞાની શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞા મુજબ મે આ રચ્યુ છે'–એમ જ જાહેર કરે છે

ખરેખર, આવા જ શાસ્ત્રકારો શાસ્ત્રની રચના દ્વારા સ્વ–પરનું સાચું હિત સાધી શકે, એ સર્વથા નિર્વિવાદ છે.

•

પહેલી ગાથાની અવતરણિકા

આ રીતિએ ભાવમંગલની આચરણા અને પોતે શા હેતુથી અને કેવી રીતિએ આ અર્થગંભીર શાસ્ત્રરત્ન ઉપર વિવરણ રચે છે, એનું સ્પષ્ટીકરણ કર્યા બાદ, સમર્થ સૂરિપુરંદર શ્રી શાન્તિસૂરીશ્વરજી મહારાજાએ, આ અર્થગંભીર શાસ્ત્રરત્નની રચના શા માટે કરી છે એનું અને એ શાસ્ત્રરત્નની પ્રથમ ગાથા શું કરવા માટે છે, એનું વિવરણ કરતાં બૃહદ્વૃત્તિકાર પરમર્ષિ ફરમાવે છે કે—

"इह हि हेयोपादेयादिपदार्थसार्थपरिज्ञानप्रवीणस्य जन्मजरामरणरोगशोकादिदुर्दान्तदौर्गत्यपीडितस्य भव्यसत्त्वस्य स्वर्गापवर्गादिसुखसम्पत्सम्पादनादवन्ध्यनिबन्धनं सद्धर्मरत्नमुपादातुमुचितम्। तदुपादानोपायश्च गुरूपदेशमन्तरेण न सम्यग् विद्यते, न चानुपायप्रवृत्तो नाम समीहितार्थसिद्धि लभते; अतः कारुण्यपुण्यचेतसा धर्मार्थिनां धर्मोपादान–पायोपदेशं दातुकाम सूत्रकार शिष्टमार्गानुगामितया पूर्वं तावदिष्टदेवतानमस्कारादिप्रतिपादनार्थमिमां गाथामाह—"

બૃહદ્વૃત્તિકાર પરમર્ષિના આ કથનનો ભાવ એ છે કે—આ વિશ્વમાં હેય અને ઉપાદેય આદિ પદાર્થોના સમુદાયનું પરિજ્ઞાન કરવામાં પ્રવીણ અને જન્મ, જરા, મરણ, રોગ અને શોક આદિ ભયંકર દૌર્ગત્યથી અતિશય પીડિત એવા ભવ્ય સત્ત્વને માટે, સ્વર્ગ અને અપવર્ગ–મોક્ષ આદિ સુખસંપત્તિઓના સંપાદન માટે, કદી પણ નિષ્ફળ ન જાય એવા કારણ રૂપ સદ્ધર્મરત્નને અંગીકાર કરવું એ જ ઉચિત છે.

તે સદ્ધર્મ રૂપ રત્નને અંગીકાર કરવાનો ઉપાય, ગુરૂના ઉપદેશ વિના સારી રીતિએ જાણી શકાય તેમ નથી અને અનુપાયમાં પ્રવૃત્ત થયેલા આત્માઓને અભીષ્ટ અર્થની સિદ્ધિ થતી નથી; એ જ કારણથી, કરૂણાથી પવિત્ર ચિત્તપણા દ્વારા, ધર્મના અર્થી આત્માઓને ધર્મના સ્વીકાર અને પાલનનો ઉપદેશ આપવાની કામનાવાળા સૂત્રકાર, શિષ્ટોના માર્ગને અનુસરનારા હોવાથી, પ્રથમ ઈષ્ટ દેવતાને નમસ્કાર આદિનું પ્રતિપાદન કરવાને માટે આ પ્રથમ ગાથાને કહે છે.

ઉપદેશને યોગ્ય

બૃહદ્‌વૃત્તિકાર આચાર્યભગવાન શ્રી દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ, આ કથન દ્વારા, ઘણી ઘણી વાતો સ્પષ્ટ કરી છે. પ્રથમ તો એ વાતને આ પરમોપકારી પરમર્ષિ સ્પષ્ટ કરે છે કે-અભવ્ય અને દુર્ભવ્ય આત્માઓ તો ધર્મના ઉપદેશને માટે યોગ્ય નથી; એટલું જ નહિ, પણ ભવ્ય આત્માઓમાં પણ તે જ આત્માઓ ઉપદેશને માટે યોગ્ય છે, કે જેઓ તજવા યોગ્ય પદાર્થો, અંગીકાર કરવા યોગ્ય પદાર્થો અને જાણવા યોગ્ય પદાર્થોના સમુદાયને જાણવાને માટે સારી રીતિએ પ્રવીણ હોય. આવી પ્રવીણતા લઘુકર્મિતા વિના આવતી જ નથી.

દુઃખ અને ધર્મપ્રાપ્તિ.

આ દુઃખમય, દુઃખફલક અને દુઃખપરંપરક સંસારમાં ભવ્ય આત્માઓ પણ જન્મ, જરા, મરણ, રોગ અને શોક આદિ અનેક જાતિના ભયંકર દુઃખોથી રીબાતા હોય છે,

ખરેખર, આવા જ શાસ્ત્રકારો શાસ્ત્રની રચના દ્વારા સ્વ-પરનુ સાચુ હિત સાધી શકે, એ સર્વથા નિર્વિવાદ છે

પહેલી ગાથાની અવતરણિકા

આ રીતિએ ભાવમંગલની આચરણા અને પોતે શા હેતુથી અને કેવી રીતિએ આ અર્થગંભીર શાસ્ત્રરત્ન ઉપર વિવરણ રચે છે, એનુ સ્પષ્ટીકરણ કર્યા બાદ, સમર્થ સૂરિપુરંદર શ્રી શાન્તિસૂરીશ્વરજી મહારાજાએ, આ અર્થગંભીર શાસ્ત્રરત્નની રચના શા માટે કરી છે એનુ અને એ શાસ્ત્ર રત્નની પ્રથમ ગાથા શું કરવા માટે છે, એનુ વિવરણ કરતાં બૃહદ્‌વૃત્તિકાર પરમર્ષિ ફરમાવે છે કે—

"इह हि हेयोपादेयादिपदार्थसार्थपरिज्ञानप्रवणस्य जन्मजरामरणरोगशोकादिदुर्गदौर्गत्यपीडितस्य भव्यसत्त्वस्य स्वर्गापवर्गादिसम्पत्सम्पादनादनवधिबन्धन सद्धर्मरत्नमुपादातुमुचितम् । तदुपादानोपायश्च गुरूपदेशमन्तरेण न सम्यग् विज्ञायते, न चानुपायप्रवृत्त नामसमीहितसिद्धि स्त्यन्त कारुण्यपुण्यचेतसा धर्मार्थिना धर्मोपादानोपायोपदेशो दातुकाम सूत्रकार शिष्टमार्गानुगामितया पूर्व तावदिष्टदेवतानमस्कारादिप्रतिपादनार्थमिमां गाथामाह—"

બૃહદ્‌વૃત્તિકાર પરમર્ષિના આ કથનનો ભાવ એ છે કે—આ વિશ્વમાં હેય અને ઉપાદેય આદિ પદાર્થોના સમુદાયનું પરિજ્ઞાન કરવામાં પ્રવીણ અને જન્મ, જરા, મરણ, રોગ અને શોક આદિ ભયંકર દૌર્ગત્યથી અતિશય પીડિત એવા ભવ્ય સત્ત્વને માટે, સ્વર્ગ અને અપવર્ગ-મોક્ષ આદિ સુખસંપત્તિઓના સંપાદન માટે, કદી પણ નિષ્ફળ ન જાય એવા કારણ રૂપ સદ્ધર્મરત્નને અંગીકાર કરવું એ જ ઉચિત છે.

વચન-કાયાના અશુભ વ્યાપાર રૂપ યોગ, કે જે કર્મબન્ધનાં પ્રબલ કરણો છે, તેમાં જ જગતના જીવોને જોડી, પોતાના અને પરના કારમા અહિતને જ કરે, એમાં આશ્ચર્ય જેવું કશુ જ નથી આવા આત્માઓની અહિંસા પણ હિંસાના પરિણામમાં જ પરિણમનારી હોય. એવાઓ જે સત્ય બોલે, તે પણ હિંસા આદિનું પોષક બનનારૂં હોય. આરમ્ભ-સમારમ્ભના પાપને નહિ સમજનારા તેઓ, કર્માદાનમાં પ્રવૃત્તિ નહિ કરનારાઓને, તેના કરનારાના કરતાં બેવડા પાપી કહેવામાં જ સત્યનો સદુપયોગ સમજે છે. આખી દુનિયાના લોકોને પૌદ્‌ગલિક પદાર્થોમાં મશગુલ બનાવી હકના નામે જડની પૂજા કરતા બનાવવામાં, તેઓ પોતાની શક્તિની સફળતા સમજે છે. એવાઓનો ત્યાગ પણ પરિણામે ભયંકર રાગને પેદા કરનારો જ હોય છે. અવિરતિ અને કષાયથી થતી પ્રવૃત્તિઓ દ્વારા પણ મોક્ષ સાધ્ય છે, એવું સમજાવવામાં તો તેવા આત્માઓ ખૂબ જ આનંદ માનતા હોય છે આવા આત્માઓ ઇશ્વરની માન્યતામાં પણ ભ્રાન્તિવાળા જ હોય છે. એ ભ્રાન્તિના યોગે જો તેઓ જગતમાં માનનીય થઈ જાય, તો પછી એવાઓને જબ્બર દમ્ભી બનતા પણ વાર લાગતી નથી. દમ્ભી બન્યા પછી, તેઓ, દિન-પ્રતિદિન પોતાની મહત્તા જે રીતિએ વધે, એ જ રીતિની વાતો અને પ્રવૃત્તિ ઓમાં મશગુલ રહે છે. એવાઓઓની વિચારણાઓ પણ પછી એવી કારમી બની જાય છે કે-સ્વપર હિતસાધક સુંદર વિચારો કરવાનેયુ સામર્થ્ય જ, એવા આત્માઓમાં, કારમા મિથ્યાત્વના યોગે રહેતું નથી. કારમા મિથ્યાત્વનુ જોર ભવ્ય

એમા કોઈ પણ શકા નથી જ દુ ખી હોવા માત્રથી ધર્મને પામવાની લાયકાત કદી જ આવી જતી નથી જો દુ ખની હયાતિ હોવાના જ કારણે ધર્મની પ્રાપ્તિ શક્ય હોત, તો તો જગતમા કોઈજ અધર્મી હેત નહિ કારણ કે–આ સસારમા કોઈ દુ ખી નથી, એવુ છે જ નહિ

મિથ્યાત્વનુ પ્રાબલ્ય

વધુમા, આ જગતમા વિદ્વાન તરીકે મનાતા પણ એવા ઘણા છે, કે જેઓ સ્વય દુ ખમગ્ન હોવા છતા પણ, દુ ખના કારણોને જ સુખના કારણો માનીને રાચે છે જ્ઞાનિઓ ફરમાવે છે કે–આ વિશ્વમા વ્યસનોની વિષમતા ઘણી છે–એવું અનુભવવા છતા પણ, એમા સુખ માનનારા ઓછા નથી એમ હોવાના કારણને દર્શાવતા, ઉપકારિઓ ફરમાવે છે કે–કારમા મિથ્યાત્વનો જ એ પ્રભાવ છે મિથ્યાત્વનું પ્રાબલ્ય ભલભલા મમજુ ગણાતાઓને પણ સાચા–ખોટાનો ખ્યાલ આવવા દેતું નથી એના પ્રતાપે, જગતમા ડાહ્યા ગણાતા આત્માઓ પણ, અનતજ્ઞાનિઓ અને અનતજ્ઞાનિઓના અનુયાયિઓની દષ્ટિએ, પાગલ જેવું જીવન જીવે છે સ્વ અને પર, ચેતન અને જડ, પુણ્ય અને પાપ, આશ્રવ અને સવર, બધ અને નિર્જરા તથા સસાર અને મોક્ષના સ્વરૂપના વાસ્તવિક ખ્યાલ વિનાના આત્માઓ, પોતાની જાતને વિદ્વાન માને અને મનાવે, એના જેવુ કારમુ અજ્ઞાન એક પણ નથી આવા અજ્ઞાનિઓ, પોતાના ઉપદેશક તરીકેના બોલવા અને લખવા દ્વારા મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને મન-

આત્માઓને પણ અન્માવર્તના જ હલકુ પડી શકે છે અને હેયોપાદેયાદિ પદાર્થોના સમુદાયને સારી રીતિએ જાણવાની પ્રવીણતા, ભવ્ય આત્માઓને પણ, તેઓનો કાલ આ સ સારમા અર્ધપુદ્ગલપગવર્ત્તનની અ દરનો ન થાય ત્યા સુધી આવતી નથી આથી સ્પષ્ટ છે કે–દુ ખી એવા પણ ભવ્યાત્માઓ જ્યારે હેયોપાદેયાદિ પદાર્થોને જાણવાને પ્રવીણ બને, ત્યારે જ તેઓ ધર્મના ઉપદેશને સાચી રીતિએ ઝીલી શકે છે

<u>ધર્મથી નિષ્પન્ન થતુ ફલ :</u>

એ જ કારણે, ઉપકારી પરમર્ષિએ એવા ભવ્યને ઉદ્દેશીને જ ફરમાવ્યુ કે–'સ્વર્ગ અને અપવર્ગ આદિની સુખસમ્પત્તિનું સમ્પાદન કરવાને માટેના અવન્ધ્ય કારણ રૂપ સદ્ધર્મરત્નનુ ઉપાદાન કરવું, એ જન્મ, જરા, મરણ, રોગ, શોક આદિ ભયકર દુ ખસમુદાયથી રીબાતા અને હેયોપાદેયાદિ પદાર્થ–સમુદાયના પરિજ્ઞાન માટે પ્રવીણ એવા ભવ્ય સત્ત્વ માટે ઉચિત છે' આ રીતિએ–'ધર્મ એ સ્વર્ગ અને મોક્ષ આદિ સુખસમ્પત્તિઓના સમ્પાદન માટે અમોઘ સાધન છે'–એમ ફરમાવીને, સુખ માત્રના કારણ તરીકે એક ધર્મને જ ઉપકારિઓ ફરમાવે છે જગતનું પણ એકેય સુદર ગણાય તેવું સુખ એવુ નથી, કે જે ધર્મથી સિદ્ધ ન થાય ઘીની પ્રાપ્તિ જેમ દુધથી થાય છે, તેમ દહી, છાશ અને માખણ પણ દુધથી જ મળે છે એ જ રીતિએ, મોક્ષની પ્રાપ્તિ જેમ ધર્મથી થાય છે, તેમ જ અર્થ અને કામની પ્રાપ્તિ પણ ધર્મથી જ થાય છે મિથ્યાત્વથી મિશ્રિત ધર્મો જેમ સ સારના તુચ્છ સુખો

સમર્પિત કરે છે, તેમ સમ્યક્ત્વમિશ્રિત ધર્મો સંસારનાં સુંદર એવા સુખોને ય સમર્પિત કરે છે. ઘીની કિંમત સમજનારાઓ ઘી પામતા પહેલાં દહીં, છાશ અને માખણને પામે છે, તેમ મોક્ષને જ એક ધ્યેય માનનારાઓ, સદ્ધર્મની સેવાના પ્રતાપે આનુષગિક ફલ તરીકે અર્થ–કામને નથી પામતા એવુ નથી જ. મોક્ષની સાધનાને માટે જ મોક્ષસાધક ધર્મનું સેવન કરનારા પુણ્યાત્માઓ, પ્રાસગિક ફલ તરીકે અર્થને અને કામને પામી, તેનો ઉપયોગ પણ મોક્ષની સાધનાને માટે જ કરી શકે છે: જ્યારે અર્થ અને કામ માટે ધર્મની આચરણા કરનારાઓ, તુચ્છ કોટિના અર્થ–કામને પામીને, તેમાં શ્લેષ્મમા જેમ માખીઓ સપડાય તેમ સપડાઈ જઈ, સંસારની અનેક કારમી વિટમ્બણાઓને પામે છે આ જ કારણે, સમ્યગ્દૃષ્ટિ આત્માઓ, ધર્મની સેવા મોક્ષના સાધ્યથી જ કરવી એ હિતાવહ છે–એમ માને છે અને અનંતઉપકારિઓએ પણ મોક્ષની સાધનાને માટે જ ધર્મને સેવવાનો ઉપદેશ આપેલો છે.

<u>મોક્ષની સાધના માટે :</u>

દુનિયામાં પણ આપણે જોઇ શકીએ છીએ કે–ડાહ્યા ગણાતા ખેડુતો, ખેડીને લાયક બનાવેલી રસાળ જમીનમાં, બીજને વાવે છે તે અનાજને માટે જ, પણ ઘાસને માટે નહિ જ ! આમ છતાં પણ, તેઓ ઘાસને નથી પામતા એમ નહિ એ જ રીતિએ, પોતાની લાયકાત અને સદ્ગુરૂઓની સેવાના પ્રતાપે સમજદાર બનેલા પુણ્યાત્માઓ, મોક્ષની

સાધનાને માટે જ ધર્મની સાધનાને કરે છે એ ધર્મની સાધનાના પ્રતાપે, એ પુણ્યાત્માઓ મોક્ષને ન પામે ત્યા સુધી, સંસારની પણ સુંદર સામગ્રીને પામી, તેના દ્વારા પણ પોતાના સાધ્યની સિદ્ધિમાં આગળ જ ધપે છે.

કુપથ્યનું સુખ

મુખ્ય ફલ તરીકે મોક્ષને અને પ્રાસંગિક ફલ તરીકે સ્વર્ગાદિકને અર્પનાર ધર્મની પ્રાપ્તિ માટે, સદ્ગુરૂની અવશ્ય આવશ્યકતા છે. સદ્ગુરૂના અભાવમા સાચા ધર્મની પ્રાપ્તિ જ નથી થતી. કોઈ કોઈ પુણ્યાત્માઓને જાતિ-મરણાદિના યોગે સાચા ધર્મની પ્રાપ્તિ થઇ જાય-એ વાત જૂદી છે, બાકી તો સાચા ધર્મની પ્રાપ્તિ માટે, સદ્ગુરૂની જરૂર આવશ્યકતા છે. સદ્ગુરૂના વેષમા ફરતા કુગુરૂઓના ફંદામા ફસેલા આત્માઓ તો, સદ્ધર્મને પણ વિષ અને ગરલ જેવો જ બનાવીને સેવે છે એ કારણે, એ ધર્મોપદેશકોની સાથે ધર્મના પાલકો પણ સંસારના જ મુસાફરો બને છે એ રીતિએ સેવેલા ધર્મથી મળતા સુખો પણ કુપથ્ય ખાવાથી બીમાર જેવું સુખ અનુભવે છે, તેવા જ પ્રાય હોય છે. એવા સુખોના નામે, ચિંતામણી આદિ પણ જેની આગળ તુચ્છ છે-એવા ધર્મની લઘુતા કરવી, એ કોઇ પણ કલ્યાણકામી આત્માને માટે યોગ્ય નથી જ કલ્યાણકામી આત્માઓએ તો મોક્ષમાર્ગના જ પાલક અને પ્રચારક સદ્ગુરૂની નિશ્રા સ્વીકારવી જોઈએ એ વાતનો જ જાણે ખ્યાલ આપતા હોય, તેમ શ્રી ધર્મરત્ન પ્રકરણની બૃહદ્વૃત્તિના રચયિતા ઉપકારી પરમર્ષિએ ફરમાવ્યું

કે-'સાચા ધર્મની પ્રાપ્તિનો ઉપાય યથાર્થપણે જાણવો, એ સદ્ગુરૂના ઉપદેશ વિના શક્ય નથી '

<u>સેવવા યોગ્ય ગુરૂ કયા ?</u>

આ જ કારણે, માર્ગના સાચા જ્ઞાતા મહર્ષિઓ ફરમાવે છે કે-શ્રી જૈન શાસનનો ગુરૂ એટલે તત્ત્વમાર્ગનું જ નિરૂપણ કરનાર નિર્ગ્રન્થ; પણ ગોટાળા વાળીને સ્વાર્થ સાધનાર ગોર નહિ પોતે પાપરહિત પંથે પ્રવર્તે અને નિઃસ્પૃહપણે અન્યને પાપરહિત પથે પ્રવર્તાવે તે ગુરૂ. સન્માર્ગનો અને ઉન્માર્ગનો વિભાગ કરવામાં પણ લોકથી ડરનારો એ ગુરૂ નથી, પણ ગોટાળા વાળનાર ગોર કરતાં પણ ઉતરતી જાતનો વેષધારી છે પોતાના સાચા હિતની અભિલાષા રાખનાર પુણ્યાત્મા ઓએ, તે જ ગુરૂને સેવવા જોઈએ, કે જેઓ પાપરહિત પથે પ્રવર્તીને પોતાના આત્માને સંસારસાગરથી તારી રહ્યા હોય અને અન્યને પણ પાપરહિત પથે પ્રવર્તાવીને પરને પણ તારવાનું સામર્થ્ય ધરાવતા હોય. જે ગુરૂ કુબોધનો નાશ કરવાપૂર્વક આગમના અર્થનો બોધ કરાવવામાં કુશળ હોય, સુગતિના અને કુગતિના માર્ગોનુ તથા પુણ્યના અને પાપના સ્વરૂપ આદિનું વર્ણન કરવામા વિશારદ હોય, તેમ જ કૃત્ય અને અકૃત્ય, પેય અને અપેય, ભક્ષ્ય અને અભક્ષ્ય તથા ગમ્ય અને અગમ્ય આદિના ભેદનો ખ્યાલ આપવામા પ્રવીણ હોય, તેના જેવો આ સંસારસાગરથી પાર ઉતારવાને માટે જહાજ સમો, અન્ય કોઈ જ નથી. નરકકુહરમાં ડૂબતા જંતુનું રક્ષણ કરવાની તાકાત નથી તો પિતામાં કે નથી તો

માતામાં: નથી તો બંધુઓમાં કે નથી તો મિત્રોમાં: નથી તો પુત્રોમાં કે નથી તો પુત્રીઓમાં: નથી તો સ્ત્રીમાં કે નથી તો સ્વામિમાં: એ તાકાત દુનિયાની ગમે તેવી પણ સામગ્રીમાં નથી. એ તાકાત છે માત્ર સદ્‌ગુરૂમાં, કે જે સદ્‌ગુરૂ સુદેવ અને કુદેવ, સુગુરૂ અને કુગુરૂ તથા સુધર્મ અને કુધર્મનો વિવેક કરાવવાનું સામર્થ્ય ધરાવનાર હોય.

શિષ્યભાવની અનિવાર્યતા :

અનંત ઉપકારી શ્રી જિનેશ્વરદેવોના શાસનમાં ગુરૂતત્ત્વની પ્રધાનતા ખૂબ જ વર્ણવવામાં આવી છે. સર્વ તત્ત્વોમાં ગુરૂતત્ત્વની પ્રધાનતા પ્રભુશાસનમાં વર્ણવાઈ છે, એનું કારણ એ છે કે–'હિતકારી ધર્મો એ તારકોના કથનથી સાધ્ય બની શકે એમ છે.' શુદ્ધ ધર્મની સાધના ગુરૂના આલંબન વિના શક્ય જ નથી શ્રી જિનેશ્વરદેવના શાસનમાં ગુરૂ વિનાના કોઈને પણ ગુરૂ થવાનો અધિકાર નથી. અનંતજ્ઞાનિઓનું શાસન ફરમાવે છે કે-સ્વપરના હિતાર્થે ગુરૂપદે પહોંચવાની અભિલાષા ધરનારાએ, શિષ્યભાવ કેળવવો એ પણ ખૂબ જ આવશ્યક છે. જેઓને શિષ્યભાવ રૂચતો નથી, તેઓ ગુરૂપદે પહોંચવા માટે લાયક જ નથી. દુર્ભાગી આત્માઓને ગુરૂ બનવું ગમે છે, પણ શિષ્ય બનવું નથી ગમતું એવા આત્માઓ તો બીજને બાળીને ફલને પામવાની આશા રાખનારાઓ જેવા ગમાર છે, તેના કરતા ય વધુ ગમાર છે. લઘુતાપૂર્વક સેવાતા શિષ્યભાવથી જે ગુરૂતા પ્રાપ્ત થાય છે, એ જ ગુરૂતા સંસારતારક બની શકે છે. એવી ગુરૂતાને પામેલા ગુરૂઓને

માટે જ શાસ્ત્રોમા જહાજની ઉપમા અપાય છે ગુરૂતાને અથાવી પડેલા ગુરૂઓ ભક્તોને માટે જહાજ નથી, પરન્તુ પોતાના આશ્રિતોને ડૂબાવવાને માટેની શિલાની ગરજ સારનાર છે. ગુરૂતા માગી નથી મળતી, પણ લાયકાતના પ્રતાપે સ્વત પ્રાપ્ત થાય છે ગુરૂતાના લોભમા પડીને શિષ્યભાવનુ લીલામ કરનારાઓ, પોતાના આત્માના પણ કટ્ટર શત્રુ છે. એવા આત્માઓ ગુરૂ બની બેસવા જેવી જે સામગ્રી પામી જાય છે, તે તેમના પોતાના આત્માના ભલાને માટે થતી નથી, પણ કાગ્મા બૂરાને માટે જ થાય છે

ગુરૂતાની પરીક્ષા :

આવા નામધારી ગુરૂઓના ફદામા ન ફસી જવાય, એ માટે શ્રી જૈન શાસને સદ્ગુરૂનો સ્વીકાર પણ પરીક્ષાપૂર્વક કરવાનુ ફરમાવ્યુ છે શ્રી જૈન શાસન ફરમાવે છે કે–'સદ્ગુરૂના સ્વીકાર વિના ધર્મપ્રયાસો પણ વાસ્તવિક રીતિએ જોતાં તો વ્યર્થ જાય છે.' સદ્ગુરૂના સ્વીકાર વિનાના ધર્મપ્રયાસોની સાચી સફળતાનો ઈન્કાર કરતું શ્રી જૈન શાસન, જેને-તેને પણ સદ્ગુરૂ તરીકે સ્વીકારવાનુ નથી જ ફરમાવતું શ્રી જૈન શાસન તો સાફ ફરમાવે છે કે–' સુદેવના અને સુધર્મના સ્વરૂપને સમજાવવાને માટેનો દાવો ધરી ગુરૂ તરીકે પૂજાવાની લાયકાત પણ જેમા-તેમા નહિ, પણ સુગુરૂમા જ હોઈ શકે છે.' એ જ કારણે, જ્યારે જ્યારે ગુરૂઓ તરીકે ફરતા વેષધારિઓ મોક્ષમાર્ગને છિન્નભિન્ન કરવા દ્વારા કુગુરૂતાનુ સામ્રાજ્ય વિસ્તારે છે, ત્યારે ત્યારે સ્વપરની સાચી દયાના ભાવથી ભરેલા

હૈયાવાળા મહાપુરૂષોએ, એની સામે જરૂર પોકાર કર્યો છે : કારણ કે–કુગુરૂઓને સુગુરૂઓ માનીને કલ્યાણકામી જનો શાસનથી અને એ કારણે કલ્યાણથી વિમુખ બની જાય, એ એ મહાપુરૂષોને માટે અસહ્ય જ છે. એ કારમા પોકારને સુંદર શબ્દાકાર આપતાં, અનંત ઉપકારી આચાર્યભગવાન શ્રીમદ્ મુનિસુંદરસૂરીશ્વરજી મહારાજાએ ફરમાવ્યું છે કે—

"न्यस्ता मुक्तिपथस्य वाहकतया, श्री वीर ! ये प्राक् त्वया
लुण्टाकास्त्वदृतेऽभवन् बहुतरा-स्त्वच्छासने ते कलौ ।
विभ्राणा यतिनाम तत्तनुधियां, मुष्णन्ति पुण्यश्रियः
पूत्कुर्मः किमराजके ह्यपि तलारक्षा न किं दस्यवः ॥१॥"

ભગવાન શ્રી મહાવીર પરમાત્માની સ્તુતિ કરતાં, એ મહાપુરૂષે આ પોકાર કર્યો છે અને એ ભાવ વ્યક્ત કર્યો છે કે–હે શ્રી વીર ! પ્રથમ આપે જેઓને મુક્તિપથના વાહકપણાએ કરીને સ્થાપ્યા હતા, તેમાંના તે ઘણા ઘણા આ કલિકાલમાં આપના શાસનમાં આપના અભાવમાં લુટારા તરીકે થયા: તે કારણથી, યતિ નામને ધરનારા તેઓ અલ્પબુદ્ધિવાળા આત્માઓની પુણ્યલક્ષ્મીઓને ચોરી લે છે. આ વસ્તુનો હે નાથ ! પોકાર ક્યાં કરીએ ? પણ શું રાજ્યના અભાવમાં તલારક્ષો–કોટવાળો પણ ચોર નથી થતા ? જરૂર થાય છે જ. બસ, આ સમાધાનથી અમે શાંતિ મેળવીએ છીએ. વિચારો કે–આ કેવો અને કેટલો કારમો પોકાર છે ? શ્રી જૈન શાસનની આટલી સખત ચોકી છતાં પણ, પાપના સમૂહથી ઘેરાયેલા સાધુવેષધારી આત્માઓ, પોતે ધરેલા વેષને પણ બેવફા નિવડીને, શાસનને કલંકિત પાપકર્મ આચરતાં

નથી જ અચકાતા આ ની સ્થિતિ અનિવાર્ય હોવાથી, કલ્યાણ કામિઓએ, સાધુના વેષમા રહેલા પણ કુગુરૂઓથી બચવાને માટે અને સદ્ગુરૂઓની સેવાનો લાભ પામવાને માટે, પરીક્ષક બનવુ એ પણ અનિવાર્ય છે કારણ કે—સદ્ગુરૂના સ્વીકાર વિના, ધર્મના પ્રયાસોની સાચી સફળતા સધાવી શકય નથી.

સાધુઓને હિતશિક્ષા

ઉપકારિઓએ જેમ ધર્મના અર્થિઓને પરીક્ષાપૂર્વક સદ્ગુરૂઓને સ્વીકારવાનો ઉપદેશ આપ્યો છે, તેમ સાધુઓને ઉપદેશ આપવામા પણ એ ઉપકારિઓએ કમીના નથી રાખી સાધુઓને હિતશિક્ષા આપતા, એ જ આચાર્યમહારાજા ફરમાવે છે કે—

"હે મુને ! મુનિપણાનો સ્વીકાર કરવા છતા પણ તૂ પ્રમાદવશ બનીને સ્વાધ્યાય નથી કરતો શુદ્ધ ગુપ્તિઓ અને સમિતિઓને ધારણ નથી કરતો દેહના મોહમા પડી બાહ્ય અને આભ્યતર એમ ઉભય પ્રકારના તપનુ ઉપાર્જન નથી કરતો સામાન્ય કારણે પણ ક્રોધ, માન, માયા અને લોભ રૂપ કષાયોનો સ્વીકાર કરે છે ક્ષુધા આદિ બાવીસ પરીષહોને અને ઉપસર્ગોને સહતો નથી અને શુદ્ધ શીલના અગોનુ ધારણ નથી કરતો, તો મોક્ષ પામવાની ઇચ્છાવાળો હોવા છતા પણ તુ વેષ માત્રથી શી રીતિએ સસારસાગરના પારને પામશે ?

"વળી, જો તૂ આજીવિકાને માટે યતિવેષને ધારણ કરે છે અને કષ્ટથી ભીરૂ બનીને નિર્મલ એવા ચારિત્રને

નથી ધરતો, તો શું તને એ ખબર નથી કે-જગતનો ગ્રાસ કરવાને ઈચ્છતું મરણ અને દુ:ખમય નરક, એ કોઈ પણ જાતિના વેષ માત્રથી ભય પામે તેમ નથી?

"વળી, પોતાના ઘરને તજીને પરના ઘરની ચિંતામાં પડેલા તને, કયા ગુણની પ્રાપ્તિ થવાની છે? તારી આવી પ્રવૃત્તિના પ્રતાપે, જો કે-આ વેષ માત્રથી તને આજીવિકા તો મળશે, પણ પરલોકમાં થતી દુર્ગતિ તો રોકાવી મુશ્કેલ છે.

"મહત્ત્વને માટે કે મમત્વના પ્રતાપે, સંઘલોકના પણ સાવદ્યને તું ઈચ્છે છે, તો શું તને એ ખબર નથી કે–સોનાની પણ છરી પેટમાં મારવાથી ક્ષણમાં પ્રાણ લે છે?

"સંયમના યોગોની વિરાધનાથી સંસારના દુ:ખસમૂહમાં પડતા તને તારા ભણેલાં શાસ્ત્રો, તારા શિષ્યો, તારી ઉપધિ, તારૂ પુસ્તક કે તારા ભક્તલોકો–આમાંનું કશું જ શરણ રૂપ થનાર નથી"

આમ અનેક પ્રકારની હિતશિક્ષા, સાધુઓને સમર્પવામાં પણ, મહાપુરૂષોએ કમીના રાખી નથી. આ ઉપકારક શાસને તો હિત માટે કહેવાજોગુ કહેવામાં કશી જ કચાશ રાખી નથી, છતા પણ હીનભાગી આત્માઓ પોતાનું કર્ત્તવ્ય ન સમજે, ત્યા થાય પણ શું?

## વિધિનો ઉપદેશ

આ રીતિએ સાધુપણાને પામેલા આત્માઓને સુસાધુ બની રહેવાનો ઉપદેશ આપનારા ઉપકારી શાસને, ધર્મના અર્થિઓને પણ ધર્મના પ્રયાસને સફલ કરવાને માટે, સદ્દગુરૂને

શોધવાનો ઉપદેશ આપ્યો છે કારણ કે-સદ્ગુરૂની નિશ્રા વિના ધર્મની સાધનાનો પ્રયાસ સાચી રીતિએ સફળ થતો નથી. ઉપકારી પરમર્ષિઓ ફરમાવે છે કે-" જે ભવ્ય આત્માઓને શુદ્ધ ગુરૂની પ્રાપ્તિ નથી થઈ, તેઓ ધર્મના શુદ્ધ વિધિને જાણી શકતા નથી અને એથી અવિધિપૂર્વક સેવાયેલા ધર્મોથી ભવ્ય આત્માઓ પણ શિવગામી બની શકતા નથી " મરા પણ રસાયણો, જો તેનો પ્રયોક્તા વૈદ્ય મૂઢ હોય છે તો, દર દીને નીરોગી બનાવવામા સફળ નિવડતા નથી એ જ રીતિએ, સદ્ગુરૂના અભાવમા અગર તો ઉન્માર્ગોપદેશક કુગુરૂના સદ ભાવમા, ધર્મની સાધના દ્વારા ભવ્યાત્મા પણ શ્રી સિદ્ધિપદની સાધના સાધી શકતો નથી મોક્ષસાધક પણ ધર્મની આરાધનામાં, અવિધિના ત્યાગની અને વિધિના આદરની વૃત્તિ પરમ આવશ્યક છે રસાયણ જેવી સુન્દર વસ્તુ પણ જો અવિધિના પ્રતાપે જીવાડવાને બદલે મારનારી નિવડે છે, તો પછી મહારસા યણ સમો ધર્મ, વિધિના આદર વિના જ જો અવિધિપૂર્વક આચરવામા આવે, તો તે વિધિબહુમાનહીનતાપૂર્વકના અવિ ધિના યોગે વિપરીત પરિણામ આવે, એમા આશ્ચર્ય પામવા જેવું કાંઈ નથી આ પ્રસગે, એ પણ એક વાત ખાસ યાદ રાખવા જેવી છે કે-'સદ્ગુરૂની કૃપાથી ધર્મરસિક બનેલો આત્મા, જો અવિધિના ત્યાગમા અને વિધિના આદરમા તત્પર હોય છે, તો અજ્ઞાનતા આદિના યોગે કદાચ અવિધિ થઈ જાય તો પણ વિપરીત પરિણામને નથી પામતો, પણ પરિણામે સુદર પરિણામનો ભોક્તા થાય છે કારણ કે-પરિણામશુદ્ધિ રૂપ વિધિની ત્યા વિદ્યમાનતા છે એ કારણે,

એવું અવિધિવાળું ધર્મસેવન પણ તેટલા પૂરતું વિધિપૂર્વકનું જ ગણાય છે આ સાથે, એ વાત પણ સ્પષ્ટ છે કે-'જેઓ ઇરાદાપૂર્વક અવિધિના ઉપાસક અને વિધિનો અનાદાર કર નારાઓ બને છે, તેઓ તો ધર્મનું સેવન કરવા છતા પણ, વિપરીત પરિણામના ભાગીદાર બને છે' આવા આત્માઓની ધર્મક્રિયાને, જાણવા છતા પણ, જે ધર્મગુરૂઓ ખોટી લાલસા આદિમા પડીને વખાણે છે અને તેવાઓને યોગ્ય સમયે પણ ચેતવતા નથી, તઓ પણ ભયકર રીતિએ અનત જ્ઞાનિઓની આજ્ઞાઓનું ઉત્થાપન કરનાર ગણાય છે એવા ગુરૂઓને માટે તો ઉપકારિઓ ફરમાવે છે કે-'તેઓ સસાર-સાગરને તરવાની બુદ્ધિથી પોતાને શરણે આવનારાઓને ડુબાવવાનો ધધો કરનાર છે' એવાઓ એક રીતિએ તો ભવ્ય આત્માઓના સુદર વિશ્વાસનો પણ ઘાત કરનારા છે એવા વિશ્વાસઘાતી ગુરૂઓ જે કાળમા સુગુરૂ મનાય, તે કાળમા કારમો અધર્મ પ્રવર્તે, એમા કશું જ આશ્ચર્ય નથી જગતમા પણ વિશ્વાસઘાતી લોકોથી અવ્યવસ્થા ફેલાય છે, તો પછી વિશ્વાસઘાતી ધર્મગુરૂઓ ધર્મમા પણ કારમી અવ્યવસ્થાને ફેલાવે, એમા નવાઈ પામવા જેવુ પણ શું છે ? આથી ધર્મના કામી એવા ભવ્ય આત્માએ, સાચા ધર્મનો સ્વીકાર કરવાને માટે અને સુદર પ્રકારે તેવી આરાધના કરવાને માટે, સાચા સદ્દગુરૂની શોધ કરવી, એ અતિ આવ શ્યક છે

<u>સદ્દગુરૂનો અભાવ નથી જ</u>

ઉપકારી મહાપુરૂષોએ આ રીતિએ સાચા સદ્દગુરૂનો

સ્વીકાર કરવાની વાતને જ્યારે ભારપૂર્વક જણાવી છે, ત્યારે તે વાતનો સ્પષ્ટ ઇનકાર કરવાને અસમર્થ અને અહંમાની બની સ્વચ્છન્દપણે પ્રવર્તવાને ઉત્સુક આત્માઓ, 'વર્તમાન કાળમાં કોઈ સાચા સદ્ગુરૂ હયાત જ નથી'–એવી એવી ભ્રમણાઓ ફેલાવવાને તૈયાર બને છે. એવાઓ તો કારમા મિથ્યાત્વથી ઘેરાયેલા છે. એવાઓને, પોતાની જાતની મહત્તાને સાધવાને માટે–'સન્માર્ગના પાલક અને પ્રચારક ગુરૂઓનો અભાવ છે.'–એમ કહેવું એ જ ગમે છે. અન્યથા, અનંતજ્ઞાનિઓ ફરમાવે છે કે–કાલાનુસારી સદ્ગુરૂઓ આ ક્ષેત્રમાં પણ પાંચમા આરાના અંત સુધી વિદ્યમાન રહેવાના જ છે: કારણ કે–ધર્મની હયાતિ ગુરૂઓને આધીન છે અને ધર્મ પંચમ કાલના અંત પર્યંત રહેવાનો છે. સદ્ગુરૂ વિના ધર્મની પ્રાપ્તિનો ઉપાય અને એના આરાધનનો સાચો વિધિ બતાવનાર કોઈ જ નથી. આથી એમ કહેવું કે–'અમે ધર્મનો સ્વીકાર કરશું, પણ અમારે ગુરૂની જરૂર નથી.'–એ કોઇ પણ રીતિએ ઘટી શકે તેવું નથી. ઉપેયની સિદ્ધિ, વિના ઉપાયે સિદ્ધ થાય એમ છે જ નહિ ધર્મને મેળવવો એ જેનું ઉપેય છે, તેને જો ધર્મની પ્રાપ્તિ રૂપ પોતાના ઉપેયની સાધનામાં ઉપાય રૂપ ગુરૂનો ઉપદેશ જોઈતો હોય, તો તેને સદ્ગુરૂ વિના ચાલે તેમ નથી: કારણ કે–ઉપકારી પરમર્ષિ એમ ફરમાવે છે કે–'જેઓ ઉપાયમા પ્રવૃત્તિ નથી કરતા, તેઓને અભીષ્ટની સિદ્ધિ થવી એ શકય નથી.' આ જ કારણે, ધર્મની પ્રાપ્તિમાં ઉપાય રૂપ ઉપદેશનું દાન કરવાને ઇચ્છતા અનંત ઉપકારી આચાર્યભગવાન શ્રીમત્ શાન્તિસૂરીશ્વરજી મહારા-

જાઓએ, આ 'શ્રી ધર્મરત્ન' નામના શાસ્ત્રરત્નની રચના કરી છે. આ શાસ્ત્રરત્નના શબ્દે શબ્દમાંથી કરૂણારસનો ઝરો વહી રહ્યો છે, એમ પ્રત્યેક વિચક્ષણ વાંચનારને અને સાંભળનારને લાગે તેમ છે. બૃહદ્દ્વૃત્તિકાર આચાર્યભગવાન શ્રી દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ પણ એમ જ સૂચવ્યું છે કે–'કરૂણાથી પવિત્ર ચિત્ત હોવાના કારણે, ધર્મના અર્થી આત્માઓને ધર્મનો સ્વીકાર અને તેના પાલનનો ઉપદેશ દેવાની કામનાવાળા બનેલા આ આચાર્યભગવાને, આ શાસ્ત્રરત્નની અનેક ગાથાઓ રૂપ સૂત્રોદ્વારા રચના કરી છે.'

## મંગલની વિશિષ્ટતા :

શિષ્ટપુરૂષો પોતાની પ્રવૃત્તિમાં મંગલની આચરણા કર્યા વિના રહેતા જ નથી, એ એક દૃઢ નિયમ છે. મંગલની આચરણા, એ શિષ્ટપણાની દ્યોતક છે. સાચો આસ્તિક જ સાચા મંગલની આચરણામાં માનનારો હોય છે. આસ્તિકમાં પણ, વિવેકી યા નિર્વિવેકીની પરીક્ષા માટે, મંગલ સાધન બને છે. વિવેકી હંમેશાં સાચા મંગલની આચરણા કરનાર હોય છે. મંગલના નામે અમંગલ રૂપ વસ્તુની ઉપાસના કરનારાઓ, સાચા શિષ્ટ સમાજમાં શિષ્ટ મનાતા નથી : કારણ કે–જેનામાં મંગલમયતા ન હોય, તેની મંગલ તરીકે ઉપાસના કરવી, એ તો કારમી અજ્ઞાનતાનું જ પ્રદર્શન કરવા બરાબર છે.

## સાચું મંગલ કોને કહેવાય ?

સાચા મંગલને સમજાવવાને માટે ઉપકારિઓએ મંગલ

શબ્દનો અર્થ અનેક પ્રકારે વર્ણવ્યો છે. 'જેનાથી આત્માનું સાચું હિત સધાય'–તે મંગલ: 'જે ધર્મની પ્રાપ્તિમાં હેતુ હોય'–તે મંગલ: 'જેનાથી મોક્ષમાર્ગને પ્રકાશિત કરનારૂં શાસ્ત્ર અલંકૃત બને'–તે મંગલ: 'જેના પ્રતાપે વિઘ્નના અભાવનો અનુભવ થાય'–તે મંગલ: 'જેના પ્રતાપે વિઘ્ન વિના શાસ્ત્રના પારને પમાય'–તે મંગલ: 'જેના યોગે શાસ્ત્રની સાધનામાં વિઘ્ન ન આવે'–તે મંગલ: 'જેની હયાતિમાં શાસ્ત્રનો નાશ ન થાય'–એ મંગલ: 'જે સમ્યગ્દર્શનાદિ માર્ગને પમાડે'–એનું નામ મંગલ: અને 'આત્માને સંસારથી તારે'–એનું નામ પણ મંગલ. મંગલ શબ્દના આ રીતિએ થતા અનેક અર્થો સ્પષ્ટ કરે છે કે–'આત્માના ગુણો અને એ ગુણોને પ્રગટ થવામાં અબાધિત રીતિએ સાધન રૂપ થતા દેવ, ગુરૂ અને ધર્મ આદિ પદાર્થો જ ઉત્તમ કોટિનાં મંગલ છે.' આવા મંગલની ઉપાસના, એ પરમ આસ્તિકતાનું સાચું ચિહ્ન છે. શિષ્ટપુરૂષો સાચા આસ્તિક હોવા સાથે સાચા વિવેકી હોવાના કારણે, આવાં ભાવમંગલોની ઉપાસનામા જ રક્ત હોય છે. આવા પ્રકારે સાચાં ભાવમંગલોની ઉપાસનામા રક્ત એવા જ આપણા શાસ્ત્રકારો હોય છે. બૃહદ્‌વૃત્તિકાર આચાર્યભગવાન શ્રી દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ પણ, આ શાસ્ત્રકાર પરમર્ષિને, શિષ્ટમાર્ગાનુગામી તરીકે ઓળખાવ્યા છે. આ શાસ્ત્રકાર ખૂદ પણ પોતાની જાતને શિષ્ટમાર્ગના અનુગામી તરીકે ઓળખાવવામાં જ પોતાનું ગૌરવ માને છે.

અભિધેયાદિનું સૂચન :

સાચા શિષ્ટપુરૂષો આવાં શાસ્ત્રોની રચના હૃદયમાં રમી રહેલી કરૂણાના યોગે જ કરે છે અને આ શાસ્ત્રકાર મહારાજા પણ, આ શાસ્ત્રની રચનામાં હૃદયની કરૂણાને જ કારણ તરીકે જણાવે છે. શાસ્ત્રની નિર્વિઘ્નતાને માટે, શરૂમાં જ મંગલની આચરણા કરનારા પરમર્ષિઓ, પરોપકારપરાયણ હોવાથી, બુદ્ધિમાનોને શાસ્ત્ર પ્રતિ આકર્ષિત કરવાને માટે અભિધેયનું, એટલે કે–શાસ્ત્રમાં જેનું નિરૂપણ કરવાનું નિશ્ચિત કર્યું હોય–તેનું પણ સૂચન, શાસ્ત્રની આદિમાં જ કરે છે. બુદ્ધિમાન આત્માઓનો એ સ્વભાવ છે કે–'વસ્તુની ઉપાદેયતાને સમજ્યા પછી પ્રવૃત્તિ કરવી.' આથી એવા આત્માઓને શાસ્ત્રના વાંચન અને શ્રવણ પ્રતિ આકર્ષિત કરવાને માટે, ઉપકારિઓ પણ કહેવા ધારેલી વસ્તુનું શાસ્ત્રની આદિમાં અવશ્ય સૂચન કરે છે. આ સિવાય, પ્રયોજન અને સમ્બન્ધ–એટલે આ શાસ્ત્રનું મૂળ ક્યાં છે અથવા તો આ શાસ્ત્ર કયી વસ્તુનું સાધન, ઉપાય, વાચક કે પ્રતિપાદક આદિ છે–એ બેનું પણ સૂચન કોઈ કોઈ શાસ્ત્રકાર સાક્ષાત્ સૂચવે છે અને કોઈ કોઈ શાસ્ત્રકાર સામર્થ્યથી સૂચવે છે.

શ્રી ધર્મરત્નની આદિ ગાથા :

આ શાસ્ત્રકાર પરમર્ષિએ, એ મંગળને અને અભિધેયને આ શાસ્ત્રરત્નની પહેલી ગાથામાં સાક્ષાત્ કહેલ છે અને પ્રયોજન તથા સમ્બન્ધ સામર્થ્યથી સૂચવેલ છે. મંગલ અને અભિધેયને સાક્ષાત્ દર્શાવની અને સમ્બન્ધ તથા પ્રયોજનને

સામર્થ્યથી સૂચવતી પ્રથમ ગાથા આ પ્રમાણે છે:-

"नमिऊण सयलगुणरयणकुलहर विमलकेवलं वीरं।
धम्मरयणत्थियाणं, जणाण वियरेमि उवएसं ॥ १ ॥"

આ ગાથા દ્વારા, સકલ ગુણો રૂપ રત્નોની ઉત્પત્તિના સ્થાન સમા અને નિર્મલ કેવલજ્ઞાનને ધરનારા શ્રી વર્દ્ધમાનસ્વામિને નમસ્કાર કરવામા આવ્યો છે અને ધર્મરત્નના અર્થી જનોને પોતે ઉપદેશ આપવામા પ્રવર્તે છે એમ સૂચવવામા આવ્યુ છે આ આદિ ગાથાની વિસ્તૃત વ્યાખ્યા શરૂ કરવા પૂર્વે, પ્રથમ આપણે મગલ, અભિધેય, સમ્બન્ધ અને પ્રયોજનનો વિચાર કરી લઈએ આ આદિ ગાથાના-

'नमिऊण सयलगुणरयणकुलहर विमलकेवल वीर

અર્થાત્-'સઘળા ય ગુણો રૂપી રત્નોના કુલઘર સમા અને નિર્મલ કેવલજ્ઞાનને ધરનારા શ્રી વર્દ્ધમાનસ્વામિને નમસ્કાર કરીને'-આ પૂર્વાર્દ્ધ દ્વારા, અનત ઉપકારી શાસ્ત્રકાર મહર્ષિએ અભીષ્ટ દેવતાને નમસ્કાર કરવા દ્વારાએ, વિઘ્નો રૂપી રાક્ષસોની ઉપશાન્તિને માટે મગલ કરેલુ છે. અને-

धम्मरयणत्थियाण जणाण वियरेमि उवएस

અર્થાત્-'હુ ધર્મ રૂપ રત્નના અર્થી જનોને ઉપદેશ આપુ છુ'-આ ઉત્તરાર્દ્ધ દ્વારા, અભિધેયને કહેલુ છે સમ્બન્ધ અને પ્રયોજન પરમોપકારી પરમર્ષિએ સામર્થ્યથી સૂચવેલ છે

## વિઘ્નવિનાશ શી રીતિએ ?

ભગવાન શ્રી મહાવીરદેવ જેવા અભીષ્ટ દેવને કરેલો નમસ્કાર, વિઘ્ન રૂપી રાક્ષસોની ઉપશાન્તિનુ પરમ સાધન હોઈ

મહા મંગલ છે, એમાં વિવેકિઓને શંકાનો લેશ પણ ન હોઈ શકે શરત એટલી કે–એ નમસ્કાર હૃદયપૂર્વકનો હોવો જોઈએ વિશ્વોદ્ધારક શ્રી જિનેશ્વરદેવો કલ્યાણકામી આત્માઓ ને માટે પરમ મંગલ રૂપ બને, એમાં આશ્ચર્ય જેવું કાંઈ છે જ નહિ. ભગવાન શ્રી મહાવીરદેવ પણ, અનંતા શ્રી જિનેશ્વર દેવો થઈ ગયા, એમાંના એક છે: એટલુ જ નહિ, પણ આ ચાલુ અવસર્પિણીના અંતિમ જિનેશ્વર હોઈ આસન્નઉપકારી છે. આસન્નઉપકારી એવા અભિષ્ટદેવને નમસ્કાર કરતાં, પરિણામની જે વિશુદ્ધિ થાય છે, તેના યોગે થતી નિર્જરામાં, ઈષ્ટ-સિદ્ધિમા આડે આવી શકે એવાં અનેકાનેક કર્મોનો આત્માની સાથેથી વિયોગ થાય છે. આ રીતિએ ભગવાન શ્રી મહાવીરદેવને કરેલો નમસ્કાર, વિઘ્નો રૂપી રાક્ષસોની ઉપશાન્તિમા, સુંદરમાં સુંદર સાધન રૂપ બને છે. આથી જ, પ્રથમ ગાથાના પૂર્વાર્દ્ધ દ્વારા, સૂત્રકારપરમર્ષિ શ્રી શાન્તિસૂરીશ્વરજી મહારાજાએ, સકલ ગુણ રૂપ રત્નોના ઉત્પત્તિસ્થાન સમા અને નિર્મલ કેવલજ્ઞાનને ધરનારા એવા ભગવાન શ્રી વર્દ્ધ-માનસ્વામિજીને નમસ્કાર કર્યો છે.

અભિધેય દ્વારા સૂચન :

પરમ તારક, ચરમ જિનેશ્વરભગવાન શ્રી મહાવીર મહારાજાને નમસ્કાર કરવા પછી, ઉત્તરાર્દ્ધ દ્વારા–" ધર્મરત્નના અર્થી જનોને ઉપદેશ આપુ છું."–આ પ્રકારની પ્રતિજ્ઞા કરીને, સૂત્રકાર પરમર્ષિએ ધર્મના ઉપદેશને અભિધેય તરીકે પ્રકાશિત કરેલ છે 'ધર્મનો ઉપદેશ, એ જ સાચો ઉપકાર છે.'–એમ આપણે પ્રથમ વિચારી ગયા છીએ. આ શાસ્ત્રની રચના પણ

.ધર્મનો ઉપદેશ દેવાને માટે કરવામાં આવી છે. આપણે પ્રથમ એ પણ જોઈ ગયા છીએ કે-ધર્માચાર્યોને ધર્મના ઉપદેશાદિ સિવાય અન્ય કશું ય દેવાનું હોતું જ નથી. આ વસ્તુ આ અભિધેયના કથન દ્વારા પણ સૂત્રકારપરમર્ષિએ સ્પષ્ટ કરી છે. આ પ્રકારના અભિધેયના પ્રકાશનદ્વારા, સમ્બન્ધ અને પ્રયોજન પણ સ્પષ્ટ થાય છે. સંબંધનું દિગ્દર્શન કરાવતાં, બૃહદ્‌વૃત્તિના રચયિતા આચાર્યભગવાન શ્રી દેવેન્દ્ર સૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે-

"सम्बन्धस्तावदुपायोपेयलक्षणः साध्य-साधनलक्षणो वा। तत्रेदं शास्त्रमुपायः साधनं वा। साध्यमुपेयं वा शास्त्रार्थपरिज्ञानमिति।"

સમ્બન્ધ અને પ્રયોજન, એ બેમાં પ્રથમ સમ્બન્ધ-'ઉપાયોપેયલક્ષણ' અથવા 'સાધ્ય-સાધનલક્ષણ' છે. તેમાં આ શાસ્ત્ર એ ઉપાય અથવા સાધન છે અને શાસ્ત્રના અર્થનું પરિજ્ઞાન, એ ઉપેય અથવા સાધ્ય છે એ જ પ્રમાણે, આ શાસ્ત્ર એ વાચક અથવા પ્રતિપાદક છે અને શાસ્ત્રનો અર્થ એ વાચ્ય અથવા પ્રતિપાદ્ય છે: કારણ કે-આ શાસ્ત્ર એ ધર્મના ઉપદેશનું વાચક અથવા તો પ્રતિપાદક છે, જ્યારે ધર્મનો ઉપદેશ એ આ શાસ્ત્રનું વાચ્ય અથવા તો પ્રતિપાદ્ય છે. આ શાસ્ત્ર દ્વારા જે ધર્મના ઉપદેશનુ નિરૂપણ કરવામાં આવે છે, એના જ્ઞાનની જેને આવશ્યકતા હોય, તેને માટે આ શાસ્ત્રનુ વાંચન અથવા શ્રવણ આવશ્યક છે. એ જ કારણે, જેઓએ આ શાસ્ત્રના જ્ઞાનને પોતાને માટે સાધ્ય અથવા ઉપેય બનાવ્યુ છે, તેઓ માટે આ શાસ્ત્ર સાધન અથવા તો ઉપાય છે.

ઉપદેશ શ્રી જિનેશ્વરદેવનો જ :

વળી, મંગલ તરીકે ભગવાન શ્રી મહાવીરદેવને નમસ્કાર કરનાર સૂત્રકાર-પરમર્ષિ, એ નમસ્કાર દ્વારા એમ પણ ફરમાવે છે કે-'આ શાસ્ત્ર દ્વારા ધર્મના અર્થિઓને જે ઉપદેશ આપવાને હું ઇચ્છુ છું, તે ઉપદેશ મારો કે અન્ય કોઈનો પણ નથી, પણ ભગવાન શ્રી મહાવીરદેવનો જ છે : અર્થાત્-શ્રી જિનેશ્વરદેવોનો જ આપેલો આ ઉપદેશ છે. અનંત ઉપકારી, ચરમ જિનેશ્વર ભગવાન શ્રી મહાવીરદેવે ઉપદેશેલ જે ઉપદેશ, અનંત ઉપકારી શ્રી ગણધરદેવો આદિથી માંડીને મારા સદ્‌ગુરૂ દ્વારા મારા સુધી પહોંચ્યો છે, તે જ ઉપદેશને મેં આ શાસ્ત્રરત્નમાં ગુંથ્યો છે. આથી, આ ઉપદેશનુ મૂળ ચરમ જિનેશ્વર ભગવાન શ્રી મહાવીરદેવ છે. ભગવાન શ્રી મહાવીરદેવનો ઉપદેશ, એ અનંતા થઈ ગયેલા શ્રી જિનેશ્વર દેવોનો પણ છે અને અનતા થનારા શ્રી જિનેશ્વરદેવોનો ઉપદેશ પણ એ જ હોવાનો છે.

ગુરૂપરમ્પરા રૂપ સંબધથી ઉપકાર

શ્રદ્ધાસંપન્ન આત્માઓને માટે, આ રીતનો ગુરૂપરમ્પરા રૂપ સમ્બન્ધ ઘણો જ ઉપકારક છે. શ્રદ્ધાસંપન્ન આત્માઓ કોઈના પણ મુખથી જે ઉપદેશને સાંભળવાને ઇચ્છે છે, તે શ્રી જિનેશ્વરદેવોનો જ હોવો જોઇએ-એવી તેમની સુદૃઢ માન્યતા હોય છે : એટલે તેઓ જો એમ જાણે કે-'આ ઉપદેશના મૂળ અર્થ રૂપે પ્રરૂપણા કરનારા અનંત ઉપકારી શ્રી જિનેશ્વરદેવ છે અને અનંત ઉપકારી શ્રી ગણધરદેવો આદિ પુણ્યપુરૂષોએ

શાસ્ત્રની રચના આદિ દ્વારા સાચવી રાખેલો જ આ ઉપદેશ છે.'–એટલે તેઓને એ ઉપદેશ ઉપર અપૂર્વ કોટિનું બહુમાન ઉપજ્યા વિના રહે જ નહિ? વળી એવા શુદ્ધ શ્રદ્ધાસંપન્ન આત્માઓ, એ વાતમાં પણ સુનિશ્ચિત જ હોય છે કે–'અનંત ઉપકારી શ્રી જિનેશ્વરદેવો મોક્ષમાર્ગના જ પ્રરૂપક હોય છે.' એટલે તેઓ એ તારકોના નામે સંસારની સહજ પણ પુષ્ટિ થાય–એવા ઉપદેશને, શ્રી જિનેશ્વરદેવોના ઉપદેશ તરીકે માનવાને તૈયાર હોતા જ નથી. આમ હોવાથી, શ્રી જિનેશ્વરદેવોના ઉપદેશના નામે, ઉન્માર્ગના ઉપદેશકો, સીધી રીતિએ શુદ્ધ શ્રદ્ધાસંપન્ન આત્માઓને ઠગી જાય, એ પ્રાયઃ સંભવિત નથી. શુદ્ધ શ્રદ્ધાસંપન્ન આત્માઓની મનોવૃત્તિ, ઉન્માર્ગના ઉપદેશકોના દર્શનને પણ પાપ રૂપ માનનારી હોય છે, એટલે એવા ઉન્માર્ગના ઉપદેશકોના ઉપદેશને સાંભળવાનું તેઓ કદી જ પસંદ કરતા નથી. એવા અવસરે તેઓને એમ પણ થાય છે કે–આવું સાંભળવા કરતા તો પોતાના કાનમાં ખીલા ઠોકવા, એ વધારે સારૂ છે.

તર્કવાદમાં માનનારાઓને માટે :

શ્રદ્ધાસંપન્ન આત્માઓની દશા આ હોય છે, ત્યારે તર્કવાદમાં માનનારા આત્માઓ, કોઈ પણ શાસ્ત્રમાં પ્રવૃત્તિ કરવા પૂર્વે–'આ શાસ્ત્ર સાંભળવાથી શો લાભ થાય ?'–એ માટે યુક્તિસંગત જવાબ માગનારા હોય છે. એવા આત્માઓને માટે આ 'ઉપાયોપેય–લક્ષણ, સાધ્યસાધન–લક્ષણ, વાચ્યવાચક–લક્ષણ અને પતિપાદ્યપ્રતિપાદક–લક્ષણ'–આદિ સંબંધો

ઉપકારક નિવડે છે ધર્મના ઉપદેશ આદિને સાધ્ય આદિ તરીકે સમજાવી, શાસ્ત્રને તેના સાધન આદિ તરીકે ઓળખાવવું, એ જ તેઓને શાસ્ત્રના શ્રવણ આદિ તરફ આકર્ષિત કરવાનો સુન્દરતર ઉપાય છે

## પ્રયોજનનું સ્પષ્ટીકરણ

સમ્બન્ધના આવા સ્વરૂપને સમજ્યા પછી, પ્રયોજનનું સ્વરૂપ સમજાવું એ જરા પણ કઠિન નથી, કારણ કે–આ પ્રકારનું સમ્બન્ધનું સ્વરૂપ સમજ્યા પછી, એ સ્પષ્ટ જ થઈ જાય છે કે–પ્રયોજનનું સ્વરૂપ સ્વપરનું હિત સાધવું, એ જ હોઈ શકે છે, પણ બીજું નહિ પ્રયોજનના મુખ્ય ભેદ અને પેટાભેદ પાડીને, પ્રયોજનના એ જ સ્વરૂપનું પ્રતિપાદન કરવા, પરમોપકારી શ્રી બૃહદ્વૃત્તિકાર આચાર્યભગવાન ફરમાવે છે કે–

"प्रयोजनं तु द्विविधं कर्तुः श्रोतुश्च । पुनरनन्तरपरम्पराभेदादेकैकं द्विधा । तत्रानन्तरं कर्तुः सत्त्वानुग्रहः, परम्परमपवर्गप्राप्तिः । तथा चोक्तं वाचकमुख्यैः —

' सर्वज्ञोक्तोपदेशेन, यः सत्त्वानामनुग्रहम् ।
करोति दुःखतप्तानां स प्राप्नोत्यचिराच्छिवम् ॥' इति।

પ્રયોજન બે પ્રકારનું છે અર્થાત્-પ્રયોજનના મુખ્ય ભેદો બે છે એક કર્તાનું પ્રયોજન અને બીજું શ્રોતાનું પ્રયોજન કર્તાનું પ્રયોજન પણ બે પ્રકારનું છે અને શ્રોતાનું પ્રયોજન પણ બે પ્રકારનું છે એ બે પ્રકારમાં પ્રથમ પ્રકારનું નામ છે–'અનન્તર' અને બીજા પ્રકારનું નામ છે– 'પરમ્પર' આમ અનન્તર અને પરમ્પરના ભેદથી કર્તાનું

પ્રયોજન પણ બે પ્રકારનું છે અને શ્રોતાનું પ્રયોજન પણ બે પ્રકારનું છે.

**સ૦** અનન્તર એટલે શું? અને પરમ્પર એટલે શું?

અનન્તર એટલે અંતર વિનાનું પ્રયોજન અને પરમ્પર એટલે પરિણામે સિદ્ધ થનારૂં પ્રયોજન. વસ્તુ માત્રનું પ્રયોજન એટલે ફળ, તે તત્કાલ થનારૂં ફળ અને પરિણામે થનારૂં ફળ, એમ બે પ્રકારે હોય છે. તત્કાલ પ્રાપ્ત થનાર ફળને અનન્તર પ્રયોજન કહેવાય છે અને પરિણામે પ્રાપ્ત થનાર ફલને પરમ્પર પ્રયોજન કહેવાય છે. શાસ્ત્રના રચયિતાનું અનન્તર પ્રયોજન સત્ત્વો ઉપર અનુગ્રહ છે, ત્યારે શાસ્ત્રને સાંભળનારનું અનન્તર પ્રયોજન શાસ્ત્રના અર્થનું પરિજ્ઞાન છે. આમ અનન્તર પ્રયોજન વક્તા અને શ્રોતાનું ભિન્ન ભિન્ન છે, ત્યારે પરમ્પર પ્રયોજન ઉભયને માટે એક જ છે અને તે અપવર્ગની એટલે મોક્ષની પ્રાપ્તિ એ છે. પરમપૂજ્ય એવા વાચકચંદ્ર શ્રી ઉમાસ્વાતિજી મહારાજા ફરમાવે છે કે–'જે પુણ્યાત્મા શ્રી સર્વજ્ઞ પરમાત્માએ કહેલા ઉપદેશ દ્વારા દુ:ખથી તપ્ત સત્ત્વો ઉપર અનુગ્રહ કરે છે, તે પુણ્યાત્મા થોડા જ કાળમાં શિવપદને પામે છે.' શ્રોતાઓને ઉદ્દેશીને પણ ફરમાવવામાં આવેલું છે કે–'જે પુણ્યાત્માઓ સુંદર પ્રકારના શાસ્ત્રના પરિજ્ઞાનથી સંસાર પ્રતિ વિરક્ત બને છે, તે પુણ્યાત્માઓ દર્શનની સુંદર શુદ્ધિને પામીને, પરમ ગતિ એટલે મોક્ષગતિને પામે છે.' પરમોપકારિએ આ પ્રકારે પ્રયોજનનું વર્ણન કરીને, સ્પષ્ટ કર્યું કે–પ્રયોજન વિનાની પ્રવૃત્તિ એ વાસ્તવિક પ્રવૃત્તિ નથી અને વિપરીત ધ્યેયથી થતી પ્રવૃત્તિ

સુપ્રવૃત્તિ નથી પણ ભયંકર પ્રવૃત્તિ છે. આથી કોઈ પણ મહાપુરૂષની જ નહિ, પણ સામાન્ય વિવેકિની પણ સત્પ્રવૃત્તિ સુંદર ધ્યેય વિનાની નથી હોતી, તો પછી આવા પરમર્ષિઓની અને આત્મશ્રેયના હેતુભૂત શાસ્ત્રને સાંભળવાને ઈચ્છતા આત્માઓની પણ, શાસ્ત્રને રચવાની કે સાભળવાની પ્રવૃત્તિ સુંદર ધ્યેયવાળી જ હોવી જોઈએ, એ નિર્વિવાદ વાત છે.

આજ્ઞા મુજબ જ જીવન અને ઉપદેશ

મુક્તિના કામી મહાપુરૂષો શાસ્ત્રની રચના કરે, એમાં તાત્કાલિક હેતુ ભવ્ય જીવો ઉપર ઉપકાર કરવાનો જ હોય: કારણ કે–એવી ઉપકારક પ્રવૃત્તિથી ઓતપ્રોત બનેલા પરમર્ષિઓનું ધ્યેય સ્વહિતને બાધક નહિ એવો પરોપકાર કરવાનું જ હોય એવા પરમોપકારી પરમર્ષિઓ આત્મહિતમાં અબાધક એવો પરોપકાર કરવાને ઈચ્છતા હોવાથી, સ્વમતિકલ્પિત ઉપદેશ ન આપે, એ પણ સમજી શકાય એવું છે. જેઓ પોતાની મતિકલ્પનાને જ પ્રધાન સમજે છે, તેઓ જો ઉપકારક બનવાનો દાવો કરે, તો તેઓ પોતાના અહિત સાથે જગતનું પણ કારમું અહિત સાધે, એ સ્વાભાવિક છે. વિશિષ્ટ જ્ઞાન વિનાના હોવા છતાં પણ જેઓ પોતાને જ સત્યાસત્યના જ્ઞાતા સમજે છે, તેઓ અનંતાનુબંધી કષાયોની જાળમાં ફસેલા હોય છે, એમ સ્વીકાર્યા વિના ચાલે તેમ નથી. અનંતાનુબંધી કષાયોના ઉદયમા સપડાયેલાઓ મિથ્યાત્વથી દૂર નથી રહી શકતા અને મિથ્યાત્વ એ તે આત્માને સત્યાસત્યના વિવેકથી દૂર રાખે છે મિથ્યાત્વના પ્રતાપે

સત્યાસત્યના વિવેકથી દૂર બનેલો આત્મા, અનન્તાનુબંધી માનની મોજમઝામા મહાલવાને ઈચ્છે છે અને એથી તે પોતાના જ સર્વસ્વને કલ્પીને પોતાની મતિ મુજબ જ ચાલે તથા બીજાઓને પણ તેવા માર્ગે ચલાવવાને તૈયાર થાય, એમાં તાજ્જુબ થવા જેવુ કશું જ નથી આ જ કારણે, ઉપકારિઓ ફરમાવે છે કે–સાચો પરોપકાર કરવાને ઈચ્છતા પરમર્ષિઓ, મિથ્યાત્વ આદિ જે આત્માના કારમા શત્રુઓ છે–તેઓના સપાટામા આવતા જ નથી અને એથી જ તેઓ શ્રી સર્વજ્ઞ પરમાત્માની આજ્ઞામા જ પોતાનું અને પરનું જીવનશ્રેય સમજે છે. એથી તેઓ આ દુઃખમય. દુઃખફલક અને દુઃખપરમ્પરક સંસારના સંગથી બચવાને માટે, પોતે પણ અનંતજ્ઞાની પરમર્ષિઓની આજ્ઞા મુજબ જીવવાનું પસંદ કરે છે અને અન્ય પણ મોક્ષકામી આત્માઓને અનંતજ્ઞાનિઓની આજ્ઞા મુજબનું જીવન જીવતા કરવાને ઈચ્છે છે. એવા પરમર્ષિઓ, સંસારમાં દુઃખોથી સળગી રહેલા જીવોને, એ દુઃખોથી બચાવવા રૂપ અનુગ્રહ કરવાને માટે, શ્રી સર્વજ્ઞ પરમાત્માઓએ ફરમાવેલો જ ઉપદેશ આપે છે. આવા પરમર્ષિઓ એવો અજોડ ઉપકાર કરવાના પ્રતાપે, ઘણા જ અલ્પ સમયમાં, શ્રી સિદ્ધિપદના ભોક્તા બને છે.

બોધિની પ્રથમ જરૂર :

આ વિશ્વમાં સાચામાં સાચી રીતિએ પરમ ઉપકારક કોઈ પણ વસ્તુ હોય, તો તે એક શ્રી જિનેશ્વરદેવોના વચનનો સાચો ખ્યાલ કરાવવો, એ જ છે. સાચા અને પરમ ઉપકારક

બનવાની અભિલાષાવાળા આત્માએ, સંસારમાં અતિ કિંમતી એવા માનવજીવનને પામીને, પ્રથમ શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલ બોધિને પામવાનો પ્રયત્ન કરવો, એ આવશ્યક છે શ્રી જિનેશ્વરદેવોએ પ્રરૂપેલા બોધિને પામ્યા વિના, ગમે તેવો બુદ્ધિશાળી પણ આત્મા, સત્યાસત્યના સાચા વિવેકને મેળવી શકતો નથી જીવને સાચા વિવેકની પ્રાપ્તિ થયા વિના, વાસ્તવિક કોટિની વિરતિને પામવા જોગા સુંદર પરિણામોની પ્રાપ્તિ થતી નથી અને વિરતિના પરિણામ વિના ચારિત્રધર્મનો સ્વીકાર સાચા રૂપનો થતો નથી આ કારણે, કલ્યાણના અભિલાષી આત્માએ તો, પ્રથમ શ્રી જિનપ્રણીત બોધિને પામીને એ બોધિની આરાધના દ્વારા વિરતિને લાયક પરિણામોને પ્રાપ્ત કરવા જોઈએ અને પછી સુંદર ચારિત્રનો સ્વીકાર કરવાને ઉજમાલ બનવું જોઈએ સુંદર ચારિત્રનો સ્વીકાર કર્યા પછીથી પણ, ગુરૂકુલવાસમાં વસીને, અનંતજ્ઞાનિઓએ ફરમાવેલા વિધિના અમલપૂર્વક, સૂત્રનો અભ્યાસ કરવો જોઈએ સ્વચ્છંદપણે કરેલો સૂત્રનો અભ્યાસ, એ કલ્યાણકારી અભ્યાસ નથી સૂત્રનો વિધિ મુજબ અભ્યાસ કર્યા બાદ, તેના પરમાર્થને સમજવાને આતુર બનવું જોઈએ સૂત્રોના પરમાર્થને સમજ્યા વિના, સ્વપરના સમયનું સાચું રહસ્ય સમજાતું નથી સૂત્રના અભ્યાસ સાથે તેના પરમાર્થને જાણવા દ્વારા, સ્વપરના સમયના રહસ્યને સમજવાનો એવો સુંદર પ્રયત્ન કરવો જોઈએ, કે જેથી વિશદ પ્રજ્ઞાને પામવા જોગો સુંદર ક્ષયોપશમ સાધી શકાય જ્યારે જ્ઞાનાવરણીય કર્મનો તેવા પ્રકારનો ક્ષયોપશમ થાય, ત્યારે જ વિશદ પ્રજ્ઞાની પ્રાપ્તિ થઈ શકે છે અને

વિશદ પ્રજ્ઞા વિના શ્રી જિનેશ્વરદેવોના વચનનો સાચો ખ્યાલ કરાવવાનુ સામર્થ્ય આવી શકતું નથી. શ્રી જિનવચનનો સાચો ખ્યાલ કરાવવાનું કામ સહેલુ નથી અને એના વિના મળેલી સુંદર સામગ્રી સુન્દર પ્રકારે સફલ નથી કરી શકાતી જેઓ સાચો અને પરમ પરોપકાર કરવા માગે છે, તેઓ માટે શ્રી જિનેશ્વરદેવોના વચનનો સાચો ખ્યાલ કરાવવાનું સામર્થ્ય પણ આવશ્યક છે : કારણ કે-એ વિના સાચો અને પરમ પરોપકાર સાધ્ય નથી. એ સામર્થ્ય વિના જેમ સાચો અને પરમ પરોપકાર સાધ્ય નથી, તેમ જ્ઞાનાવરનીય કર્મના સુંદર ક્ષયોપશમના યોગે પ્રગટ થતી વિશદ પ્રજ્ઞા વિના એ સામર્થ્ય પણ સાધ્ય નથી. વિશદ પ્રજ્ઞા પણ, સ્વપરના સમયના રહસ્યમય જ્ઞાનની અપેક્ષા રાખે છે સ્વપરના સમયનું યથાર્થ રહસ્ય પણ, શ્રી જિનાગમના પારમાર્થિક જ્ઞાનની ઘણી મોટી અપેક્ષા રાખે છે. શ્રી જિનાગમના પારમાર્થિક જ્ઞાનને મેળવવાને માટે, સદ્‌ગુરૂની સેવાપૂર્વક, વિધિ મુજબ શ્રી જિનાગમનુ અધ્યયન કરવું, એ અતિ આવશ્યક છે શ્રી જિનાગમના અધ્યયન માટે, ભાગવતી દીક્ષા પણ જરૂરી છે. દીક્ષાને પામીને શ્રી જિનાગમનું અધ્યયન વિગેરે પામવું હોય, તો દીક્ષાને વિરતિના પરિણામમય બનાવવી જોઇએ અને દીક્ષાને એવી બનાવવાને માટે સમ્યગ્દર્શન એ અતિ જરૂરી વસ્તુ છે

## ગુરૂકુલવાસની મહત્તા

આ બધી વિચારણાથી, એ પણ સમજાશે કે-જેમ શ્રી જિનેશ્વરદેવના વચનનો ઉપદેશ, એ જ સાચો અને ઉચો

પરોપકાર છે, તેમ એ સાચો અને ઉચો પરોપકાર સાધ્ય કરવાને માટે ઘણી ઘણી યોગ્યતાઓ મેળવવી, એ પણ આવશ્યક છે. સાચી શ્રદ્ધાની અને શુદ્ધ ચારિત્રના સ્વીકારની, એ માટે ખૂબ જ જરૂર છે શ્રદ્ધામા દેવાળું ફુંકનાર અને સાચા ચારિત્રની દરકાર નહિ કરનારા આત્માઓ, શ્રી જિનેશ્વરદેવોએ સ્થાપેલા મુક્તિમાર્ગનો ઉપદેશ આપવાને માટે, ખરે જ નાલાયક છે. શુદ્ધ સમ્યગ્દર્શન અને શુદ્ધ ચારિત્ર, એ ઉભયના સ્વીકાર અને પાલન માત્રથી પણ, મુક્તિમાર્ગના સાચા ઉપદેશક બની શકાતું નથી સમ્યગ્દર્શન અને શુદ્ધ ચારિત્રના ધારક આત્માઓ, શુદ્ધ ગુરૂકુલવાસના ઉપાસક હોય, એમા તો શકાને અવકાશ જ નથી રહેતો એવા પુણ્યાત્મા ઓને સ્વચ્છંદપણે વિહરણ, એના કરતા તો મરણ જ વધારે પસદ પડતું હોય છે શુદ્ધ સમ્યગ્દષ્ટિ અને સાચા સયમી મહાત્માઓને મન તો, શુદ્ધ ગુરૂકુલવાસ કલ્પતરૂ આદિ કરતા પણ અધિક કિંમતી હોય છે. શ્રદ્ધાથી હીન અને સયમથી બેદરકાર આત્માઓ ગુરૂકુલવાસમા વસતા હોય, તો પણ ન વસનારાઓના જેવા જ છે. જેઓના અંતરમા સદ્ગુરૂ પ્રત્યે સદ્ભાવ નથી, સાચી નમ્રતા નથી, વિનયાદિના સેવનમા લઘુતા ભાસે છે, વાસ્તવિક કોટિના બહુમાનનો અભાવ છે, સદ્ગુરૂની છાયામા પણ સ્વચ્છદપણે વર્તતા ભય નથી અને સદ્ગુરૂ પ્રત્યેના ગૌરવનો અભાવ છે, એવા આત્માઓ માટે ગુરૂકુલવાસ પણ નિરર્થક જ નિવડે છે પણ સાચા શ્રદ્ધાસંપન્ન અને સયમની આરાધનામા જ આત્માનો નિસ્તાર સમજનારા પુણ્યાત્માઓને, શુદ્ધ ગુરૂકુલવાસના સેવનમાં જ

પોતાનું સર્વસ્વ જણાય છે. એવા આત્માઓ કદાચ જ્ઞાનાવરણીય કર્મનો તેવો ક્ષયોપશમ ન પણ પામી શકયા હોય, તો પણ તેઓ શુદ્ધ ગુરૂકુલવાસની નિશ્રામાં પોતાનું હિત સાધવા સાથે, પોતાના સંયમાદિ અને વિનયાદિના સેવનથી પણ, અનેકના સાચા આત્મહિતમાં સુંદર નિમિત્ત રૂપ બને છે. જ્ઞાનાવરણીય કર્મના તેવા ક્ષયોપશમની અભાવવાળી દશામાં પણ સાચા શ્રદ્ધાળુ, સુંદર સયમી અને વિનયાદિના સેવનમા રક્ત એવા મહર્ષિઓ, સ્વપરનું જે હિત સાધી શકે છે, તેવું હિત તો સંયમની સાધનામાં શિથિલ બની ગયેલા અને વિનયાદિના સેવનથી પરાઙમુખ બની બેઠેલા જ્ઞાની ગણાતાઓ પણ નથી સાધી શકતા : એટલું જ નહિ, પણ એવા જ્ઞાનિઓ તો પોતાનું અહિત સાધવા સાથે, અન્ય અનેકોનું પણ કારમું અહિત સાધનારા બને છે જ્ઞાની બની બેઠેલા જેઓને, સંયમની સાધનામાં રસ ન આવતો હોય અને વિનયાદિનું સેવન એ વેઠ રૂપ લાગતું હોય, તેઓએ સમજવું જોઈએ કે—"અમે માની લીધેલુ અમારૂ જ્ઞાન એ સમ્યગ્જ્ઞાન નથી, પણ કારમું અજ્ઞાન છે. આવા અજ્ઞાન રૂપ જ્ઞાનથી તો, સુંદર વેષમાં રહેલા પણ અમે, અમારા પોતાના અને અમારા સહવાસમાં આવતા પરના પણ પારમાર્થિક હિતના સંહારક જ નિવડીશું.' આવા અજ્ઞાન રૂપ જ્ઞાનના ધણી બની બેઠેલાઓને અભિમાન કારમી રીતિએ પજવે છે. એવાઓ શાસ્ત્રકાર પરમર્ષિઓના કરતાં પણ વધુ શાણા હોવાનો દાવો કરનારા બની બેસે છે. એવાઓ, અનંત ઉપકારી શાસ્ત્રકાર પરમર્ષિઓની પણ, અવસરે અવમરે અવજ્ઞા કરનારા બને છે. જગત

સમક્ષ એવાઓ પોતાની મહત્તાને બતાવવામાં જ ડહાપણ સમજે છે આવાઓ તો જે ગુરૂકુલવાસમાં વસે, તે ગુરૂઓને પણ ઉપાધિ રૂપ નિવડે છે. જે ગુરૂઓને આવા કુશિષ્યો મળે છે, તે ગુરૂઓને પણ ઘણી વાર શાસનના હિત ખાતર, આવાઓને સાચવી લેવા પડે છે. અન્યથા, આવા શિષ્યો સદ્‌ગુરૂઓની હિતશિક્ષા સામે પણ ઘોંઘાટ મચાવવાને સજ્જ રહે છે. આવાઓની જગત ઉપરની હયાતિ પણ, જગત માટે શ્રાપ રૂપ છે આવાઓ માટે તો, સ્વચ્છંદપણે વર્તી અનેકને સંસારના મુસાફર બનાવવાનો જ ધંધો હોય છે. અજ્ઞાન રૂપ જ્ઞાનથી ધમડી બનેલાઓમાં, માયા આદિની ખીલવટ પણ સુંદર રીતિએ થયેલી હોય છે. એવાઓ પોતાની વાગ્જાલથી અનેક આત્માઓના હિતના સંહારક બને છે. એવા સ્વચ્છંદી જ્ઞાનિઓને શ્રી વીતરાગદેવનું શાસન મુક્તિ માર્ગના ઉપદેશક બનવાનો અધિકાર આપતું જ નથી.

## સિદ્ધાન્તસુધાનું પાન ક્યાંથી ?

સાચા સમ્યગ્દષ્ટિ અને શુદ્ધ ચારિત્રના ઉપાસક આત્માઓ, જેમ શુદ્ધ ગુરૂકુલમાં જ વસવાને ઈચ્છના હોય છે, તેમ તે પુણ્યાત્માઓ શ્રી જિનેશ્વરદેવોના સિદ્ધાન્તો રૂપ સુધારસનું પાન કરવાને માટે પણ તલસતા જ હોય છે શ્રી જિનેશ્વરદેવોના સિદ્ધાન્તો રૂપ સુધારસના પાનને માટેનો તેઓનો તલસાટ, ખરેખર, અજોડ જ હોય છે. એ સુધારસના પાન માટે, ઉપકારિઓએ દર્શાવેલું તપ આદિનું વિધાન, એવા આત્માઓને ખૂબ જ રૂચે છે. શ્રી જિનેશ્વરદેવોના સિદ્ધાન્તો રૂપ

સુધ રસના પાનને માટેનુ તપ આદિનું વિધાન, જેઓ કેવલ વિદ્વાન બનવાને ઈચ્છે છે, તેઓને રૂચતું જ નથી. એવાઓ તો, જ્ઞાનના અભ્યાસના નામે, પોતાના અસંયમને છૂપાવવાનું પાપ પણ આચરે છે. 'જ્ઞાન ભણનારાઓએ તો, જ્ઞાન સારી રીતિએ ભણી શકાય એ માટે, દૂધ આદિ વિગઈઓ અને પોષક મશાલાઓનો ઠીક ઠીક ઉપયોગ કરવો જોઈએ.'—આવી આવી વાતો કરતા પણ, એવા વિદ્વાનો અચકાતા નથી. શ્રી જિનેશ્વરદેવોના સિદ્ધાન્તો રૂપ સુધારસના પાનને માટે, ઉપકારિઓ જ્યારે તપનુ વિધાન કરે છે, ત્યારે ષડ્રસના ભોજનમા મસ્ત બનેલા એવા વિદ્વાનો, ખાનપાનની પુષ્ટિ કરી, અનંતજ્ઞાનિઓના અનુપમ વિધાનની અવગણના જ કરે છે એવાઓને મન, તપશ્ચરણ આદિનાં એવા વિધાનો, ઉપજાવી કાઢેલાં લાગે છે. એવાઓ તો, એવાં અનંતઉપકારિઓનાં કથનોની પણ, મજાક ઉડાવવામાં જ મઝા માનનારા હોય છે. એટલે એવાઓ પોતાને પૂર્વની આરાધનાથી મળેલ ક્ષયોપશમના પ્રતાપે કદાચ વિદ્વાન બની જાય છે, તો પણ એવાઓનો એ ક્ષયોપશમ, મિથ્યાત્વમોહનીયનો સહચારી હોવાથી, એવાઓની વિદ્વત્તા સ્વપરના હિત માટે શ્રાપ રૂપ બની જાય છે. એવાઓ, ભણતા ભણતાં પણ, તપ આદિના વિધાનની અવગણના કરે છે, એટલુ જ નહિ, પણ પાઠક સદ્ગુરૂઓની પણ અવગણના જ કરે છે. એવાઓની વિદ્વત્તા જ એવાઓને નરકાદિના મુસાફર બનાવે છે એવાઓનું જ્ઞાન કોઇ પણ વસ્તુની વાસ્તવિકતાને સ્પર્શતું નથી. એવાઓ જ્ઞાનને પણ પોતાની પૌદ્ગલિક વાસનાઓને પોષવાને માટે જ

ભણે છે અને ભણ્યા પછી તો એવાઓ માતેલા સાંઢ જેવા બની જાય છે. એવાઓ જ્ઞાનનો ઉપયોગ શરીરની સેવામાં અને નામના મેળવવા આદિમાં જ કરે છે. એવાઓને, પ્રાપ્ત થયેલી કોઈ પણ શક્તિ, સાચા રૂપમાં પચતી જ નથી. એવાઓ પોતાના લખેલા-બોલેલાની પોતે જ નિરંતર પ્રશંસા કર્યા કરે છે. એવાઓને તેમની સાચી પણ ભૂલ કોઈ બતાવે તો, તેઓ પોતાની ભૂલનો બચાવ કરવાની લતે ચઢી જાય છે. એવાઓ કદાચ માર્ગને પામ્યા હોય, તો પણ એવાઓને પતિત થતાં વાર લાગતી નથી. એવા આત્માઓને 'અભિનિવેશ' નામના મિથ્યાત્વનો ઉદય થતા વાર લાગતી જ નથી. આ રીતિએ, ઉદ્ધારક જ્ઞાન જ જેઓના અહિતને માટે થાય, તેઓને માટે હિતકારક કશું જ નથી રહેતું.

<u>સુગુરૂ-સુશિષ્ય:</u>

એવાઓની જ્યારે આ દશા હોય છે, ત્યારે સમ્યગ્ દર્શન અને શુદ્ધ ચારિત્રમાં રમતા આત્માઓને, સિદ્ધાન્ત સુધારસનું પાન પણ, વિધિમુજબ જ કરવું ગમે છે. સિદ્ધાન્ત સુધારસનુ પાન કરવામાં રસિક બનેલા એ પુણ્યાત્માઓને તો, સદ્ગુરૂ જ સાચા કલ્પતરૂ લાગે છે. એવાઓ માને જ છે કે–'સદ્ગુરૂની સાચી કૃપા વિના, સાચા શ્રુતજ્ઞાનની પ્રાપ્તિ એ શક્ય જ નથી.' અનંત ઉપકારિઓ ફરમાવે છે કે– 'શ્રુતજ્ઞાન અનેક અર્થમય, અતિ ગભીર અને વિવિધ મન્ત્ર આદિ અતિશયસમ્પન્ન હોવાથી, મોટે ભાગે ગુરૂ–ઉપદેશની અપેક્ષા રાખે છે: એ જ કારણથી, શ્રુતજ્ઞાનનો સ્વીકાર ગુરૂની

પાસે ઉદ્દેશાદિ વિધિથી કરવો, એ જ શ્રેયસ્કર છે.' અનંત ઉપકારિઓનુ આ કથન, શુદ્ધ શ્રદ્ધાસમ્પન્ન અને શુદ્ધ ચારિત્રની આરાધનામા જ કલ્યાણ સમજતાં આત્માઓને, એકાંતે કલ્યાણકર લાગે છે. એવા આત્માઓ, સ્વપરના ઉપકારના હેતુથી, શ્રી જિનપ્રણીત શ્રુતજ્ઞાનનો અભ્યાસ, વિધિ મુજબ સદ્ગુરૂની પાસે જ કરવાને ઈચ્છે છે. એવા આત્માઓને શ્રુતજ્ઞાનનો અભ્યાસ કરાવતા સદ્ગુરૂઓ પણ, પુલકિત અવસ્થાનો અનુભવ કરે છે. એવા આત્માઓને શ્રુતજ્ઞાનનુ દાન કરવામા સદ્ગુરૂઓને ગ્લાનિ નથી આવતી, પણ અધિક અધિક ઉલ્લાસ પ્રાપ્ત થાય છે શ્રુતજ્ઞાન માટે સુપાત્રો ઓછાં જ મળે છે, માટે સુંદર પાત્રને પામીને સદ્ગુરૂઓ અપૂર્વ આનંદ અનુભવે છે. સદ્ગુરૂઓ, પોતાની પાસેના સુંદર શ્રુતજ્ઞાનનુ, સુપાત્ર શિષ્યોમા દાન કરવાને માટે ખૂબ જ આતુર હોય છે એ જ રીતિએ, સુપાત્ર શિષ્યો પણ સદ્ગુરૂની સુકૃપાના પાત્ર બનીને, સદ્ગુરૂના શ્રીમુખથી શ્રુતજ્ઞાનને મેળવવા, મેઘજળને મેળવવા ચાતક જેટલુ આતુર હોય છે, એના કરતાં પણ અધિક આતુર હોય છે.

<u>શ્રુતજ્ઞાનના સાચા રહસ્યને પામનારા</u>

આ પ્રમાણે શ્રી જિનેશ્વરદેવોએ અર્થથી પ્રરૂપિત કરેલા અને અનંતજ્ઞાનના નિધિ એવા શ્રી ગણધરભગવંતોએ ગુમ્ફિત કરેલા શ્રી શ્રુતજ્ઞાનને અભ્યસ્ત કરનારા સુશ્રદ્ધાસમ્પન્ન અને સંયમશીલ પુણ્યાત્માઓને, તેના પરમાર્થને પામવાની એવી તાલાવેલી લાગે છે કે-તે પુણ્યાત્માઓ શ્રુતજ્ઞાનના પરમાર્થને

પામવાને માટે ચિંતન, મનન અને નિદિધ્યાસનમાં જ મસ્ત રહે છે. શ્રી શ્રુતજ્ઞાનની એકે એક વાત, કે જે આચરણીય હોય છે, તેને યથાશક્તિ આચરવામાં એવા પુણ્યાત્માઓ અતિસમય સજ્જ રહે છે; શ્રુતજ્ઞાને ફરમાવેલી હેય વસ્તુના ત્યાગમાં તેઓને અપૂર્વ આનંદ આવે છે; અને જ્ઞેય વસ્તુના જ્ઞાનમાં તે પુણ્યાત્માઓ ખૂબ જ તોષ અનુભવે છે. વિશ્વ ઉપર સાચો ઉપકાર કરવાને ઇચ્છતા આત્માઓ, એમ માનવામાં જરા ય અચકાતા નથી કે–'હેય, જ્ઞેય અને ઉપાદેયના વિવેક વિના, સાચો ઉપકાર સાધ્ય થઈ શકતો નથી.' શ્રુતજ્ઞાનના સાચા પરમાર્થને પામેલા પરમર્ષિઓ હેય, જ્ઞેય અને ઉપાદેયના નિશ્ચયમાં સહજ પણ શંકાશીલ નથી હોતા. મિથ્યાત્વ, અવિરતિ, અપ્રશસ્ત કષાય અને મન–વચન–કાયાના અશુભ વ્યાપાર રૂપ યોગો તથા નિદ્રા આદિ પ્રમાદોને જેઓ હેય જ માનનારા હોય, તેઓ જ શ્રુતજ્ઞાનના સાચા પરમાર્થને પામેલા ગણાય છે. મોક્ષને જ સાધ્ય માનનારા શ્રુતજ્ઞાનિઓ સમ્યક્ત્વ, વિરતિ, પ્રશસ્ત કષાય અને અનંતજ્ઞાનિઓની આજ્ઞા મુજબની મન–વચન–કાયાની પ્રવૃત્તિઓ તથા અપ્રમાદને જ ઉપાદેય માનનારા હોય છે. શ્રુતજ્ઞાનના સાચા પરમાર્થને પામેલા પરમર્ષિઓ ભવને ભયંકર માનનારા હોઈ, કોઈ પણ આત્માના ભવની વૃદ્ધિ થાય–એવું સ્વપ્ને પણ નથી ઈચ્છતા. શ્રુતજ્ઞાનના રહસ્યથી સુપરિચિત થયેલા પરમર્ષિઓ, પરિણામે હિંસા આદિમાં પરિણત થનારી કોઈ પણ પ્રવૃત્તિ, પછી તે ભલેને જગતની દૃષ્ટિએ સારી પણ મનાતી હોય, તો પણ તે પ્રવૃત્તિને તેઓ હેય તરીકે જ સ્વીકારનારા હોય છે.

વિશ્વના અજ્ઞાન આત્માઓની ખોટી દયા, એવા પુણ્યાત્માઓના અંતરને સ્પર્શી શકતી જ નથી. શ્રુતજ્ઞાનના સાચા પરમાર્થને પામનારા આત્માઓ, વિરક્ત અવસ્થામાં જ એકતાન હોય છે રાગમય દશા, શ્રુતજ્ઞાનના સારને પામવામાં ભયંકર અંતરાય રૂપ છે જેઓ રાગમય દશાને ઉપાદેય માને છે, તેઓ તો શ્રુતજ્ઞાનના અભ્યાસને માટે પણ નાલાયક હોય છે. જેઓને, શ્રુતજ્ઞાનની વાચના લેતા, વૈરાગ્ય અને સવેગની પ્રાપ્તિ ન થાય અને કુતુહલાદિ કરવામાં જ આનંદ આવે, એવાઓને વાચનાની માડલીમાંથી ઉઠાડી મૂકવાનો પણ, અનતજ્ઞાનિઓનો આદેશ છે શ્રુતજ્ઞાનના સાચા પરમાર્થને પામનારાઓ તો, શ્રુતના એકે એક અક્ષરને સાભળતાં, અપૂર્વ વિરાગ અને સંવેગમય આનંદને અનુભવે છે. સંવેગ અને વિરાગના અભાવમા, શ્રુતજ્ઞાન પણ સાચી રીતિએ ન પમાય, તો પછી તેના પરમાર્થને પામવાની તો વાત જ શી?

## સ્વપર-દર્શનવેદી ઉપકારિઓ

શ્રુતજ્ઞાનના સાચા પરમાર્થને પામેલા પરમર્ષિઓ, શ્રી જિનેશ્વરદેવના સિદ્ધાતોના રહસ્યને જેમ સારી રીતિએ સમજે છે, તેમ અન્ય દર્શનોના સિદ્ધાન્તોને પણ સારી રીતિએ સમજે છે. સ્વપર-દર્શનના શાસ્ત્રોને સાચી રીતિએ સમજનારા પરમર્ષિઓ, પોતાની બુદ્ધિને ઘણી જ સુવિશુદ્ધ રાખી શકે છે સાચું પણ અન્ય દર્શનનુ છે માટે ઉપાદેય નથી, એવી માન્યતા એવા પુણ્યાત્માઓથી દૂર જ રહે છે. આમ છતાં પણ, શ્રી સર્વજ્ઞ પરમાત્માના સુદર્શન રૂપ સાગરમાના

રત્નો અન્ય દર્શનમાં દષ્ટિગોચર થાય એટલા માત્રથી, તે દર્શનો પણ ઉપાદેય છે—એવું, સ્વપર સમયના સાચા રહસ્યને જાણનારાઓ, સ્વપ્નમાં પણ માનતા નથી. સર્વ દર્શનોમાં સમાનપણાની બુદ્ધિ, એ તો અજ્ઞાનતાનું કારણું દર્શન છે, એવી સજ્જડ માન્યતા સ્વપર-દર્શનનાં શાસ્ત્રોના રહસ્યને જાણનારા પરમર્ષિઓની હોય છે. સ્વપર-દર્શનના રહસ્યથી સુપરિચિત બનેલા પરમર્ષિઓ, લોકહેરીમાં પડીને કદી પણ મિથ્યા દર્શનોની પ્રશંસામાં ઉતરતા નથી. એ પરમર્ષિઓ તો મિથ્યાદર્શનમાં ફસેલાઓને, એનાથી પર બનાવીને શુદ્ધ દર્શનના સાચા ઉપાસક બનાવવાને માટે, તે તે દર્શનોમાં આવી ગયેલી કોઈ કોઈ સારી વાતને બતાવી, તેઓને શુદ્ધ દર્શન અતિ આકર્ષિત કરે છે. મિથ્યા દર્શનની સારી જણાતી કોઈ પણ સારી વસ્તુ તરફ અન્યદર્શની શ્રોતાનું ધ્યાન આકર્ષી, તેની સાંગોપાંગ શુદ્ધિ શ્રી જૈન દર્શનમાં જ છે—એમ સમજાવી, સાચા ઉપકારિઓ તે શ્રોતાને શ્રી જિનના દર્શનનો સાચો ઉપાસક બનાવે છે. સ્વપર-દર્શનના રહસ્યથી સુજ્ઞાત બનેલા પરમર્ષિઓ, તુલનાના નામે કે બીજી કોઈ પણ રીતિએ, શ્રી સર્વજ્ઞ દર્શનને અન્ય દર્શનથી હીન કે સમાન પણ બતાવવાના પાપથી બચવાનો જગતના વિદ્વાનોને આદેશ આપે છે. શ્રી સર્વજ્ઞદર્શનને અન્ય દર્શનની સમાન જોનારાઓને તો, સ્વપર સમયના રહસ્યવેદી મહાપુરૂષો, અમૃત અને વિષમાં તુલ્યતા જોનારાઓ તરીકે ઓળખાવે છે. કલિકાલ-સર્વજ્ઞ આચાર્યભગવાન શ્રીમદ્ હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા, શ્રી વીતરાગ પરમાત્માની સ્તવના કરતાં ફરમાવે છે કે—

" त्वच्छ सनस्य सम्य ये, मन्यन्ते शासनान्तरैः ।
विषेण तुल्य पीयूष, तेषां दन्त हृतात्मनाम् ॥ १ ॥ "

શાસનાન્તરોની સાથે શ્રી જિનેશ્વરદેવના શાસનની સમાનતાને માનનારા હતાત્માઓ, પોતાને માટે અમૃતને વિષ તુલ્ય બનાવે છે, એ વાત ખેદ સાથે આ સ્તુતિમાં તે પરમોપકારી પરમર્ષિએ જાહેર કરી છે. આ વાતને માનતા અને સમ્યગ્-દર્શન. વિરતિના પરિણામ, સુન્દર ચારિત્ર, વિધિ મુજબ સૂત્રનું અધ્યયન, સૂત્રનો પરમાર્થ તથા સ્વપર-સમયના રહસ્યને પામેલા પરમર્ષિઓ, તેવા પ્રકારના જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમના પ્રતાપે પ્રાપ્ત થયેલ નિર્મલ પ્રતિભાના બળે, શ્રી જિનેશ્વરદેવના વચનોનો અનુયોગ કરવામા જ, સ્વપરનું સાચામા સાચું શ્રેય સમજે છે.

<u>પ્રયોજન સંબંધી ઉપસંહાર</u>

આવા પરમર્ષિઓ જે શાસ્ત્રોની રચના કરે, એનુ પ્રયોજન યોગ્ય ભવ્યાત્માઓ ઉપર અનુગ્રહ કરવાનું જ હોય. આ રીતિએ, શારીરિક આદિ અનેક પ્રકારના દુઃખોથી સંતપ્ત બનેલા ભવ્ય આત્માઓના અનુગ્રહની બુદ્ધિ, એ પોતાના આત્મા ઉપર પણ ઓછી ઉપકારક નથી. આવી ઉપકારક બુદ્ધિના સ્વામી આત્માઓ, આ દુઃખમય સંસારના વધુ સમયના મહેમાનો ન હોય, એ સ્વાભાવિક છે આ જ કારણે, પરમપૂજ્ય વાચકચંદ્ર શ્રી ઉમાસ્વાતિ ભગવાન ફરમાવે છે કે–' દુઃખથી તપ્ત સત્ત્વોના ઉપર સર્વજ્ઞ પરમાત્માએ ફરમાવેલ ઉપદેશ દ્વારા જેઓ અનુગ્રહ કરે છે, તેઓ અલ્પ કાલમાં

શિવપદને પામે છે.' આવા પરમર્ષિઓના રચેલા શાસ્ત્રનું શ્રવણ કરનારા પુણ્યાત્માઓનું પ્રયોજન પણ સુન્દર પ્રકારનું જ્ઞાન મેળવવાનુ જ હોય, એ વાત સમજી શકાય એવી છે જેઓ કુતુહલાદિ વૃત્તિવાળા હોય છે, તેવા શ્રોતાઓની તો અત્રે વાત જ નથી. એવાઓ તો શ્રોતાની કોટિમાં જ નથી. કુતુહલાદિ વૃત્તિથી આવેલાઓમા પણ, એવા કોઈ કોઈ ભાગ્યવાન નીકળી જાય છે કે-સાચું જ્ઞાન પામી શકે, પણ એ કાઈ સામાન્ય પ્રકારનો સન્માર્ગ ન જ ગણાય. જેઓ ધર્મના અર્થી હોઈ ધર્મશાસ્ત્રનું શ્રવણ કરવાને તૈયાર થાય, એવા શ્રોતાઓનું તાત્કાલિક પ્રયોજન શાસ્ત્રના અર્થનુ પરિજ્ઞાન કરવાનુ જ હોય. એવા શ્રોતાઓ શાસ્ત્રના સાચા જ્ઞાન દ્વારા ભવથી વિરાગને પામે, એ વાતમા શંકાને અવકાશ જ નથી ભવથી વિરક્ત બનેલા આત્માએ માટે, સમ્યક્ત્વની પ્રાપ્તિ અને સમ્યગ્દષ્ટિઓના સમ્યગ્દર્શનની શુદ્ધિ, એ સહજ વસ્તુ છે. સમ્યક્ત્વની શુદ્ધિને પામતા આત્માઓ, ચારિત્ર આદિની પ્રાપ્તિ દ્વારા, શ્રી સિદ્ધિપદને સહેલુ બનાવે છે, એમાં પણ શંકાને અવકાશ જ નથી. એ જ કારણે પરમર્ષિઓ ફરમાવે છે કે-' શાસ્ત્રના સમ્યક્ પરિજ્ઞાનના પ્રતાપે સંસારથી વિરક્ત બનેલા આત્માઓ, સમ્યક્ત્વની શુદ્ધિને સાધીને, પરમ ગતિને પ્રાપ્ત કરે છે.'

[ ૪ ]

આપણે જોઈ ગયા કે-શ્રી ધર્મરત્ન નામના આ અર્થ-ગંભીર એવા શાસ્ત્રરત્નના રચયિતા પરમર્ષિએ, આ શાસ્ત્રરત્નની

પ્રથમ ગાથાના પૂર્વાર્દ્ધ દ્વારા પોતાના અભીષ્ટ દેવતા ભગવાનને નમસ્કાર કરીને, વિઘ્નો રૂપી રાક્ષસોની સાચી શાંતિને માટે મંગલની આચરણા કરી અને ઉત્તરાર્દ્ધ દ્વારા ઉપદેશ રૂપ અભિધેય, એટલે પોતે આ સૂત્ર દ્વારા જે વસ્તુ કહેવા માગે છે, તેને સૂચવ્યું. આ પ્રમાણે મંગલને અને અભિધેયને સૂચવવાથી, સમ્બન્ધ અને પ્રયોજન આપોઆપ જ સ્પષ્ટ થઈ જાય છે. આપણે જોઈ ગયા કે–સમ્બન્ધ ઉપાયોપેયલક્ષણ અથવા સાધ્ય–સાધનલક્ષણ છે : કારણ કે–આ શાસ્ત્ર, એ આ શાસ્ત્રમાં આવતી વસ્તુનું જ્ઞાન કરવાને માટેનો ઉપાય અથવા તો સાધન છે, જ્યારે આ શાસ્ત્રમાં વર્ણવાતી વસ્તુનું સુંદર જ્ઞાન, એ ઉપેય અથવા તો સાધ્ય છે. પ્રયોજન પણ શાસ્ત્રકાર અને શાસ્ત્રના શ્રોતા ઉભયને માટે અનન્તર અને પરમ્પર–એમ ઉભય પ્રકારે છે. એમા ઉભયનું તાત્કાલિક પ્રયોજન ભિન્ન ભિન્ન છે, જ્યારે પરમ્પર પ્રયોજન ઉભયને માટે એક જ છે. ઉભયનો હેતુ મુક્તિની સાધના કરવી એ એક જ છે, માટે ઉભયનું પરમ્પરાએ પ્રયોજન એક છે : પરન્તુ તાત્કાલિક પ્રયોજનમાં તફાવત છે. શાસ્ત્રકાર સ્વયં સમ્યગદર્શની, શુદ્ધ ચારિત્રી, ગુરૂકુલસેવી, સૂત્રના વિધિ મુજબના અભ્યાસી, સૂત્રના પરમાર્થવેદી, સ્વપરના સમયના જાણ અને સુંદર પ્રતિભાના ધરનારા હોઈ, સ્વોપકારને સાધવા સાથે પરોપકારને સાધવા દ્વારા શ્રી સિદ્ધિપદની શીઘ્ર પ્રાપ્તિ કરવાને ઈચ્છે છે : શ્રોતા અજ્ઞાન હોવાથી, આવા પરમોપકારી પરમર્ષિએ રચેલા શાસ્ત્રના શ્રવણ દ્વારા ભવથી વિરક્ત બની અને સમ્યગદર્શનની શુદ્ધિને મેળવી, શિવપદની સાધના કરવાને ઈચ્છે છે : એટલે શાસ્ત્રકારનું

તાત્કાલિક પ્રયોજન જ્યારે સત્ત્વો ઉપર અનુગ્રહ કરવો એ છે, ત્યારે શ્રોતાનું તાત્કાલિક પ્રયોજન શાસ્ત્રના અર્થનું સાચું જ્ઞાન મેળવવું એ છે.

વ્યાખ્યા ઉપકારિઓને અનુસરીને :

આ રીતિએ, પ્રથમ ગાથા દ્વારા સ્પષ્ટ શબ્દોથી પ્રતિપાદિત કરેલ મંગલ અને અભિધેય તથા એના બળે સ્પષ્ટ થતા સમ્બન્ધને અને પ્રયોજનને જાણી લીધા પછીથી, હવે આપણે એ ગાથાની વ્યાખ્યાના વિષયમાં જઈએ છીએ. આપણે જે વ્યાખ્યા કરવી છે, તે જે રીતિએ ઉપકારિઓએ કરી છે, તે રીતિએ જ કરવી છે. આ આખાએ શાસ્ત્રરત્નની વ્યાખ્યા, આપણે ઉપકારી પરમર્ષિઓએ કરી છે એ જ પ્રમાણે કરવાની હોય. સ્વચ્છન્દી મતિકલ્પનાથી એક પણ અક્ષર બોલવાની છૂટ આ શાસન આપતું નથી. આ શાસનમાં એક પણ સાચા પરમર્ષિ, સ્વચ્છન્દપણે એક પણ શબ્દ નથી ઉચ્ચારતા, એટલે કલ્યાણના અર્થી કોઈને પણ, એવી નાશક ઈચ્છા ન જ થવી જોઈએ. જેઓને એવી ઈચ્છા જન્મે છે, તેઓ સાધુવેષમાં હોય તો પણ, સંસારના જ મુસાફર છે. આ મૂળ શાસ્ત્રના રચયિતા જેમ અનંતજ્ઞાનિઓની આજ્ઞાના પ્રચારક છે, તેમ બૃહદ્‌વૃત્તિના રચયિતા આચાર્યભગવાન પણ શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞાના જ પ્રચારક છે. એટલે એ ઉભય પરમર્ષિઓએ કરેલી આ શાસ્ત્રરત્નની વ્યાખ્યાને ધ્યાનમાં રાખીને જ, આપણે આ મૂળ શાસ્ત્રની વ્યાખ્યા કરવાની છે. ખુદ શાસ્ત્રકાર પરમર્ષિએ પણ, આ મૂળ શાસ્ત્રરત્નનો ભાવ

સુંદર રીતિએ સ્પષ્ટ કર્યો છે અને બૃહદ્વૃત્તિકાર આચાર્ય-ભગવાન, કે જેઓ શ્રી જિનેશ્વરદેવોના શાસનમાં સમર્થ પ્રકરણકાર તરીકે સુપ્રસિદ્ધ છે, તેઓએ પણ આ શાસ્ત્ર-રત્નની સુંદર ખીલવટ કરી છે. આ શાસ્ત્રરત્નના ભાવને સમજવાને માટે અને સમજાવવાને માટે, એ બન્ને વ્યાખ્યાઓ, આપણા માટે સુંદરમાં સુંદર દીપિકાઓની ગરજ સારે છે. ઉપકારિઓનો આવો પ્રયત્ન જો આ શાસ્ત્રરત્ન ઉપર ન થયો હોત, તો આનો જે ભાવ આજે પામી શકાય છે, તે પામી શકાવો મુશ્કેલ હતો. આવા અજોડ ઉપકારિઓના કથનને સામે રાખીને જ, આપણે આ શાસ્ત્રની વ્યાખ્યામાં ચાલવાનું છે

વ્યાખ્યાના છ પ્રકારો :

આ શાસ્ત્રના મૂળ પ્રણેતા આચાર્યભગવાન શ્રીમત્ શાંતિ-સૂરીશ્વરજી મહારાજા, આ શાસ્ત્રરત્નની વ્યાખ્યાને શરૂ કરતાં, સાધાર ફરમાવે છે કે-'શાસ્ત્રની વ્યાખ્યા છ પ્રકારે થાય છે.' પ્રત્યેક ગદ્ય સૂત્રની કે પદ્ય સૂત્રની વ્યાખ્યા છ પ્રકારે થઈ શકે છે. આ વાત ધ્યાનમાં રાખી લેવી જરૂરી છે: કારણ કે-દરેકે દરેક સૂત્રની વ્યાખ્યા એ રીતિએ કરતાં વ્યાખ્યા ઘણી લાંબી થઈ જાય, માટે ઉપકારિઓ શાસ્ત્રની શરૂઆતના સૂત્રની વ્યાખ્યાને એ પ્રમાણે કરીને સૂચવે છે કે-પ્રસંગે પ્રસંગે જરૂર લાગે ત્યારે જરૂરી જરૂરી પ્રકારનો ઉપયોગ કરવો. જે જે પ્રકારોથી સૂત્રની વ્યાખ્યા થાય છે, તે તે પ્રકારોનું નિરૂપણ કરતાં, આ શાસ્ત્રરત્નના મૂલ પ્રણેતા આચાર્યભગવાન ફરમાવે છે કે-

"संहिता च पदं चैव, पदार्थः पदविग्रहः ।
चालना प्रत्यवस्थानं, व्याख्या तन्त्रस्य षड्विधा ॥ १ ॥"

અર્થાત્–'સંહિતા, પદ, પદાર્થ, પદવિગ્રહ, ચાલના અને પ્રત્યવસ્થાન'–આ છ પ્રકારે તન્ત્રની વ્યાખ્યા થાય છે. સૂત્રનું અસ્ખલિત આદિ ગુણોપેત ઉચ્ચારણ કરવું, એનું નામ 'સંહિતા' કહેવાય છે: સૂત્રનાં પદોને સ્પષ્ટ કરવાં, એ 'પદ' નામનો વ્યાખ્યાનો બીજો પ્રકાર છે: પદોના અર્થોનું સ્પષ્ટીકરણ કરવું, એ 'પદાર્થ' નામનો વ્યાખ્યાનો ત્રીજો પ્રકાર છે: સૂત્રમાં સામાસિક એટલે નિયમ મુજબ એકત્રિત થયેલ પદોને ભિન્ન કરીને સમજાવવાં, એ 'પદવિગ્રહ' નામનો વ્યાખ્યાનો ચોથો પ્રકાર છે: 'ચાલના' એટલે સૂત્રનાં પદો અને પદાર્થો આદિના સમ્બન્ધમાં શ્રોતૃગણની સમજને સુવિશદ બનાવવાને માટે શક્ય શંકાઓ ઉભી કરવી. સૂત્રની વ્યાખ્યાનો તે પાંચમો પ્રકાર છે: અને એ ઉભી કરેલી શંકાઓનું નિરસન કરીને શ્રોતૃગણને નિઃશંક બનાવવો, એ 'પ્રત્યવસ્થાન' નામનો વ્યાખ્યાનો છઠ્ઠો પ્રકાર છે.

ગુણોપેત ઉચ્ચારણની આવશ્યકતા:

વ્યાખ્યાનો પ્રથમ પ્રકાર જે 'સંહિતા' છે, તે તો તદ્દન સ્પષ્ટ છે: કારણ કે–આપણે શરૂઆતમાં જ ગાથાનું જે રીતિએ ઉચ્ચારણ કરીએ છીએ, તે રીતિએ અસ્ખલિતતા આદિ ઉચ્ચારણના ગુણોને ધ્યાનમાં રાખીને સૂત્રનું ઉચ્ચારણ કરવું, એનું જ નામ 'સંહિતા' છે. શુદ્ધ સંહિતા પણ વ્યાખ્યાનું એક મહત્ત્વનું અંગ છે. સૂત્રનું શુદ્ધ રીતિએ

ઉચ્ચારણ, એ પણ સૂત્રની એક જાતિની ભક્તિ છે. સુંદર શબ્દોથી રચાયેલ અને અનેક અર્થોથી ભરેલ એવા અનેકાનેક ગુણમય સૂત્રનું ગુણમય ઉચ્ચારણ પણ, સુંદર ભાવોલ્લાસનું પ્રધાન કારણ છે. સુંદર રીતિએ સૂત્રનું ઉચ્ચારણ કરનાર વ્યાખ્યાતા જેમ સુંદર મનોદશાનો અનુભવ કરે છે, તેમ શ્રોતાઓ પણ સૂત્રના તેવા શ્રવણથી અપૂર્વ ભાવોલ્લાસને પામે છે. સૂત્રોનું શુદ્ધ શ્રવણ પણ પાપોનું નાશક છે. સૂત્રના શુદ્ધ ઉચ્ચારણમાં બેદરકાર આત્માઓ, સૂત્ર પ્રત્યેની પોતાની ભક્તિનો અભાવ સૂચવે છે અનંત ઉપકારિઓએ ગુંથેલ ગુણમય સૂત્રના શુદ્ધ ઉચ્ચારણની બેદરકારી, એ પણ વસ્તુતઃ સૂત્ર પ્રત્યેની જ બેદરકારી છે. પ્રેમિના નામનું સ્મરણ પ્રેમિને આનંદમગ્ન બનાવે છે, એ સૌને અનુભવસિદ્ધ છેઃ તો પછી કલ્યાણનો માર્ગ દર્શાવનાર સૂત્રના ઉચ્ચારણથી, તેનું ઉચ્ચારણ કરનારનો અને તેનું શ્રવણ કરનારનો આત્મા, જો સૂત્ર પ્રતિની સાચી ભક્તિને ધરનારો હોય તો, તે અપૂર્વ આનંદનો અનુભવ કરે, એમાં શંકાને અવકાશ જ ક્યાં છે? સૂત્રના શુદ્ધ ઉચ્ચારણથી અને એ શુદ્ધ ઉચ્ચારણના શ્રવણથી કેવો આનંદ થાય છે, એનો ખ્યાલ તો સૂત્રના સાચા ભક્તને જ હોય. જે સૂત્રનું પદે પદ મંગલમયતાથી અને ઉપકારકતાથી ઓતપ્રોત હોય, એનું શુદ્ધ ઉચ્ચારણ, ઉચ્ચારનારના અને એને સાંભળનારના અંતરમાં સુવિશુદ્ધ આનંદની રેલમછેલ કરે, એમાં શંકા તો નાસ્તિક હૃદયને જ થાય. આથી 'સંહિતા' નામનો વ્યાખ્યાનો પ્રથમ પ્રકાર પણ મહત્ત્વનો છે, એમ શ્રદ્ધાળુને ને યુક્તિપ્રિયને લાગ્યા વિના રહે તેમ નથી જ.

<u>શબ્દશાસ્ત્રના જ્ઞાનની જરૂર</u>

બીજો 'પદ' નામનો વ્યાખ્યાપ્રકાર પણ, સૂત્રના પરમાર્થનો સાચો ખ્યાલ પામવાને માટે આવશ્યક જ છે. વ્યાખ્યાના બીજા પ્રકારનો ખ્યાલ આપતા, આ શાસ્ત્રરત્નના રચયિતા આચાર્યભગવાન ફરમાવે છે કે—

'पदानि सस्कृतभाषया । तथा सकल नकुलपद विमलकेवल धीर धर्मरत्नार्थिना जनाना वितरामि उपदेशमिति ।

મૂળ સૂત્રના પદો સસ્કૃત ભાષા દ્વારા આ પ્રમાણે થાય છે આ પદોમા ત્રણ પદો સામાસિક છે અને બાકીના સમાસ વિનાના છે આ પ્રમાણેના પદોને સ્પષ્ટ કરી, શ્રોતાઓની યોગ્યતા પ્રમાણે પદોની સિદ્ધિ આદિનુ પણ વર્ણન કરી શકાય આ પ્રમાણે 'પદ' રૂપ વ્યાખ્યા દ્વારા પણ ઘણી ઘણી વાતો કહી શકાય પદોની સિદ્ધિમા શબ્દશાસ્ત્રનું જ્ઞાન પણ ઘણુ જ આવશ્યક છે શબ્દના સાચા અને સુદૃઢ જ્ઞાન માટે, શબ્દશાસ્ત્રના સાચા અને સુદૃઢ જ્ઞાનની અતિશય જરૂર છે શબ્દશાસ્ત્રનું સામાન્ય જ્ઞાન ધરાવનાર આત્માઓએ, મહા વૈયાકરણ મહાપુરૂષોએ જે શબ્દની સિદ્ધિ જે રીતિએ કરી હોય, તે ધ્યાનમા રાખીને જ વર્ણન કરવુ જોઈએ અલ્પજ્ઞાનિઓ જ્યારે કદાગ્રહી બને છે, ત્યારે શબ્દની ઘણી જ કારમી વિટમ્બણા કરે છે પૂર્વના સમર્થ પરમર્ષિઓનુ આલબન, આ કાળના જીવોને માટે તો અતિ આવશ્યક છે સામાન્ય જ્ઞાનથી ઘમડી બની, પરમર્ષિઓએ ફરમાવેલ શબ્દસિદ્ધિની ઉપેક્ષા કરી, શબ્દોની યથેચ્છ સિદ્ધિ કરવાને પ્રયત્નશીલ થવુ, એ સ્વપરના કારમા અહિતનો જ માર્ગ

છે. આથી, આ બીજા 'પદ' નામના વ્યાખ્યાના પ્રકાર માટે, શબ્દશાસ્ત્રનો ખ્યાલ અને મહાપુરૂષોના કથનને ધ્યાનમાં રાખી, પદ કેવી રીતિએ બન્યું છે, એ વિગેરે સમજવું પ્રથમ આવશ્યક છે.

વક્તાઓને ચેતવણી આપી શકાય:

આ જ પ્રમાણે, 'પદાર્થ' નામનો ત્રીજો વ્યાખ્યાનો પ્રકાર પણ શબ્દશાસ્ત્રના જ્ઞાન સાથે બીજી પણ ઘણી ઘણી વસ્તુઓના જ્ઞાનની અપેક્ષા રાખે છે. એમા પણ મહાપુરૂષોના આલંબનની અપેક્ષા છે જ. પદની સિદ્ધિની માફક પદના અર્થોને પણ યથેચ્છપણે કરનારાઓ, ઉત્સૂત્રભાષી બની સ્વપરના હિતશત્રુની ગરજ સારનારા બને છે. આથી સૂત્રનાં પદોનો અર્થ કરવા રૂપ વ્યાખ્યા કરવાને માટે પણ, આજ્ઞા-પૂર્વકની કુશળતા જરૂરી છે એવા કુશળ પુરૂષોએ વ્યાખ્યાના આ પ્રકાર દ્વારા આપણને ઘણું ઘણું આપ્યું છે પરમોપકારી પરમર્ષિઓએ, આ ત્રીજા પ્રકારની વ્યાખ્યા દ્વારા, ગહનમા ગહન આગમો અને અન્ય પ્રકરણો આદિ શાસ્ત્રોનો સાચો પરમાર્થ સુંદરમા સુંદર રીતિએ સમજાવ્યો છે. એવા અનંત ઉપકારિઓ પ્રત્યે જેઓમા સાચુ બહુમાન જનમ્યુ નથી, તે શ્રી જિનશાસનના સાચા ઉપાસક નથી પોતાના જ્ઞાનના ઘમંડમા ચઢી, જેઓ શાસનના સાચા પરમર્ષિઓની પણ અવગણના કરે છે, તેઓ ખરેખર ઘણા જ કમનશિબ આત્માઓ છે. એવા કમનશિબ આત્માઓથી બચવાને માટે, તમારે ખૂબ જ ચકોર બનવુ પડશે. વક્તાના મુખમાંથી

નીકળતી કોઈ પણ વાત જરા ય વિપરીત જતી લાગે, તો વક્તાની પાસે મહાપુરૂષનું વચન માગવું, એ ઘણું જ હિતાવહ છે. આજના વક્તાઓની યુક્તિ પણ જો માર્ગથી ઊલટી જતી લાગે, તો એવો રસ્તો લેવાને તૈયાર થયેલાઓને ચેતવણી આપવી, એ પણ સાચા શ્રોતાઓનો કર્ત્તવ્યધર્મ છે. કલ્યાણકામી શ્રોતા, વક્તાને ઉન્માર્ગગામી બનતો અટકાવવાને માટે જે યોગ્ય ચેતવણી યોગ્ય પ્રકારે આપે, તેમાં એ અવિનીત કે ઉદ્ધત બને જ નહિ, એ નિર્વિવાદ છે. સાચો શ્રોતા જેમ અવિનીત કે ઉદ્ધત ન બને એ નિર્વિવાદ છે, તેમ અવસરે તે જરૂરી ચેતવણી આપવાનું પણ ન ભૂલે, એ ય એટલું જ નિર્વિવાદ છે

<u>પદવિગ્રહ</u>

આથી સમજી શકાશે કે–'પદ' અને 'પદાર્થ' નામના વ્યાખ્યાના પ્રકારો, વ્યાખ્યાના છ પ્રકારોમાં ઘણો જ અગત્યનો ભાગ ભજવે છે. 'પદવિગ્રહ' નામનો પ્રકાર પણ આમાં આવી જ જાય છે : કારણ કે–'પદ' અને 'પદાર્થ' નામના વ્યાખ્યાના પ્રકારોનો ઉપયોગ કરતા 'પદવિગ્રહ' નામના વ્યાખ્યાના ચોથા પ્રકારનો પણ ઉપયોગ કરવો જ પડે છે સમાસાન્ત પદોનો અર્થ કરતા, 'પદવિગ્રહ' દર્શાવ્યા વિના ચાલતું જ નથી. પદોના અર્થોની સ્પષ્ટતાને માટે, પદ જો સામાસિક હોય, તો એને વિધિ મુજબ ભિન્ન કરીને જ અર્થ યથાર્થ રીતિએ કરી શકાય છે સંસ્કૃત અને પ્રાકૃત ભાષામાં સમાસ એ ઘણી જ અગત્યની વસ્તુ છે. એ સમાસ દ્વારા થોડામાં ઘણું અને તે પણ સ્પષ્ટ રીતિએ દર્શાવી શકાય છે.

ભાવનમસ્કાર

વ્યાખ્યાના આ પ્રથમના ચારે ય પ્રકારોને ધ્યાનમાં રાખીને, બૃહદ્ વૃત્તિકાર આચાર્યભગવાન શ્રીમદ્ દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજા, મંગલ આદિ વસ્તુઓને દર્શાવ્યા બાદ, મંગલ અને અભિધેયને સ્પષ્ટ શબ્દોમાં દર્શાવતી તથા સમ્બન્ધ અને પ્રયોજનને સામર્થ્યથી સૂચવતી પ્રથમ સૂત્રગાથાની વિસ્તારથી વ્યાખ્યા કરે છે. સૂત્ર રૂપ ગાથાના પદે પદને અર્થથી અતિશય સ્પષ્ટ કરે છે. 'नमिऊण' આ પ્રથમ પદનું સંસ્કૃત પદ 'नत्वा' છે અને એ દ્વારા સૂત્રકાર પરમર્ષિ એમ કહેવા માગે છે કે–હુ જે ઉપદેશ દેવાને ઇચ્છું છું, તે ઉપદેશ નમસ્કરણીય અભીષ્ટ દેવને પ્રણામ કરીને દેવાને ઇચ્છું છું. ઉપદેશ જેવા સર્વોત્તમ કાર્યને કરવાને માટે, મારે પણ મંગલમય બનવું જોઈએ અને એ માટે અભીષ્ટ દેવને પ્રણામ રૂપ મંગલ આવશ્યક છે. કેવલ કાય માત્રનો નમસ્કાર, એ દ્રવ્ય નમસ્કાર છે. એવા નમસ્કારની તત્ત્વદૃષ્ટિએ કશી જ કિંમત નથી. માનસિક શુદ્ધિ વિનાનો અને વાચિક સંયમ વિનાનો કેવલ કાયિક નમસ્કાર જેમ અર્થ વિનાનો છે, તેમ અશુદ્ધ ઇરાદાપૂર્વકનો નમસ્કાર પણ અર્થ વિનાનો છે, એટલુ જ નહિ પણ અનર્થ રૂપ પણ છે સાચો પ્રણામ એ જ ભાવનમસ્કાર છે ભાવપ્રણામ કરવાને માટે મનની શુદ્ધિ અને વાણીની શુદ્ધિ પણ આવશ્યક છે. અભીષ્ટ દેવને ઉદ્દેશીને જે પ્રણામ કરવામાં આવે, તે પ્રણામમાં કાયા જેમ સંયમી જોઈએ, તેમ મન અને વચન પણ સયમી જ જોઈએ. અર્થ અને કામની લાલસાયુક્ત મન અને યથેચ્છ

રીતિએ પ્રવર્તતી વાણી તથા કાયા, એ ભાવનમસ્કારની સાધના માટે સર્વથા નિષ્ફલ છે. મુક્તિની કામનાથી ઓતપ્રોત બનેલું મન, મંગલમય શબ્દોને શુદ્ધપણે ઉચ્ચારતી વાણી અને પૂંજવા તથા પ્રમાર્જવા આદિ રૂપ વિધિની મર્યાદામાં પ્રવૃત્ત થયેલી કાયા, એ ભાવનમસ્કારને સાધવાને માટેનું અનુપમ સાધન છે. એ રીતિએ મન, વચન અને કાયાની એકાગ્રતાપૂર્વક સાધવામાં આવતો નમસ્કાર, એ જ ધારેલી ઉત્તમ સાધનાને માટે સુન્દર સાધન રૂપ બને છે. અહર્નિશને માટે આવશ્યક એવા દેવવન્દનમાં આવતા શ્રી સિદ્ધસ્તવના અભ્યાસિઓ માટે, અભીષ્ટ દેવતાના નમસ્કારનું માહાત્મ્ય, અજ્ઞાત ન જ હોય. શ્રી સિદ્ધસ્તવમાં આવતી–

"इक्को वि नमुक्कारो, जिणवरवसहस्स वद्धमाणस्स ।
संसारसागराओ, तारेइ नरं व नारीं वा ॥ १ ॥"

–આ ગાથા સાફ સાફ શબ્દોમાં ફરમાવે છે કે–' શ્રી જિનવરોમાં વૃષભસમા શ્રી વર્ધમાનસ્વામિને કરવામાં આવેલો એક પણ નમસ્કાર, પુરૂષ અથવા સ્ત્રીને સંસારસાગરથી તારે છે.' ભાવનમસ્કારના આ માહાત્મ્યથી સુપરિચિત આત્માઓ સમજી શકે છે કે–હૃદયની શુદ્ધિ અને સાચા ઉલ્લાસપૂર્વકનો નમસ્કાર, સઘળું જ શ્રેય સાધવાને માટે સમર્થ છે. શ્રી સિદ્ધિપદની સાધના પણ સહજમાં કરી આપનાર ભાવનમસ્કાર, કોઈ પણ ઇષ્ટ સાધનાનું સાધન બને, એમાં શંકાને અવકાશ જ નથી. આ જ કારણે, પરમોપકારી પરમર્ષિ આ ઉપદેશ જેવું અતિ મંગલમય કાર્ય, એ ભાવનમસ્કારને કર્યા પછીથી જ કરવાને ઇચ્છે છે.

'વીર' શાથી ?

સૂત્રકાર પરમર્ષિએ મન, વચન અને કાયાની એકાગ્રતા-પૂર્વક જે નમસ્કાર કર્યો છે, તે ભગવાન શ્રી મહાવીરદેવને કર્યો છે. ભગવાન શ્રી મહાવીરદેવના શ્રી વર્ધમાન આદિ અનેક નામો છે. એમાં 'વીર' એવું પણ એક નામ છે. 'વીર' નામથી અનેક મહાપુરૂષોએ ભગવાન શ્રી મહાવીર-દેવને સ્તવ્યા છે. ભગવાન શ્રી મહાવીરદેવની 'વીર' તરીકેની ખ્યાતિ શાથી થઈ છે, એ વસ્તુને સમજાવતાં બૃહદ્વૃત્તિકાર આચાર્યભગવાન ફરમાવે છે કે–

"कर्मविदारणात् तपसा च विराजनाद् वर्यवीर्ययुक्तत्वाच्च जगति यो वीर इति ख्यात । यदवादि—

"विदारयति यत्कर्म, तपसा च विराजते।
तपोवीर्येण युक्तश्च, तस्माद् वीर इति स्मृत ॥ १ ॥"

ભગવાન શ્રી વર્દ્ધમાનસ્વામિજી, 'વીર' તરીકે શાથી વિખ્યાત થયા છે, તેનો ખ્યાલ આપતાં, અનંત ઉપકારી આચાર્યભગવાન ફરમાવે છે કે–જે ભગવાન શ્રીવર્દ્ધમાનસ્વામી કર્મનું વિદારણ કરવાથી, તપથી વિરાજિત થવાથી અને શ્રેષ્ઠ કોટિના વીર્યથી યુક્ત હોવાથી વીર તરીકે પ્રસિદ્ધ થયેલા છે, તે શ્રી વર્દ્ધમાનસ્વામિને નમસ્કાર કરીને, હું ઉપદેશ આપવાને ઈચ્છું છું. શ્રી વીર તરીકેની ખ્યાતિ, આ ત્રણ કારણોથી થયેલ છે,–એવા પોતાના કથનની સાક્ષી આપતાં પણ, તે ઉપકારી આચાર્યભગવાન ફરમાવે છે કે–"જે કારણથી કર્મને વિદારે છે, તપથી વિરાજે છે અને તપોવીર્યથી યુક્ત

છે, તે કારણથી વીર તરીકે સુપ્રસિદ્ધ છે."–આ પ્રકારે ઉપકારી પરમર્ષિઓએ પ્રતિપાદન કર્યું છે.

જગતની અને શાસનની દૃષ્ટિ :

શ્રી 'વીર' તરીકેની નામનાના આ હેતુઓ, આપણને વિચારની અનેક સામગ્રીઓ પૂરી પાડે છે. આજે પોતાની જાતને વીર તરીકે ઓળખાવનારાઓ, જો આ હેતુઓનો વિચાર કરે, તો જરૂર તેઓનું સદ્‌ભાગ્ય જાગૃત થાય. ગમે તેવા સ્વપર-હિતના ઘાતક વર્તનથી વીર તરીકે પંકાવાને ઈચ્છતા આત્માઓ માટે, આ હેતુઓ લાલબત્તીની ગરજ સારનારા છે. તત્ત્વના પારદર્શી પરમર્ષિઓ, સ્પષ્ટ શબ્દોથી આ હેતુઓ દ્વારા સૂચવે છે કે–'જેઓ અનાદિકાલથી પ્રવાહ રૂપે આત્માને વળગેલ કર્મ રૂપ શત્રુઓનું ઉન્મૂલન કરવાને માટે સજ્જ થાય છે અને એ સજ્જતાને સફળ કરવાને માટે જેઓ સાચા તપથી વિશ્વભરમાં ઝળકી ઉઠે છે તથા એ પ્રકારના ઉત્તમ તપથી ઝળહળવાને માટે, જેઓ એવા ઉત્તમ તપનું આચરણ કરવાને માટેના જરૂરી વીર્યથી યુક્ત બને છે, તેઓ જ વિશ્વમાં સાચા વીર તરીકેની પ્રસિદ્ધિ પામવાને લાયક છે.' આજે ઈશ્વરની અને ઈશ્વરના નામે અંતર અવાજ આદિની વાતો કરનારા હોવા છતાં, તત્ત્વને તત્ત્વની દૃષ્ટિએ સમજવાની અને સમજીને સ્વીકારવાની દૃષ્ટિએ નાસ્તિક બનેલા આત્માઓ, વીર બનવાની લાયકાત માટે આવી આવી વસ્તુઓનું જ્ઞાન અને જીવનમાં એનો અમલ જરૂરી છે, એમ સમજવાને માટે પણ નાલાયક બની ગયા હોય એમ જણાય છે. આ વીસમી

સદીની વિષમતા અનેક રીતિએ વિલક્ષણ છે. અસંયત પણ મહાસંયત તરીકે વર્તમાનમાં પૂજાય છે, એ વીસમી સદીની વિકૃતતાનું ખૂબ જ સમર્થન કરે છે. પોતાની ઝઘળી તરંગી પ્રવૃત્તિઓમાં ઈશ્વરનું નામ દેનારા, ઈશ્વરની વ્યાખ્યા કરતાં નિષ્કર્ષ રૂપે જણાવે છે કે–સત્ય એ જ ઈશ્વર છે.

સ૦ સત્ય તે ઈશ્વર કે ઈશ્વરે મુક્તિની સાધના માટે ઉપદેશેલા પૈકીનો એક ગુણ?

તમે અત્યારે જેવો પ્રશ્ન કરી શકો છો, એવો પ્રશ્ન કરનાર પણ આજે આટલી વિશાળ દુનિયામાંથી એક પણ માણસ એવી વાયડી વાતો કરનારને મળ્યો નથી અથવા તો એને ગણકાર્યો નથી. 'સત્યને જ ઈશ્વર માનનારો ઈશ્વરને ઓળખે છે.'–એવું માનનારાઓની પણ, આ દુનિયામાં આજે ઠીક ઠીક પ્રમાણમાં સંખ્યા છે. સત્યને જ ઈશ્વર માનનારો, આત્મા આદિને શી રીતિએ સમજે? 'અનંતા આત્માઓ અનાદિકાળથી અનાદિ કર્મના અનાદિ સંયોગ દ્વારા સંસારમાં પરિભ્રમણ કરે છે.'–આ વિગેરે અગત્યની વસ્તુઓને સમજવાની એવાને જરૂર પણ શી? આજનું આશ્ચર્ય તો એ છે કે–જીવાદિ નવ તત્ત્વોનાં નામ પણ નહિ જાણનાર, એને જાણવાની દરકાર પણ નહિ કરનાર અને એને નહિ જાણવા છતાં પણ પોતાની જાતને ઈશ્વરના સંદેશવાહક તરીકે જણાવીને જગતને કારમો ધોકો દેનાર, આજે દુનિયાના ઉદ્ધારક તરીકેની નામના ભોગવે છે. એ સાચું છે કે–'એવી નામના પણ અજ્ઞાનોમાં જ છે' છતાં ય આજે અજ્ઞાનોની સંખ્યા વિશાળ છે અને બહુમતિવાદે એ અજ્ઞાનને આગળ વધવાની અનુકૂળતા કરી

આપેલી હોવાથી, એવી નામના ધરાવનાર વ્યક્તિ ઉત્તમમાં ઉત્તમ વસ્તુને પણ અધર્મ તરીકે ઓળખાવવામાં, પોતાની જાતને તદ્દન જ નિર્ભીક માની શકે છે. 'આત્મા, કર્મ અને કર્મનો સંયોગ'–આ ત્રણે અનાદિ છે અને એ અનાદિ કર્મસંયોગથી મુક્ત પ્રાયઃ બની, વિશ્વમાં એ અનાદિ કર્મસંયોગથી મુક્ત બનવાનો રસ્તો બતાવીને જેઓ શ્રી સિદ્ધિપદે પહોંચ્યા છે, તેઓ અને એ રસ્તે ચાલીને જેઓ અનાદિ કર્મસંયોગથી મુક્ત બની મુક્તિપદને પામ્યા છે તે જ ઈશ્વર, પરમાત્મા તરીકેની નામનાને માટે લાયક છે, આવું નહિ સમજનારાઓ, સાચા વીર બનવાની સાચી પદ્ધતિના જ્ઞાનને પણ પામે, એ શક્ય નથી. આત્મા આદિનું સાચું જ્ઞાન નહિ પામનાર, જગતના સુખ–દુઃખના સાચા હેતુને ન સમજે, એ પણ સહજ છે. કારણ અજ્ઞાનના પ્રતાપે, એવાની દયા પણ વિલક્ષણ હોય છે અને એથી એ કહેવાતી દયા પણ હિતના નામે અહિતમાં જ પરિણમે છે. અજ્ઞાનિઓની કલ્પિત અહિંસા જેમ પરિણામે હિંસા છે, તેમ અજ્ઞાનિઓનું સત્ય, તપ અને સંયમ આદિ પણ કારણ અસત્ય આદિની જ ગરજ સારનાર બને, એ નિર્વિવાદ છે. સુખ–દુઃખના હેતુ તરીકે કર્મને નહિ માનનાર આત્મા, એ કર્મના વિદારણ માટે ઉજમાળ બને, એ કયી રીતિએ શક્ય છે? જ્યારે જ્ઞાનિઓ આ રીતિએ કર્મ અને કર્મના વિદારણના જ્ઞાનને અને તે માટેના પ્રયત્નને વીર બનવા માટે અતિ આવશ્યક જણાવે છે, ત્યારે આજના અજ્ઞાનિઓ તો એથી ઊલટી જ પ્રવૃત્તિ દ્વારા વીર બનવાને મથી રહ્યા છે, એ આજના

સમયનું અજબ કૌતુક જ છે વિશ્વમાં અનેક રીતિએ વીરની ઉપમાઓ અપાય છે. હીટલર અને મુસોલિની આદિ પણ આજે દુનિયામાં વીર તરીકે પંકાય છે. જગત જે વીરની વાતો કરે છે, એ ભિન્ન વસ્તુને ઉદ્દેશીને છે. જગત એ નથી જોતું કે–'જેનાથી આત્માનું સાચું સત્ત્વ હણાય, એવી પ્રવૃત્તિઓમાં વિજય વરનારને વીર કહેવાથી સ્વપરનું હિત નથી પણ અહિત છે.' પણ શ્રી વીતરાગનું શાસન તો સાચા વીરની ઉપમા એવા જ આત્માને આપે છે, કે જે આત્માને શાશ્વત સ્થાન અપાવે, એવા વીરપણાનો જ ઉપાસક હોય.

કર્મની પરાધીનતા:

શ્રી વીતરાગનું શાસન, વીર બનવાને ઇચ્છતા આત્માને, વીર બનવાને માટે, કર્મના વિદારણનો જ પ્રથમ ઉપદેશ આપે છે. મોક્ષસ્વરૂપ સાચી સ્વતંત્રતાના અર્થી આત્માએ તો, કર્મના વિદારક બનવામાં જ પોતાનું સઘળુંય સત્ત્વ ખરચવું જોઈએ, એવો શ્રી વીતરાગ–શાસનનો પ્રધાન ઉપદેશ છે. કર્મના સંયોગથી જ આત્મા પરતંત્ર છે, એ સમજવું ઘણું આવશ્યક છે. કર્મની પરાધીનતા ભોગવનારાઓ સ્વતંત્ર હોવાની અથવા તો કર્મની પરાધીનતા રહે તે છતાં ય સ્વતંત્ર બનવાની વાતો કરે, એ વાહીયાત વસ્તુ જ ગણાય. દુનિયાદારીમાં ગણાતી સ્વતંત્રતા એ કાંઈ આત્માની મુક્તિ નથી. એ તો કદાચ કારમું બંધન પણ હોય દુનિયાની ઐચ્છિક સ્વતંત્રતા ભોગવનારાઓ, કર્મના તો કારમા ગુલામ જ હોય છે એ ઐચ્છિક સ્વતંત્રતા

પણ ભૂતકાલની થયેલી કોઈ શુભ કાર્યવાહીનું જ પરિણામ છે અને એથી જ એવી સ્વચ્છંદ સ્વતંત્રતામાં રાચવું, એ પણ કર્મની પરતંત્રતાને મજબૂત બનાવવાનો પામર ધંધો છે. આ આખું ય વિશ્વનું નાટક, એ કર્માધીન આત્માનું નૃત્ય જ છે. આ વાત જ્યાં સુધી નહિ સમજાય, ત્યાં સુધી કર્મના વિદારણનો ઉપદેશ હૃદયંગમ થવો એ શક્ય નથી અને કર્મના વિદારણનો ઉપદેશ જ્યાં સુધી હૃદયંગમ નહિ બને, ત્યાં સુધી સાચા વીર બનવાનો કોઈ પણ સાચો ઉપાય લાધવો, એ પણ શક્ય નથી.

કર્મવિદારણની ઉપયુક્તતા સમજવી જોઈએ :

કર્મનું વિદારણ, એ જ આ અતિ દુર્લભ માનવજીવનની સાચી સાર્થકતા છે. કર્મનું વિદારણ કરવાની જે ગણી અને સર્વોત્તમ સામગ્રી માનવજીવનમાં લભ્ય છે, એવી સામગ્રી દેવલોકમાં પણ લભ્ય નથી. આવા સર્વોત્તમ માનવજીવનમાં આવેલાઓને, કર્મના વિદારણનું લક્ષ્ય ભૂલાવી, કર્મના બંધનમાં જ કૂચ કરાવનારા વિચિત્ર નાયકો જે જીવોને મળી જાય છે, એ જીવો પણ બીચારા પાપાનુબંધી પુણ્યના જ માલિકો બનીને માનવી થયા હોય એમ લાગે છે. આવા જીવો ઘણા હોય, ત્યારે જ એવા સંસારના પૂજારીઓ જગતમાં નાયકપદે આવે છે. કર્મના બંધનની પ્રવૃત્તિને જ આત્મસ્વાતંત્ર્યની પ્રવૃત્તિ તરીકે ઓળખાવનારા નાયકો, એ દુર્ગતિગામિઓના જ નાયકો છે. એવાઓ તો કર્મવિદારણની વાતોને સાંભળવા અને સમજવા જેટલા પણ નમ્ર નથી

હોતા. એવાઓને સર્વ કાંઈ પોતાને જ બનવાની ઇચ્છા હોય છે. દુનિયામા જે કાંઈ સારૂ ડહેવાતું હોય તે પોતામાં જ છે, એવું માનવાનો અને મનાવવાનો તેઓનો દાવો હોય છે. પોતાની વાત કોઈ પણ રીતિએ ખોટી હોય જ નહિ અને જેઓને ખોટી લાગે તેઓની દૃષ્ટિનો જ તે દોષ હોય છે, આવી તેઓ જગતની સમક્ષ સમજ ધરનાર હોય છે આવાઓનુ દાંભિકપણું, એ પણ જગતના અજ્ઞાનો માટે અજ્ઞેય હોય છે ખરેખર, શ્રી વીતરાગના શાસને પ્રરૂપેલી કર્મપ્રક્રિયાને સમજનાર, દુનિયાની કોઈ પણ પ્રવૃત્તિથી આશ્ચર્યચકિત થતો નથી કર્મથી પરતંત્ર બનેલો આત્મા, કોઇ પણ રૂપે નૃત્ય કરે, એ સહજ છે. કર્મવશ આત્મા કેવી કેવી દશાનો ઉપભોક્તા બને છે, એને સમજનારા આત્માને એક જ વસ્તુ કર્ત્તવ્ય રૂપ ભાસે છે અને તે કર્મનુ વિદારણ જ. કર્મનુ વિદારણ સહજમા શક્ય નથી. કર્મના વિદારણ માટે આત્માએ સંસારની સઘળી જ પ્રવૃત્તિઓમાં ઉદાસીન બનવું, એ સૌથી પ્રથમ અવશ્યક છે દુનિયાની પ્રવૃત્તિઓને ઉપાદેય રૂપના કર્ત્તવ્ય તરીકે સ્વીકારનારા આત્માઓ, દુનિયાની પાપમય પ્રવૃત્તિઓથી કદી જ ઉદાસીન નથી બનતા · એટલુ જ નહિ, પણ ઊલટા તેઓ સારાએ જગતને દુનિયાની પ્રવૃત્તિઓમા રસ લેતું બનાવવા જોગી કાર્યવાહીઓમાં જ મુક્તિ માનવાની મૂર્ખાઈના ઉપાસક બને છે આવા આત્માઓ, અધમ આત્માઓના ઉદ્ધારની વાતો કરવામા લઘુતા બતાવવાની પોતાની વૃત્તિને પ્રગટ કરતા, એવી એવી વાતો કરે છે, કે જેથી જગતના ભોળાઓ

જાય છે. સ્ત્રીઓના ઉદ્ધારની વાતો કરનારાઓ, જેમ જે પોતે પોતાના ચાલુ ભવમા સ્ત્રીઓનો ઉદ્ધાર ન કરી શકે, તો આવતા ભવમાં સ્ત્રી તરીકે જન્મવાના પોતાના મનોરથો વ્યક્ત કરે છે, તેમ ભંગીના ઉદ્ધારકો, મરતાં પોતાની હિન્દુસ્તાનમાં વાસના રહી જાય તો હિન્દુસ્તાનમાં ભંગી તરીકે જન્મ લેવાની હિમાયત કરે છે ખરેખર, આ પણ એક કર્મરાજા તરફથી અજ્ઞાન આત્માઓ મારફત કરાવાતો, એક જાતિનો હાસ્યાસ્પદ અને દયાપાત્ર નાચ જ છે. એક કર્મવિદારણનુ જ ધ્યેય તો સાચા સમ્યગ્દષ્ટિ આત્માઓ જ પામી શકે છે. સાચા સમ્યગ્દષ્ટિ આત્માઓ, દ્રવ્યદયાનો યથાશક્ય અમલ કરવા સાથે, ભાવદયાના જ ચુસ્ત હિમાયતીઓ હોય છે. એ આત્માઓને સંસારની કારમી વિટમ્બણાઓથી વિડમ્બિત થઈ રહેલા આત્માઓ પ્રત્યે, પારાવાર દયા આવે છે. એમ હોવા છતા પણ, તેઓ પોતાની એ દયાના પ્રવાહને વહેવડાવવામા ખૂબ જ મર્યાદિત હોય છે. દુઃખના નાશને માટે કારમા પાપોને આચરવાની હિમાયત, એ પુણ્યાત્માઓ પ્રાણાંતે પણ નથી કરતા સંસારમાં ભટકતા પ્રાણિઓનુ દુઃખ કોઈ અન્યને આભારી નથી, પરન્તુ મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને મન-વચન-કાયાના અશુભ વ્યાપારો આદિથી બાંધેલ કર્મોને જ આભારી છે. આ વાતનું જગતના જીવોને સાચું ભાન થાય, એ જ એ આત્માઓનું અંતિમ લક્ષ્ય હોય છે. એ પુણ્યાત્માઓનું ધ્યેય, જગતના જીવોને જગતની વસ્તુઓમાં મમત્વવાળું બનાવવાનું નથી હોતું. જેઓ સારાએ જગતને જગતની વસ્તુઓમા મમત્વ-

શીલ બનાવવાની જ પ્રવૃત્તિના પ્રણેતાઓ છે, તેઓ સમ્યગ્ દર્શનની સન્મુખ થવાની લાયકાતને પણ ધરાવતા નથી. એવા આત્માઓ તો, ઘોર મિથ્યાત્વના ઉદયથી, કારમી રીતિએ જ રીબાતા હોય છે. એવાઓમા હેયોપાદેયનો વિવેક કરવાની શક્તિ જ હોતી નથી. એવા આત્માઓ તો અકર્ત્તવ્યમાં જ કર્ત્તવ્ય માની, દુનિયાના અજ્ઞાન જીવોના હૃદયમાં અકર્ત્તવ્યોની કારમી કર્ત્તવ્યશીલતા ઠસાવે છે. એના પરિણામે, પોતાને સમજુ માનનારા એ પામરોની પામરલીલાને, જગતના સજ્જનોને પણ ખૂબ ખૂબ વેઠવી પડે છે. મિથ્યા મતના પ્રચારક મહાત્માઓ તો જગતના કારમા શત્રુઓ છે, આ વાત સાચા સમ્યગ્દૃષ્ટિઓ જ સમજે છે. આવી સાચી સમજને ધરનારા તેઓ, કર્મનું વિદારણ એ જ સાચું કર્ત્તવ્ય છે–એમ માનતા હોઈને, પોતે તે કર્ત્તવ્યના આરાધક બને છે અને જગતના જીવોને પણ એના આરાધક બનાવવાને માટે પ્રયત્નશીલ હોય છે

## તપોવિધાન શા માટે ?

ભગવાન શ્રી મહાવીરદેવનો આત્મા સાચો વીર હતો : કારણ કે–કર્મના વિદારણનો જ તેઓનો પ્રયત્ન હતો. કર્મનું વિદારણ માત્ર વાતોથી નથી થતું, પરન્તુ સાચા તપથી થાય છે એ જ કારણે, કર્મના વિદારણની સાથે તપથી વિરાજન જણાવવામા આવ્યુ છે. તે જ આત્મા તપથી સાચી રીતિએ વિરાજિત થઇ શકે છે, કે જે તપ કરવાના વીર્યથી–પરાક્રમથી સહિત હોય ! ભગવાન શ્રી મહાવીરદેવનો આત્મા, તપથી

વિરાજમાન થવા જોગા સાચા પરાક્રમનો સ્વામી હતો. એ જ કારણે, એ પરમ તારકના આત્માએ પોતાના એ સાચા પરાક્રમ દ્વારા ઘોર તપને-તપીને, કર્મનું વિદારણ કરવા દ્વારા શ્રી વીર એવા નામને સાન્વર્થ કર્યું. શ્રી જિનેશ્વરદેવના શાસનનો તપ એક પ્રકારનો નથી, પણ બાર પ્રકારનો છે. એ તપનું વાસ્તવિક આચરણ, મ સારના પૂજારીઓને માટે શક્ય નથી. શ્રી વીતરાગનું શાસન સંસારની સાધનાને માટે તપનું વિધાન કરતું નથી. પરિણામે પાપને વધારનારી પ્રવૃત્તિઓને માટે કરાતો તપ, એ તપ નથી, પરન્તુ કાયકષ્ટ હોવા ઉપરાંત, આત્માને સંસારમાં રૂલાવનાર છે. આત્માને તપાવવાને માટે કે કેવળ શરીરને તપાવવાને માટે તપ નથી, પણ અનેક ભવોમાં બાંધેલ આઠ પ્રકારનાં કર્મોને તપાવવાને માટે તપ છે અજ્ઞાન દુનિયાએ આ તપોધર્મની પણ કારમી વિટમ્બણા કરી છે. તપ જેવા ધર્મનો ઉપયોગ સંસારની સાધનાને માટે કરવો, એ અમૃતને વિષ બનાવવાનો ધંધો છે. શ્રી વીતરાગદેવનું શાસન, મુક્તિની સાધનાને માટે જ, તપોધર્મનું વિધાન કરે છે.

બાહ્ય-આભ્યંતર તપ :

શ્રી વીતરાગદેવના શાસને વિહિત કરેલા બાર પ્રકારના તપમાં, છ પ્રકારનો તપ જ્યારે બાહ્ય તપ કહેવાય છે, ત્યારે બીજા છ પ્રકારનો તપ આભ્યંતર તપ કહેવાય છે. બાહ્ય તપ લોકમાં પણ જ્ઞાત છે, જ્યારે આભ્યંતર તપ વાસ્તવિક રીતિએ લોકજ્ઞાત નથી. જે તપના આસેવનને

લોકો પણ જાણે અને કુતીર્થિઓ પણ વિપરીત પ્રકારના ગ્રહથી જે તપનુ આસેવન કરે, તે તપને તે કારણથી બાહ્ય તપ કહેવાય છે અને જે તપ લોકમાં અલક્ષ્ય છે, કુતીર્થિકો પણ જેનુ આસેવન ભાવથી નથી કરી શકતા અને મોક્ષ-પ્રાપ્તિનું જે અંતરંગ સાધન છે, તે આભ્યંતર તપ કહેવાય છે. 'અનશન, ઉનોદરિકા, વૃત્તિસંક્ષેપ, રસત્યાગ, કાયક્લેશ અને સંલીનતા'—આ છ પ્રકારો બાહ્ય તપના છે : જ્યારે—'પ્રાયશ્ચિત્ત, વિનય, વૈયાવચ્ચ, સ્વાધ્યાય, ધ્યાન અને વ્યુત્સર્ગ'—આ છ પ્રકારો આભ્યંતર તપના છે ઈચ્છાનિરોધ રૂપ તપના રહસ્યને સમજનારા આત્માઓ, આ તપ દ્વારા કર્મવિદારણ રૂપ કાર્યને સુંદરમાં સુંદર રીતિએ સાધી શકે છે. આ બારેય પ્રકારના તપનું સ્વરૂપ, એ તપના ભેદો અને તપના પર્યાયોથી જાણ આત્માઓ, તપના મહિમાને સારી રીતિએ સમજી શકે છે. તપનો સાચો આસ્વાદ તો, તપના અનુભવિઓ જ જાણી શકે છે. સાચા તપના જ્ઞાતાઓ તે જ બની શકે છે, કે જેઓ પોતાના જીવનને તપોમય બનાવે છે.

<u>આજીવન અનશનનો વર્તમાનમાં નિષેધ :</u>

'પૂર્વાનુપૂર્વી' નામના વ્યાખ્યાના પ્રકારથી જો આ તપના ભેદોનું વર્ણન કરીએ, તો એક પછી એક તપની કઠિનતા આદિ સારી રીતિએ સમજી શકાય તેમ છે. શ્રી જિનેશ્વરદેવોએ પ્રરૂપેલા તપના આ પ્રકારોને નહિ જાણનાર તપસ્વિઓ તો, તપસ્વી શબ્દથી ઓળખાતા ગરીબડાઓ છે પૂર્વાનુપૂર્વી, પશ્ચાનુપૂર્વી અને અનાનુપૂર્વીથી આ તપનુ વર્ણન

જાણનારા પરમર્ષિઓ, જગત સમક્ષ નિરૂપે છે કે—આ બારમાનો એક પણ પ્રકાર એવો નથી, કે જેનું યથાર્થ રીતિનું આચરણ મિથ્યાદૃષ્ટિ આત્મા કરી શકે 'અનશન' નામનો પ્રથમ પ્રકાર, કે જેના 'ઇત્વર' અને 'યાવત્કથિક' આવા બે ભેદો છે, તેનો અન્તિમ ભેદ, કે જેને 'આજીવન અનશન' તરીકે ઓળખાવી શકાય, તેનું આચરણ વર્તમાન કાળનો કોઈ પણ માનવી આચરી શકે તેમ નથી આજે આજીવન અનશન કરવાની વાતો કરનારાઓ, કેવળ અજ્ઞાન અને દમ્ભી છે વર્તમાન સમયમા જેઓ વાત વાતમા આજીવન ઉપવાસની વાયડી વાતો કરે છે, તેઓ આ કાળના દમ્ભી જગતના જ આગેવાનો છે તેઓની અનશનની શરૂઆતની વાતો અને અનશનના અન્તની વાતો, સમજદારને તો તેઓના દમ્ભનો જ સાક્ષાત્કાર કરાવનારી હોય છે 'આજીવન અનશન' માટે મનોબળની જ આવશ્યકતા છે અને શરીરબળની આવશ્યકતા નથી, એવી વાતો કરનારાઓ, પોતાના અજ્ઞાનનું જ પ્રદર્શન કરાવનારા છે આવાઓની પણ પ્રશંસા કરનારા આ કાળમા મળી આવે છે, એ જ આ કાળની દુષ્ટતા છે અશનની ફીલસુફીમા પણ ફીલોસોફર બની શરીરની સેવાનો મહિમા ગાનારાઓ, અનશનની અને તે પણ આજીવન અનશનની જ્યારે વાતો કરે છે, ત્યારે કેટલાક સમજદારો તો, આ અજ્ઞાન જગતમા મુખ ઢાંકીને હસે છે. એવા આત્માઓ દયાપાત્ર હોવા સાથે હાસ્યપાત્ર પણ બને છે દીનસેવામા અનશનની ઉપયોગિતા વર્ણવતા વર્ણવતા ભક્ષ્યાભક્ષ્યાદિનું ભાન ભૂલનારા, પોતાની જાતને

આજીવન અનશન માટે પણ સમર્થ તરીકે જ્યારે વર્ણવે છે, ત્યારે તેઓની ધૃષ્ટતા મર્યાદાની પણ પરાકાષ્ઠાએ પહોંચે છે. અનન્તજ્ઞાનિઓ જ્યારે આજીવન અનશનની ઉત્તમ કાળમા પણ મર્યાદાઓ, કે જે પોતાથી જ સાધ્ય હોય, એવી બાંધે છે, ત્યારે આ લોકોની મર્યાદાઓ કોઈ જૂદી જ જાતિની હોય છે · અને એથી જ, તેઓને અન્તે પોતાની પ્રતિજ્ઞાઓનો ભગ કરવાને માટે કારમી કુટિલતાઓને પણ આચરવી પડે, એમા નવાઈ નથી જો તેવાઓ તેવી કુટિલતાઓનુ આચરણ કરવામા નથી જ ફાવતા, તો પછી તેઓ કારમી યાતનાઓથી ભયકર દુર્ધ્યાનના ઉપાસક બનીને, ભયકર દુર્ગતિના મુસાફર બની જાય છે

<u>અનશન તપ</u>

તપના સઘળા ય ભેદો અને પ્રભેદોનુ વર્ણન કરવાનુ આ સ્થાન નથી અહીં તો માત્ર ભગવાન શ્રી મહાવીરદેવના વીર નામની સાર્થકતાને જણાવતા, તેના કારણોમા તપને પણ એક કારણ તરીકે વર્ણવ્યો છે, એને લઈને જ તપનો કાઈક ખ્યાલ આપવાનો પ્રયત્ન થઈ રહ્યો છે વર્તમાનમા જે જે રીતિએ તપનુ આસેવન શક્ય છે, તે તે રીતિએ સામાન્યપણે તપના પ્રકારોનો ખ્યાલ આવી જાય, એવુ થોડુ વિવેચન કરી લેવાનો ઈરાદો છે, કે જેથી વર્તમાનમા જે વર્દ્ધમાન તપ આદિ જે જે તપોનુ આસેવન અત્રે ચાલી રહ્યુ છે, તે પણ સારી રીતિએ આચરી શકાય અશન એટલે ભોજનમા જ સુખ માનનારા 'અનશન' નામના બાહ્ય

તપના પ્રથમ ભેદના મર્મને સમજી શકે, એ શકય જ નથી. 'અનશન'ના સાચા પ્રેમિઓ તો, અશનની કથામાં પણ પાપ માનનારા હોય છે. શરીરની પુષ્ટિ માટે ઘી, દુધ, દહીં નહિ પામી શકનારાઓને માંછલી આદિના ભોજનની સલાહ આપનારાઓ, 'અનશન'ના ભાવથી કોઠે યોજન દૂર વસનારા છે, એમ જ માનવું રહ્યું અશનના અખતરા કરવા-કરાવવામાં કલ્યાણ માનનારાઓને 'અનશન' સાથે લાગે-વળગે પણ શું છે? મીઠાનાં પાણી અને ખનીજનાં પાણી આદિનો ઉપયોગ કરવા છતાં, પોતાના અનશનને સુંદર બનાવનારાઓ, પોતાની જાતનો જ દ્રોહ કરનારા છે અનશનના સ્વીકાર સાથે જ શરીરનાં વજન અને ડૉકટરોની વારંવાર આદિનો સ્વીકાર કરનારાઓ, શરીરના પૂજારીઓ છે કે અનશનના પૂજારીઓ છે, એ સમજવું વિવેકિઓને માટે જરા પણ મુશ્કેલ નથી. આવી સઘળી ય અનશનવિરોધી પ્રવૃત્તિઓથી અલિપ્ત રહી, અનાહારી પદની પ્રાપ્તિના મનોરથને સિદ્ધ કરનારા પુણ્યાત્માઓ જ, અનશનના સાચા મર્મને જાણી શકે છે અને જીવનમાં અનશનને યથાશક્તિ સ્થાન આપી શકે છે. ભગવાન શ્રી મહાવીરદેવના શાસનમાં એક ઉપવાસથી માંડીને છ માસ સુધીના ઉપવાસ રૂપ અનશનને સ્થાન છે અને તે અનશન ઈત્વર અનશન તરીકે શ્રી જિનેશ્વરદેવના શાસનમાં સુપ્રસિદ્ધ છે. આ અનશનને યથાશક્તિ સ્વીકારનાર, કાં તો ચારે પ્રકારના આહારનો પરિત્યાગ કરે છે અને કાં તો ત્રણ પ્રકારના આહારનો પરિત્યાગ કરે છે. ત્રણ પ્રકારના આહારનો પરિત્યાગ કરનારા પુણ્યાત્માઓ, માત્ર

જળનો જ અને તે પણ અચિત્ત જળનો જ દિવસના અમુક ભાગમા જ સ્વીકાર કરે છે, જ્યારે ચાર પ્રકારના આહારનો પરિત્યાગ કરનારા મહાપુણ્યશાલિઓ, એવા અચિત્ત પાણીનો પણ સ્વીકાર નથી કરતા. અનશનનો આ રીતિએ અનત-જ્ઞાનિઓની આજ્ઞા મુજબ સ્વીકાર કરનારા પુણ્યાત્માઓ, ઉપવાસકાલ દરમ્યાન શરીરના કારમા રોગ આદિના કારણ સિવાય, ડૉકટરની સારવાર પણ નથી સ્વીકારતા અને વજન આદિની ધાધલ કરવામા કે મોટી મોટી અને વાયડી જાહેરાતો કરવામા પણ નથી રાચતા. અનશનના સાચા પૂજારીઓ, શરીર તરફ ઉદાસીન વૃત્તિ જ રાખનારા હોય છે. શરીર આરાધક માર્ગમા સમર્થ બન્યુ રહે, એટલી જ માત્ર કાળજી રાખનારા અનશનના પૂજારીઓ હોય છે સાચા અનશનના ઉપાસકોને મન, દુનિયાદારી એ પાપના ઉદયનુ જ પરિણામ છે. એની વૃદ્ધિ માટે અનશનનો ઉપાદેય તરીકે સ્વીકાર, એ ઘોર મિથ્યાત્વના ઉદય સિવાય શક્ય જ નથી દુનિયાદારી પ્રત્યેની મમતા વધે, એ રીતિનો અનશનનો સ્વીકાર, એ તો સ્વની સાથે દુનિયાનો પણ નાશ કરવાની જ પ્રવૃત્તિ છે. 'અવિરતિ આદિને વધારનારી પ્રવૃત્તિ પણ આચરણીય છે અને એની સિદ્ધિ માટે અનશન એ પણ એક ઉપાદેય વસ્તુ છે'–આવો જગતને ખ્યાલ આપવો, એના જેવી કારમી અજ્ઞાનતાની કારમી પ્રચારણા, બીજી એક પણ નથી.

અનશનનો અભ્યાસ

આ અનશનની આચરણા અણાહારી પદની સાધના માટે

કરવી, એ જ શ્રી જિનશાસનનું ફરમાન છે. દુન્યવી સાધના માટે પણ એની આચરણા કરવી, એવું શ્રી જિનશાસનનું વિધાન નથી. જો કે-અનશન નામના તપથી દુન્યવી સિદ્ધિઓ પણ સુપ્રાપ્ય છે, પણ એના માટે એનો ઉપયોગ એ વિહિત વસ્તુ નથી. અણાહારી પદની સાધના માટે, આ અનશન એક ઉત્તમ સાધન છે. જેઓની શક્તિ એ અનશને આચરવાની ન હોય, તેમણે અભ્યાસ દ્વારા પણ એ શક્તિ મેળવવી એ અવશ્યક છે. શ્રી જૈન શાસનનો ઉપવાસ લૌકિક ઉપવાસો જેવો નથી. ઓછામાં ઓછો પણ એ ઉપવાસ લગભગ સાડત્રીસ કલાકનો હોય છે. એમાં ગરમ પાણી સિવાય બીજી કોઇ પણ વસ્તુનો દિવસના ભાગમાં પણ ઉપયોગ નથી થતો. રાત્રિએ તો એ પણ નથી લેવાતું. બે રાત્રિ આખી અને એક દિવસ આખો ઉપવાસમાં અશન વિના ગાળવો પડે છે. આ શક્તિ જેઓમાં ન હોય, તેઓ એકથી અધિક વારના ભોજનનો ત્યાગ, બેથી અધિક વારના ભોજનનો ત્યાગ, એ વિગેરે દ્વારા પણ અનશનનો અભ્યાસ કરી શકે છે. 'રાત્રિના તો ખાવું-પીવું નહિ જ, પણ દિવસના ય ખાવું-પીવું ત્યારે એક સ્થાને બેસીને, નવકાર ગણ્યા પછી જ ખાવું-પીવું અને ત્યાંથી ઉઠયા પછી બધું ય બંધ'—આ રીતિએ પણ અભ્યાસ કરનાર આત્માઓ, પોતાના જીવનનો મોટો ભાગ, ચારે પ્રકારના અહારના ત્યાગમાં જ પસાર કરી શકે છે. આ કાંઈ સામાન્ય પ્રકારનો તપ નથી. આ તપના ઉપાસક માણસો, ઘણા સ્વસ્થ રહી શકે છે અને જગતને પણ ઉપાધિ રૂપ નથી બનતા. ચાલતાં ચાલતાં પણ ખાનારા

અને રસ્તાઓને પણ થુંક આદિથી બગાડનારાનાં જીવન, પશુ કરતાં પણ ભયાનક નિવડે છે. તમે શહેરો આદિના રસ્તાઓની દશા જૂઓ, તો સમજાશે કે–પશુવત્ બનેલા મનુષ્યોની દશા કેવી છે ? અનશનના મર્મને જાણનારાઓ તો, શરીરના નિભાવ પૂરતું જ અશન કરનારા હોવાથી, તેઓ મુખવાસ આદિના પણ વ્યસની હોતા નથી. કદાચ મુખવાસ વિના ન ચાલતું હોય, તો ય ભોજનના સ્થાને જ એનો ઉપયોગ કરી લેવો પણ પછી તો નહિ જ, એટલું તો થઈ શકે છે ને ? પ્રથમ ગૃહસ્થો મુખવાસનું સેવન કરતા, તે ભોજનના સ્થાને જ અથવા તો ભોજન પતાવ્યા પછી દીવાનખાનામાં બેસીને પતાવતા, પણ ત્યાંથી ઉઠ્યા પછી તો મુખમાં કાંઈ હોય જ નહિ. આજે તો આખોએ દિવસ, રસ્તામાં ચાલતાં ચાલતાં પણ, મુખ ચાલતાં જ હોય. રસ્તે થુંકતાં થુંકતાં ફરવું અને સાથેનાઓને પણ ઘૃણા ઉત્પન્ન થાય એ રીતિએ વર્તવું, એ આજે તો ઘણા ભાગે સહજ થઇ પડયું છે. આમ અનશનના સમજવા જેવા મહત્ત્વને નહિ સમજનારાઓ દ્વારા, અનેક અયોગ્ય રીતિઓ આચરાઈ રહી છે. જો અનશન નામના તપની આરાધના કરવી હોય, તો ઉપવાસ રૂપ અનશન નહિ કરી શકનારાઓ પણ, છેવટ રાત્રિભોજનના ત્યાગપૂર્વક આવી જાતિના અભ્યાસ દ્વારા પણ અનશનની આરાધના કરી શકે છે. રાત્રિભોજનને પાપ રૂપ નહિ સમજનારાઓ પણ, અનશનની કળાના જાણકાર તરીકેની પ્રસિદ્ધિ, આવા વિજ્ઞાનવાદના નામે મહા અજ્ઞાન બનેલા જમાનામાં જ મેળવી શકે. શરીરના સંરક્ષણ માટે ભક્ષ્યાભક્ષ્યની પણ પરવા નહિ કરનારા અને ભક્ષ્યા-

લક્ષ્યાદિના વિવેકથી પણ, પરવારી ચૂકેલાઓ, અનશનના મર્મને સમજનાર તરીકેનો દાવો કરે, એ તો આજના અજ્ઞાન યુગમા જ નભી શકે ને ?

અનશનનું કલ્યાણાતપણું

'અનશન' એ એવો સુન્દર તપ છે, કે જે આત્મ હિતમા ઉપયોગી હોવા સાથે, સયમના સાધન રૂપ બની શકતા શરીરને પણ, સારું સયમસાધક બનાવવા સમર્થ છે. જ્ઞાનિઓએ પંદર દિવસમા એક ઉપવાસ રૂપ અનશન ચતુર્વિધ શ્રીસંઘ માટે ફરજીયાત બનાવ્યુ છે. અનંત ઉપકારિઓના એ આત્મહિતસાધક ઉપવાસના વિધાનનો ઉપહાસ કરનારાઓએ જ્યારે સાંભળ્યુ કે–'અમેરીકા ડૉક્ટર પણ આરોગ્યની રક્ષા માટે પદર દિવસે એક લાંઘણ કરવાનુ આવશ્યક માને છે.'–ત્યારે તેઓ ઉપહાસ કરતા અટક્યા, પરન્તુ શરીરની રક્ષામાં જ સર્વસ્વને માનતા તેઓ, અનંતજ્ઞાનિઓના આત્મકલ્યાણકર એ વિધાન તરફ, જરા પણ બહુમાનભાવને ન પામ્યા અનંતજ્ઞાનિઓએ વિહિત કરેલા આ તપનો મહિમા, સંસારમા સુખ માનતા આત્માઓ માટે સદાને માટે અજ્ઞેય જ રહ્યો છે અને રહેશે, પણ મુક્તિના ધ્યેયથી જ જીવતા જૈનો માટે, એ વસ્તુ અજ્ઞેય ન જ રહેવી જોઈએ. જૈનો પણ અજ્ઞાનિઓના અવાસ્તવિક અનશનથી આશ્ચર્યમગ્ન બનીને વિવેકહીનપણે પ્રશંસા કરવાને લલચાય, તો એ એમના જૈનત્વની ઉણપ છે અથવા તો જૈનત્વનુ ચોખ્ખું દેવાળુ છે. તામલી તાપસ જેવા ઘોર તપસ્વિના તપની,

સમ્યગ્દષ્ટિના એક નવકારશી જેટલા તપની આગળ પણ, શ્રી જૈન દર્શને કિંમત નથી આંકી. પૌદ્ગલિક ધ્યેયમા મગ્ન બનેલાઓનો તપ એ તપ નથી, પણ પરિણામે નુકશાનકારક અને એવું કાયકષ્ટ જ છે, એ વાતની સમજ થવી, એ વિવેકી આત્માઓ માટે સહજ છે

ઉપકરણ વિષયક ઉનોદરતા

આ 'અનશન' નામના પ્રથમ પ્રકારના બાહ્ય તપની મહત્તાને સમજનાર, 'ઉનોદરિતા' નામના બીજા પ્રકારના બાહ્ય તપની મહત્તા પણ ઘણી જ સહેલાઈથી સમજી શકશે. અનશન તપની શુદ્ધ આચરણાને કરનારા આત્માઓને માટે, 'ઉનોદરિતા' તપનુ આચરણ સરળ બની જાય છે. અનશનના મહિમાને નહિ સમજનારા આત્માઓને માટે ઉનોદરિતા, વૃત્તિસંક્ષેપ અને રસત્યાગ–એમ આગળ આગળના બાહ્ય તપો, ઘણા જ મુશ્કેલ બની જાય છે જ્યારે અનાહારી પદ અને ઇચ્છાનિરોધના હેતુથી અનશન તપની આચરણા એ કરનારાઓને માટે ઉનોદરિતા, વૃત્તિસંક્ષેપ અને રસત્યાગ એ વિગેરે સરલ બની જાય છે અશનપ્રેમિઓ અને અશનના ખપતરામા જીવન ગુમાવનારાઓ, અનશનના સાચા ભાવથી પણ દૂર છે. 'ઉનોદરતા' નામના બીજા પ્રકારના બાહ્ય તપને, ઉપકારિઓએ દ્રવ્યથી અને ભાવથી–એમ બે પ્રકારે વર્ણવ્યો છે દ્રવ્યથી ઉનોદરતા ઉપકરણ, ભોજન અને પાન–એમ ત્રણ પ્રકારે છે. એ ત્રણમાથી પ્રથમની ઉપકરણ સબધી ઉનોદરતા જિનકલ્પ આદિ કલ્પોને અગી

કાર કરનારા અથવા તો એ કલ્પોને અંગીકાર કરવાનો અભ્યાસ કરનારા મહર્ષિઓને માટે છે, પણ અન્ય સ્થવિર કલ્પિઓને માટે નથી આ વસ્તુને નહિ સમજનારા દિગમ્બરો, આજે દિગમ્બરપણાના આગ્રહથી, ચાર પ્રકારના સંઘમાંના એક અંગનો સર્વથા નાશ કરીને, બીજા એક અંગને પણ માત્ર નામનું જ રાખી રહ્યા છે. જે સમયમાં જિનકલ્પ આદિ કલ્પોની આચરણા કરવાને સમર્થ મહર્ષિઓ વિદ્યમાન હતા, તે કાળમાં પણ લબ્ધિસંપન્ન આત્માઓ જ વસ્ત્ર–પાત્રાદિ ઉપકરણોનો પરિત્યાગ કરતા હતા. એ કલ્પનો સ્વીકાર કરવાને માટે, અમુક જ્ઞાન આદિ પણ ઘણું ઘણું આવશ્યક છે. એ કલ્પને આચરવાની લાયકાત પણ, સ્થવિર કલ્પની આચરણામાં રહીને અનેક રીતિનો અભ્યાસ કર્યા પછી જ આવે છે. નવ પૂર્વની ઉપરનું અને દશ પૂર્વની અંદરનું જ્ઞાન ધરાવનારાઓ જ, શ્રી જિનકલ્પનો સ્વીકાર કરી શકતા. નવ પૂર્વની અંદરનું જ્ઞાન ધરાવનારાઓ, શ્રી જિનકલ્પ આદિ માટે લાયક નથી હોતા અને દશ પૂર્વ અને એથી અધિક જ્ઞાન ધરાવનારાઓ, જિનકલ્પના સ્વીકાર વિના જ સ્વ–પરનું અધિક હિત સાધી શકે છે. જિનકલ્પ તો તે કાલમાં પણ કેવલ સ્વહિત માટે જ, એટલે ઘણાં કર્મો હોવાથી તેના ક્ષય માટે સ્વીકારવામાં આવતો. શ્રી જિનકલ્પનો સ્વીકાર કરનારા તદ્ભવમુક્તિગામી પણ નથી હોતા આ બધી વાતોને નહિ સમજનારા અને નહિ માનનારાઓ, દિગમ્બરપણાના આગ્રહથી શ્રી જિનેશ્વરદેવના શાસનની પણ ખૂબ જ અવહીલના કરી રહ્યા છે દિગમ્બર બન્યા પછી ઠંડીને સહવાની તાકાતના

અભાવમાં, ઘાસની ગંજીઓમાં પેસવાથી બળી જવાના કારમા પ્રસંગો પણ બની જાય છે. શ્રી જિનકલ્પનો યથાર્થપણે સ્વીકાર કરનારા પરમર્ષિઓ તો, ઘોર ઉપસર્ગોને સહવાને પણ સમર્થ હોવાથી, શરીરની ચિકિત્સા કરાવવાથી પણ પર હોય છે. તેઓ અપવાદ માર્ગનો સહજ પણ સ્વીકાર કરનારા નથી હોતા. આજે એવા કોઈ છે જ નહિ, છતાં દિગમ્બરો અમુક નગ્નતાદિવાળાને પોતાના સાધુ માને છે. દિગમ્બરો આજે તો નિર્દોષ ગોચરીના વિધાનથી પણ અજ્ઞાન હોઈ, ઘણી ઘણી વિડમ્બણાઓ ભોગવી રહ્યા છે. તેઓમાં સ્ત્રીના સંઘટ્ટા આદિથી પણ બેપરવા બનેલા જોવાય છે. આ બધું સાચી વસ્તુસ્થિતિના અજ્ઞાનનું જ પરિણામ છે. વસ્ત્ર-પાત્ર આદિ જે ઉપકરણ સંયમના ઉપકારને માટે થતું હોય, તેને શાસ્ત્ર જ્યારે ધર્મોપકરણ કહે છે, ત્યારે દિગમ્બરપણાના જ દુરાગ્રહમાં પડેલાઓ, તેને પરિગ્રહ કહેવાની ઘેલછા આચરે છે. દિગમ્બર આચાર્યોએ પણ વસ્ત્ર-પાત્ર આદિના વિધાનનો ધ્વનિ કાઢયો છે, પણ બદ્ધાગ્રહી બનેલાઓ તેને દબાવી દેવામાં પોતાનું સઘળું કરી છૂટે છે. ઉપકરણના હેતુને નહિ સમજવાના કારણે એનો પરિત્યાગ કરી બેઠેલાઓને, શ્રી જિનવાણી રૂપ દ્વાદશાંગીનો ઉચ્છેદ માનવાની પણ ફરજ પડી : કારણ કે-વર્ત્તમાન જિનાગમો પણ ઉપકરણના વિધાનને જાહેર કરનારાં છે. શ્રી મહાવીરદેવના શાસનમાં પોતાને ગણનાર દિગમ્બરોને, આજે આચાર્યોનાં શાસ્ત્રોથી જ ચાલવું પડે છે અને વધુમાં-'જિનાગમની હયાતી નથી'-એવું જાહેર કરવું પડે છે. આ જ કારણે-'શ્રી જિનના અનુયા

યિઓ પાસે શ્રી જિનાગમ હોવાં જોઈએ અને તમારી પાસે તો જિનાગમો છે નહિ, એટલે તમે જૈન શાના?'—આવા આક્ષેપની સામે બચાવ ઉભો કરવાને માટે, તેઓને-' એક આચાર્ય શ્રી સીમંધરસ્વામી પાસે ગયા હતા અને તેઓની આજ્ઞા મુજબની રચના હોવાથી અમારા આચાર્યશ્રીઓ એ જ શ્રી જિનાગમો છે'—એવું પ્રતિપાદન કરવું પડે છે. ભગવાન શ્રી મહાવીરદેવના શાસનમાં રહેનારાઓ, શ્રી સીમંધરસ્વામિનાં આગમોથી ચાલે છે, એવી વિપરીત વસ્તુ જાહેર કરવામાં, તેઓને સહજ પણ આંચકો લાગતો નથી. વધુમાં, એક પણ દિગમ્બર આચાર્ય એવો સમર્થ ન નિવડ્યો, કે જે ભગવાન શ્રી મહાવીરદેવના શ્રુતને કંઠસ્થ રાખી શક્યો હોય! આ શું ઓછી વિટમ્બણા છે? પણ આવી આવી તો અનેક વિટમ્બણાઓ દુરાગ્રહિઓને ભોગવવી જ પડે છે. એ જ કારણે, શાસ્ત્રે કદાગ્રહથી બચવાનો જોરદાર ઉપદેશ આપ્યો છે. ઉપકરણના વિષયમાં સ્થવિરકલ્પી મહાત્માઓને તો વિહિત ઉપકરણથી એક પણ ઓછું રાખવાની મના છે: કારણ કે-સંયમની સાધનાને માટે ઉપકરણની પણ ઘણી જ આવશ્યકતા છે. વિહિત ઉપકરણથી અધિક ઉપકરણ રાખવાનો જેમ નિષેધ છે, તેમ વિહિત નહિ રાખવાનો પણ નિષેધ જ છે. મુનિઓને સાચા અપરિગ્રહી રાખવા માટે, શ્રી જિનેશ્વરદેવોએ, જરૂરી ઉપકરણો રાખવાનું જ વિધાન કર્યું છે, માટે એમાં દોઢ ડહાપણ કરવું, એ મિથ્યાત્વના ઉદયને આમંત્રણ કરવા જેવું છે. શ્રી જૈન શાસન વિહિત ઉપકરણો ઉપર પણ મમત્વ ન આવી જાય-એની સાવચેતી રાખવાનું

ફરમાન જરૂર કરે છે, પણ સ્થવિરકલ્પી મહાત્માઓને ઉપકરણ નહિ રાખવાનું ફરમાન નથી જ કર્યું. પ્રથમની માફક વર્તમાનના પણ સ્થવિરકલ્પી મુનિવરોએ, ઉપકરણની અધિકતાથી અને વિહિત ઉપકરણો ઉપરની મમતાથી બચવાનું છે, પણ ઉપકરણોની ઉનોદરતા કરવાની નથી. ગાંડાઓની ઉશ્કેરણીથી ઉપકરણોને ફગાવી દઇ, તે પછી અનેક દોષોના ઉપાસક બનવા કરતાં, અનંતજ્ઞાનિઓની આજ્ઞા મુજબનાં ઉપકરણો સંયમરક્ષાના જ એક હેતુથી રાખવાં અને તેના ઉપર મૂર્છા ન આવી જાય એનાથી સાવચેત રહી, આજ્ઞા મુજબ સંયમની સાધના કરવી, એ જ સાચા મોક્ષરસિક મહર્ષિઓને માટે એકાંતે શ્રેયસ્કર છે.

ઉનોદરતાના પાંચ પ્રકારો

ઉપકરણ વિષયક ઉનોદરતાના સમ્બન્ધમાં, જેમ એ તપ અમુક ગુણસમ્પન્ન મહાપુરૂષોને માટે જ વિહિત છે, તેમ ભોજન અને પાનની ઉનોદરતા રૂપ તપ માટે નથી. ભોજન અને પાનની ઉનોદરતા રૂપ તપ, ચતુર્વિધ શ્રીસંઘ માટે અવશ્ય આચરણીય છે. અનશનની અપેક્ષાએ અજિતેન્દ્રિય આત્માઓને માટે, આ તપ ઘણો જ ભારી પડી જાય એવો છે કેટલાક એવા આત્માઓ છે, કે જેઓ ખાધા વિના ચલાવી શકે છે, પણ ભોજન માટે બેઠા પછી જો રસનાને અનુકૂળ સામગ્રી મળી જાય, તો ભાગ્યે જ આ ઉનોદરતા તપનું આસેવન કરી શકે છે આ તપનું આસેવન રોજનું છે ઉનોદરતાનું અહર્નિશ આસેવન કરનારા આત્માને

માટે, અનશન પણ સહજ બની શકે એમ છે. નિરન્તર ઉનોદરતા તપનું આચરણ કરનારની ભૂખ્યા રહેવાની શક્તિ કેળવાય છે. ઉનોદરતા તપનું વિધાન કરતાં, એનું આચરણ કયી રીતિએ કરવું-એને દર્શાવવાને માટે, એના પાંચ ભાગ પાડવામાં આવ્યા છે એ પાંચમા પ્રથમ 'अल्पाहारोनोदरता' નામનો ભેદ છેઃ બીજા ભેદનું નામ 'अपार्धोनोदरता' છેઃ ત્રીજા ભેદનું નામ 'द्विभागोनोदरता' છેઃ ચોથા ભેદનું નામ 'प्राप्तोनोदरता' છે : અને પાંચમા ભેદનું નામ 'किंचिदूनोदरता' છે. સામાન્ય રીતિએ પુરૂષનો આહાર ૩૨ કવલનો અને સ્રીનો આહાર ૨૮ કવલનો મનાય છે. સામાન્ય પ્રકારે કવલ એ ગણાવો જોઈએ, કે જેથી મુખ વિકૃત ન થાય. ૩૨ કવલના આહારવાળો પુરૂષ, એક કવલથી માંડીને આઠ કવલનો આહાર કરે, તો એ પ્રથમ ભેદમાં આવે છે; નવથી બાર કવલનો આહાર કરે, તો એ બીજા ભેદમાં આવે છે; તેરથી સોળ કવલનો આહાર કરે, તો એ ત્રીજા ભેદમાં આવે છે; સત્તરથી ચોવીસ કવલનો આહાર કરે, તો એ ચોથા ભેદમાં આવે છે; અને પચીસથી એકત્રીસ કવલ સુધીનો આહાર કરે, તો એ પાંચમા ભેદમાં આવે છે. આ જ પદ્ધતિ પ્રમાણે, અઠ્ઠાવીસ કવલના આહારના પ્રમાણમાં, સ્રીઓ માટે પણ પાંચ ભેદો પાડી શકાય.

<u>અનશન અને ઉનોદરતા:</u>

આ પ્રકારે 'ઉનોદરિતા' નામના બાહ્ય તપના અભ્યાસથી ઇન્દ્રિયોનો નિગ્રહ સાધ્ય બને છે, પણ કેટલીક વાર

અનશન કરનારાઓ પણ ઉનોદરિતા કરવામાં કારમી નિષ્ફળતાનો અનુભવ કરે છે. સામાન્ય રીતિએ ઉનોદરિતા કરતાં અનશન અધિક લાગે છે, પણ મનોનિગ્રહ અને ઈંદ્રિયનિગ્રહની દૃષ્ટિએ, કોઈ કોઈ પ્રસંગે અને કોઈ કોઈ આત્મા માટે, અનશન કરતાં પણ ઉનોદરિતા ભારે બની જાય છે. અનશનના હેતુને સમજીને અનશન કરનારને માટે ઉનોદરતા સહજ બની જાય છે, પણ લાંઘણોને જ અનશન સમજનારાઓ માટે ઉનોદરતા તપ ખૂબ જ મુશ્કેલ છે. ઉનોદરતાના અભાવમાં ઉત્કટ ઉદર કરી દેનારા તપસ્વિઓ ભારે વિટમ્બણા ભોગવે છે. પરિણામે એવા આત્માઓ અધિક ખાવામાં ઘણા ફાયદા માનતા થઈ જાય છે અને અંતે અજીર્ણ આદિના ભોગ થવાથી ગ્લાનની દશાએ પહોંચે છે. એવી દશાએ પહોંચ્યા પછી, કેટલાક તો, એ તપને જ રોગનું કારણ માનતા થઈ જઇને, સાચી શ્રદ્ધાથી પણ પરવારી બેસે છે. આળસ આવે, ખરાબ વાયુસંચાર થાય, ખરાબ ઓડકાર આવે અને શરીર ભારે થઈ જાય તથા આળોટી-આળોટીને સમય પસાર કરવો પડે, એવી રીતિએ અધિકોદરતા કરનારાઓને માટે 'ઉનોદરતા' તપ સદાને માટે દુઃશકય બની જાય છે. એવાઓ અનશન કરવાની તાકાતવાળા હોવા છતાં પણ, ભાણે બેઠા પછી ભૂત જેવા જ બની જાય છે. એવાઓનું અનશન, મોટે ભાગે, અંતરપારણામાં અને ઉત્તરપારણામાં અદ્રશ્ય જ થઈ જાય છે. વિવેકી આત્માઓની દૃષ્ટિએ એવાનું અનશન, અનશન તરીકે ચઢતું જ નથી. એવાઓ અનશનની કિંમત ઘટાડી મૂકે છે અને એવાઓના નામે સાચા અનશનિઓ પણ નિંદાય છે. ઇચ્છાનિરોધ

અને અનાહારી દશા પામવાના ઈરાદે અનશનને આચરનારાઓની 'ઉનોદરતા' માટે, આવી દશા થવી એ શક્ય નથી. 'ઉનોદરતા' તપનું કારનું દેવાળું કાઢનારા અને પાછા એમાં ડહાપણ આદિ મનાવનારા અનશનિઓના, શુદ્ધ હેતુ માટે પણ ઘણી વાર શંકા પેદા થાય છે. અનશનિઓનો આહાર અધિક થાય એ સહજ છે, પણ આહાર કર્યા પછી કલાકો સુધી જેઓને બેચેની ભોગવવી પડે, ખાધેલુ પચાવવાને માટે ખાતાં ખાતાં અને તે પછી પણ ઔષધિઓનું આસેવન કરવું પડે, એ તો ખરેખર નિંદનીય જ બને છે. અનશનના સાચા ઉપાસકોએ, 'ઉનોદરતા' તપથી બેદરકાર રહેવું, એ ઘણું જ અહિતકર છે. અનશનને કલંકિત થતું અટકાવવાને માટે પણ, અનશનના ઉપાસકોએ ઉનોદરતાના ઉપાસક બનવું આવશ્યક છે. ઉનોદરતા તપનું આસેવન, અનશનને અલંકૃત કરનાર છે ઉનોદરતા તપના આસેવનમાં બેદરકાર બનેલાઓનું અનશન, ઘણી વાર ઘૃણાપાત્ર બને છે. પ્રયત્નશીલ બનાય તો, ઉનોદરતા તપનું આસેવન તો વિવેકી એવા સૌ કોઈને માટે શક્ય છે અને તે ઉત્તમમાં ઉત્તમ પરિણામને પણ લાવનારૂં છે.

દ્રવ્ય અને ભાવ ઉનોદરતા.

ઇચ્છાનિરોધ અને અનાહારદશાના ધ્યેયવાળાઓ જેમ અનશનની સાચી સાધના કરી શકે છે, તેમ જ ભાવથી ઉનોદરતાને કરવાને ઇચ્છતા આત્માઓ જ, વિહિત દ્રવ્ય ઉનોદરતાનું સાચું આસેવન કરી શકે છે ક્રોધાદિની ઉનોદરતાને

અનંત ઉપકારિઓ ભાવોનોદરતા તરીકે ફરમાવે છે ઉપકારિઓએ ફરમાવ્યુ છે કે–

' कोहाईणमणुदिण चाओ जिणवयणभवणाओ अ।
भावणोणोदरिआ पण्णत्ता वीअरागेहिं ॥ १ ॥"

આનુ તાત્પર્ય એ છે કે–શ્રી જિનેશ્વરદેવાના વચનની ભાવનાથી અહર્નિશ ક્રોધાદિકનો ત્યાગ કરવો, એને જ શ્રી વીતરાગ પરમાત્માઓએ ભાવથી ઉનોદરતા પ્રરૂપી છે આ ભાવ ઉનોદરતાના ધ્યેયને હૃદયસ્થ કરનારા આત્માઓ, કામોત્તેજક અને પરિણામે ક્રોધાદિ તરફ ઘસડી જનાર અધિક આહારના ત્યાગમા જ શ્રેય માનનારા હોય છે એટલે ભાવ ઉનોદરતાની લાલસાવાળા પુણ્યાત્માઓ, અવશ્ય ભોજનપાનની ઉણોદરતાના ઉપાસક બને છે ઉનોદરતા તપના ગુણો નિરવધિ છે આત્મહિતસાધક વસ્તુઓ હરેક રીતિએ ઉપકારક હોય છે અને આત્મહિતના અર્થી આત્માઓને માટે તો આત્મહિત જ મુખ્ય છે

[ ૫ ]

## વૃત્તિસંક્ષેપ

ભગવાન શ્રી મહાવીરદેવનો આત્મા સાચો વીર હતો, એને અંગે આપણે વિચારી રહ્યા છીએ કર્મના વિદારણ માટે તપશ્ચરણ, એ એક અમોઘ સાધન છે તપના મૂળ બે પ્રકારો છે એક બાહ્ય અને બીજો અભ્યન્તર એ બેના પણ છ છ ભેદો છે અને તેથી તપ બાર પ્રકારનો ગણાય છે અનશન, ઉનોદરતા, વૃત્તિસંક્ષેપ, રસત્યાગ, કાયક્લેશ

અને સંલીનતા,-એ બાહ્ય તપના છ પ્રકારો છે. આમાંથી આપણે અનશન અને ઉનોદરતાને અંગે વિચારી આવ્યા. હવે વૃત્તિસંક્ષેપ. 'ઉનોદરતા' તપના સાચા ઉપાસક આત્માઓને માટે, 'વૃત્તિસંક્ષેપ' નામનો આ તપ સુસાધ્ય બની જાય છે. 'વૃત્તિસંક્ષેપ' નામના આ તપની આરાધનાને માટે, મહામુનિઓ ગોચરીના સમ્બન્ધમાં અનેક પ્રકારના અભિગ્રહોને ધરનારા બને છે: કારણ કે-મુનિવરો કર્મનિર્જરા સાધવાને માટે બારેય પ્રકારના તપોનો જીવનમા યથાશકય અમલ કરવાને માટે ઉત્સાહિત હોય છે. ગોચરી સંબંધી દોષોથી બચવામાં પણ, આ તપ ખૂબ સહાયક નિવડે છે. અજ્ઞાનતા અને લાલસાના પ્રતાપે, 'પાત્રે પચ્ચખ્ખાણ'ની વાતો કરનારા બની ગયેલા મુનિઓ, આ 'વૃત્તિસંક્ષેપ' રૂપ તપના વૈરિઓ બની જાય છે. મહામુનિઓ તો, આ 'વૃત્તિસંક્ષેપ' નામના તપની આરાધના માટે દ્રવ્યથી, ક્ષેત્રથી, કાલથી અને ભાવથી વિવિધ પ્રકારના અભિગ્રહોને ધરનારા હોય છે. એ અભિગ્રહોના પ્રતાપે, વૃત્તિનો વિજય સહજ રીતિએ સધાઈ જાય છે અને એથી વૃત્તિનો વિજય સાધવાને ઈચ્છતા આત્માઓએ, આ 'વૃત્તિસંક્ષેપ' રૂપ તપના ખાસ ઉપાસક બન્યા રહેવું જોઈએ. તમે (ગૃહસ્થો) પણ આ તપની આરાધના માટે ભોજનની વસ્તુઓની અલ્પતા આદિના અનેકવિધ અભિગ્રહો ધારી શકો છો. ધર્મની આરાધના સુન્દર પ્રકારે કરી શકાય, એ માટે જ દેહપોષણને આવશ્યક માનનારા આત્માઓ, આ તપથી ઉદાસીન હોય, એ સંભવિત નથી. જેમ બને તેમ ઓછી વસ્તુઓથી જ ચલાવી

લેવાનો અભ્યાસ પાડવો જોઈએ અને તેમાં પણ ઉનોદરતાનો ખ્યાલ રાખવો જોઈએ. અનશનની અશક્તિના કારણે આહાર લેવો પડે, તો ય ઉનોદરતા, વૃત્તિસક્ષેપ અને રસત્યાગ આ ત્રણેય પ્રકારના તપોનો એકી સાથે અમલ કરવાને માટે ઉદ્યમશીલ બનવું જોઈએ બને તેટલો રસત્યાગ કરીને, ભોજન માટેની વસ્તુઓના સક્ષેપ માટે પ્રયત્ન કરવો અને એટલી પણ વસ્તુઓનું ભક્ષણ ઉનોદરતાના લક્ષ્યવાળા બનીને કરવું, કે જેથી અનશનની શક્તિ વધતી જ જાય. વાત એ છે કે-અશનને ન છૂટકે આચરવાની પ્રવૃત્તિ માનવી જોઈએ. અશનને ન છૂટકે આચરવાની પ્રવૃત્તિ મનાય, એટલે અશનની આસક્તિ છૂટે અને તેથી રસત્યાગ, વૃત્તિસક્ષેપ અને ઉનોદરતા સુસાધ્ય બની જાય આ વસ્તુ તરફ આજે કેટલાક મુનિઓની જેમ ધર્મપ્રેમી શ્રાવકોએ પણ કાળજીવાળા બનવાની જરૂર છે અને એમ થાય તો, આજે જેટલો તપ સામાન્ય પ્રકારે થઈ શકે છે, તેટલો પણ તપ આજના કરતા ઘણી જ વધારે સુન્દર રીતિએ દીપ્યા વિના રહે નહિ.

રસત્યાગ

વૃત્તિસક્ષેપ એ ત્રીજા પ્રકારનો બાહ્ય તપ છે, જ્યારે રસત્યાગ એ ચોથા પ્રકારનો બાહ્ય તપ છે. દુધ, દહી, તેલ, ઘી, ગોળ અને તળેલી વસ્તુઓ આદિની ગણના રસમા થાય છે. આ રસોનો પરિત્યાગ પણ કલ્યાણકામી આત્માઓ માટે અવશ્ય આચરણીય છે આ રસોનુ આસેવન આત્મા માટે કારમો અનર્થ કરનારૂ છે સાધુઓ માટે પણ આનો પરિ

ત્યાગ ભારપૂર્વક ઉપદેશાયેલો છે. વિકારની ભીતિના યોગે વિકારની સામગ્રીથી અલગ રહેતા એવા પણ મુનિને, વિગઈના નામથી ઓળખાતા આ રસો, પોતાના સ્વભાવથી પાયમાલ કરવાની હદ સુધી પણ પહોંચી જાય છે. થી આદિ વિગઈઓના અને વિગઈથી બનેલા પદાર્થોના રસમાં પડેલા આત્માઓને જાગૃત કરવાના ઈરાદાથી, વિગઈઓના સ્વરૂપને અને તેના પરિણામને દર્શાવતાં અનંત ઉપકારી મહાપુરૂષો ફરમાવે છે કે–"દુર્ગતિથી ડરનારો જે સાધુ વિગઈને અથવા વિગઈથી બનેલા પદાર્થને ખાય છે, તેને વિકૃતિ કરવાના સ્વભાવવાળી વિગઈ બલાત્કારથી દુર્ગતિમાં લઈ જાય છે." ઉપકારી મહાપુરૂષોની આ વાતને જો ધ્યાનમાં રાખવામાં આવે, તો એ વાત પણ સહેલાઈથી સમજી શકાય તેમ છે કે–"પરિણતિ રૂપ ધર્મવાળો મોહ, વિગઈના આસેવનથી ઉદયમાં આવે છે અને એ મોહનો ઉદય થયા પછી, સારી રીતિએ પણ ચિત્તનો જય કરવામાં તત્પર એવો પણ સાધુ, અકાર્યે કેમ ન વર્તે ?" અર્થાત્-ચિત્તજયમાં પ્રયત્નશીલ એવો પણ આત્મા, મોહના ફંદામાં, વિગઈના આસેવનથી સહજમાં ફસી જાય છે. મોહના ઉદયને આધીન થયેલો આત્મા અકાર્યમાં પ્રવૃત્ત થાય એ જેમ સ્વભાવિક છે, તેમ એવી રીતિએ અકાર્યમાં પ્રવૃત્ત થયેલો આત્મા દુર્ગતિગામી બને એ પણ સ્વાભાવિક જ છે. ઉપકારિઓ વિગઈ રૂપ રસોને કેવી દૃષ્ટિએ જૂએ છે, એ આ ઉપરથી સારામાં સારી રીતિએ સમજી શકાય તેમ છે. આટલું સમજાયા પછી પણ, જેઓ રસોના આસેવનમાં આનંદ માનીને તેમાં

રાચે-માચે છે, તે આત્માઓની મોહધીનતા કારમી છે, એમ જ માનવું રહ્યું વિના કારણ ઘી આદિ રસોનો ઉપભોગ કરતા મુનિઓને માટે, અનંત ઉપકારિઓની આ અજોડ હિતશિક્ષા છે. હિતશિક્ષા પણ યોગ્ય આત્માઓને માટે જ ઉપકારક નિવડે છે. જેઓએ એવી જાતિની યોગ્યતાનું દેવાળું કાઢ્યું છે અને જેઓ કારમી ધૃષ્ટતાના ઉપાસક બન્યા છે, તેઓ તો અનેક કલ્પિત નિમિત્તોથી, પોતાના રસાસેવનનો બચાવ જ કરવાના. ઉદરપીપણુ માટે કાયદાના ભણેલાઓ જે રીતિએ કાયદાનો ઉપયોગ કરે છે, એ જ રીતિનો શાસ્ત્રનો ઉપયોગ પણ રસગૃદ્ધ આત્માઓ કરવાના. અપવાદ માર્ગે સકારણ રસના સ્વીકારનું વિધાન કરતાં શાસ્ત્ર-વચનોને આધારે, જેઓ પોતાના રસોપભોગોનો બચાવ કરે છે, તેઓ તો સાધુના વેષમાં હોવા છતાં પણ, કારમી દુર્ગતિના જ ભોક્તા બને, એમાં આશ્ચર્ય જેવું પણ શું હોઈ શકે? રસત્યાગ, એ એવો તપ છે કે-જે રસના ઉપર કાબૂ રાખતાં શીખે તે ઘણી જ સહેલાઇથી સાધી શકે. આ તપ પ્રત્યે બેદરકારી કરનારાઓ તો તપના પ્રત્યે જ બેદરકાર છે, એમ માનવું એમાં કશું જ અધિક પડતું નથી. વિગઇઓનો ઉપભોગ, એ મોહના ઉદયનું પ્રબળ નિમિત્ત છે. મોહના ઉદયથી બચવા ઇચ્છતા મુનિઓએ તો વિગઈઓને વેશ્યાઓ જેવી માનવી ઘટે. વિશ્વમાં પણ જેમ વેશ્યાના પૂજારીઓ હરેક રીતિએ પાયમાલ થાય છે, એવી જ દશા વિગઈઓના પૂજારી બનેલા મુનિઓની પણ થાય છે. વિગઈઓના સાચા સ્વરૂપને દર્શાવનારા શાસનને પામવા છતાં

પણ, જો વિગઈઓની પૂજા જીવંત જ રહે, તો એના જેવી એક પણ કારમી કમનશિબી નથી. ગૃહસ્થોએ પણ આ 'રસત્યાગ' રૂપ તપનું યથાશક્તિ આસેવન કરવાને માટે ચૂકવા જેવું નથી. શ્રી જૈન શાસનના ઉપાસક ગૃહસ્થો પણ, મોક્ષને જ ધ્યેય રૂપ કરનારા હોવાથી, મોહના વૈરિઓ જ હોય છે. મોહના વૈરિઓ મોહને અવકાશ આપનારી વિગઈઓના ઉપાસક ન જ હોય. એટલે તમારે પણ વિગઈત્યાગના અભ્યાસી બનવું જોઇએ. સઘળી વિગઈઓનો પરિત્યાગ એકદમ ન બને, તો એક બે, ત્રણ, ચાર, પાંચ અને છના એમ ક્રમસર ત્યાગી બનવું જોઈએ. એ રીતિએ યથાશક્તિ કરાતા વિગઈત્યાગના પ્રતાપે, મોહને પણ ભાગવું જ પડશે અને મોહના ભાગવાથી શ્રી જિનશાસનની આરાધના ઉત્તમ પ્રકારે થઈ શકશે. બાહ્ય તપમાં આ ચોથા પ્રકારનો 'રસત્યાગ' નામનો તપ કઠિન છે, પણ કર્મનિર્જરાના અર્થી આત્માઓ જો બરાબર અભ્યાસી બને, તો સરલ અને સુંદર છે. અનશનિઓ ઉપર પણ વિજય મેળવી જનારો આ તપ છે અને અનશનને કરનારા પણ કેટલાકો, આ તપ આગળ નિર્માલ્ય બની જતા જણાય છે. વૃત્તિ ઉપર અંકુશ મૂકવામાં, આ તપ, ખરે જ સામ્રાજ્ય ભોગવે છે. આયંબીલના તપની એ જ કારણે આ શાસનમાં ઘણી મહત્તા અંકાય છે. નવીન આત્માઓને આયંબીલના તપમાં જોડવા ખાતર આજે અનેક વાનગીઓ બને છે, પણ વૃત્તિ ઉપર વિજય મેળવનારાઓ તો ઉત્કટ આયંબીલ, કે જેમાં વિગઈ અને ખટાશ આદિ વિનાના ખોરાકને ચાર આંગળ પાણી ઉપર રહે એ

રીતિએ પાણીમા એકમેક કરીને લેવામા આવે છે, તેવા જ આહારથી આયંબીલ કરવાના મનોભાવમા જ રક્ત રહેવું જોઈએ. એ રીતિના આચામ્લતપના ઉપાસકો 'રસ-પરિત્યાગ' નામના તપનુ આરાધન સુંદરમાં સુંદર રીતિએ કરી શકે છે.

કાયક્લેશ

'અનશન, ઉનોદરતા, વૃત્તિસંક્ષેપ અને રસપરિત્યાગ'– આ ચાર પ્રકારના બાહ્ય તપોની આચરણા જેટલી આવશ્યક છે, તેટલી જ 'કાયક્લેશ અને સંલીનતા' આ બે પ્રકારના અંતિમ બાહ્ય તપોની આચરણા પણ આવશ્યક છે. કાયા અભ્યાસ મુજબનુ કાર્ય આપી શકે છે ચચલ કાયા ઘણું જ નુકશાન કરનારી નિવડે છે, એ પણ નિર્વિવાદ છે એટલે આરાધના માટે એને અકુશમાં રાખવી ઘણી જરૂરી છે એ માટે ઉપકારિઓએ 'કાયક્લેશ' નામનો તપ વિહિત કર્યો છે. વીરાસન આદિ આસનોનુ કરવુ એ વિગેરે અને લોચાદિ કષ્ટનુ આસેવન, એને ઉપકારિઓએ 'કાયક્લેશ' નામના તપ તરીકે વર્ણવેલ છે શરીરની પુષ્ટિ માટે કરવામા આવતા વ્યાયામ આદિની ગણના આ તપમા નથી થતી, એ વાત સમજી લેવા જેવી છે અહીં તો મોક્ષની આરાધના માટે ઉપયોગી એવા આસનોના આસેવનને જ તપની ગણનામાં સ્વીકૃત કરેલ છે. અનત ઉપકારી પરમર્ષિઓ, કાયક્લેશ તપની મહત્તાનુ વર્ણન કરતા ફરમાવે છે કે-"વીરાસન તથા ઉત્કુટુક આસન આદિ અને લોચ આદિ કાયક્લેશ સસારવાસના નિર્વેદનો હેતુ છે વીરાસન આદિ આસનો

કરવામા કાયાનો નિરોધ, જીવોમા દયા પરલોકમતિ તથા અન્યોને બહુમાન,–એ ગુણો છે અને નિઃસંગતા, પશ્ચાત્કર્મ તથા પુરઃકર્મ દોષોનુ વિવર્જન, દુઃખસહપણુ અને નરક આદિની ભાવનાથી નિર્વેદ,–આ લોચના ગુણો છે ” મુક્તિની કામનાથી વીરાસન આદિના કરનારા મહર્ષિઓ, કાયા ઉપકારણૂ મેળવે છે, આ બીના તો હરકોઈની સમજમા આવી જાય એવી છે એ જ રીતિએ, આસન આદિના અભ્યાસિઓ કાયાને એક જ સ્થાને અને તે પણ સ્પષ્ટ રીતિના હલન–ચલન વિનાની રાખી શકતા હોવાથી, જીવોની દયાનુ પાલન પણ સાગમા સારી રીતિએ કરી શકે છે, એ પણ સહેલાઈથી સમજી શકાય તેમ છે મહાપુરુષોને આ રીતિનુ કાયદમન કરતા જોઈને, અનેક સુજ્ઞ આત્માઓને પરલોકની મતિ પેદા થાય છે, એમા પણ શકાને સ્થાન નથી અને આવા કાયદમનથી આત્મધ્યાનમા મસ્ત બનેલા મહર્ષિઓના દર્શનથી, અનેક ભદ્રિક અને વિવેકી આત્માઓના અતરમા બહુમાનભાવ જન્મે, એ પણ નિર્વિવાદ છે આસનોના આ ગુણોને સમજનાર અને કાયાની ચચલતાથી બચવા ઈચ્છનાર પુણ્યાત્મા, આવા પ્રકારના આસનો દ્વારા કાયાને પોતાના વાબામા આણીને, મુક્તિમાર્ગની આરાધનાને સહેલી બનાવવાનુ દુર્લક્ષ્ય ન કરે, એ તદ્દન સ્વાભાવિક વસ્તુ છે

<u>આવશ્યક ક્રિયા અને આજની સ્થિતિ</u>

પ્રસગ પામીને આ સ્થળે એ વાત પણ જણાવી દેવી આવશ્યક છે કે–આવશ્યક ક્રિયાઓ કરતી વેળાએ પ્રસગે

પ્રસંગે ઉભા થવા આદિની તથા પૂંજવા–પ્રમાર્જવા આદિની અને અનેક પ્રકારની મુદ્રા આદિને સાચવવાની ઉપકારિઓએ જે જે વિધિઓ ફરમાવેલી છે, તેની ઉપેક્ષા કરનારાઓ જો આ આસન આદિની લતમાં પડવા ઇચ્છતા હોય, તો સમજવું કે-તેઓ શરીરને કાબૂમાં લેવા આદિને માટે એ આસન આદિનો અભ્યાસ નથી કરતા, પણ શરીરની પૂજા માટે જ કરે છે. એવાઓની એવી ક્રિયાઓ કર્મક્ષયનું કારણ નથી, પણ કર્મબંધનું જ કારણ છે. આજે આપણી પ્રતિક્રમણ આદિની ક્રિયાઓમાં, ક્રિયા કરનારાઓની બેઠક આદિ જોઈએ, તો ખરેખર ગ્લાનિ થાય એમ છે. આજની આ વ્યાખ્યાનસભાની બેઠક પણ કેટલી તરેહવાળી અને હાસ્ય આદિને પેદા કરે એવી છે, એ પણ વિચારણીય છે. સઘળા ય વિધિ મુજબ જો આવશ્યક આદિ ક્રિયાઓ કરતા હોય, તો આ ક્રિયાઓ ગમે તેવા દુશ્મનને પણ બોધપાઠ આપનારી બની જાય એવી છે: પણ આજના પ્રમાદિઓના પનારે પડી ગયેલી આ ઉત્તમોત્તમ ક્રિયાઓ, નાદાનો માટે હાંસીપાત્ર બની રહેલી છે. આજના પ્રમાદિઓ ઉભા થાય તો ય ઉંટની માફક અને બેસે તો ય બીમારની માફક. બોલે તો ઉઘાડા મુખે, કાકની માફક યત્રકુત્રાપિ દૃષ્ટિને ફેરવતા અને કાંઈ પણ સંબંધ કે અર્થના ઉપયોગની પરવા વિના ! સાંભળનારાઓની વાત તો કરવી જ નહિ. કેટલાક હસતા હોય, તો કેટલાક ઉંઘતા હોય : કેટલાક વાતો કરતા હોય, તો કેટલાક મશ્કરી કરતા હોય : અને કેટલાક ક્રિયાને ડોળતા હોય, તો કેટલાક ઉપેક્ષાભાવે જ વિરાજ્યા હોય ! આવશ્યક

ક્રિયાઓની આ દશા કરનારાઓ, જો આસનની વાતો કરતા હોય, તો સમજી લેવું કે–તેઓને કાયકલેશ નામના તપની જરૂર નથી, પણ આ સંસારમાં રૂલાવનાર શરીરની સેવાની જ કેવળ જરૂર છે જે શ્રી જિનેશ્વરદેવનું શાસન આ કાયાની કારમી ચંચલતાને કાબૂમાં લેવા ખાતર વીરાસન આદિ આસનોનો અભ્યાસ કરવાનું ઉપદેશે છે અને એ દ્વારા જીવદયા આદિનું સુંદરમાં સુંદર રીતિએ પાલન કરાવવાને ઇચ્છે છે, તે જ શ્રી જિનશાસનના ઉપાસકો કર્મનિર્જરા માટે વિહિત કરેલી ક્રિયાઓનું પણ આવી ગ્લાનિ પેદા કરે એવી પદ્ધતિએ આસેવન કરે, એ કેટલું દુઃખદ છે? શ્રી જિનશાસનનો સેવક અને અનિયમિત કે શિસ્તહીન, એ વાત અશક્ય જેવી બની જવી જોઇએ શ્રી જિનશાસનનો સેવક વિહિત ક્રિયાઓમાં આળસુ આદિ અને નિષિદ્ધ ક્રિયાઓમાં ઉદ્ધત આદિ તેમજ શ્રી જિનશાસનનો સેવક ઉપકારક આચરણાઓમાં અનાદરવાળો અને અપકારક ક્રિયાઓમાં આ રવાળો, એ વસ્તુ શક્ય જ નથી. આથી સ્પષ્ટ છે કે–શ્રી જિન શાસનના નામે, સંસારમાં રૂલાવનાર આશ્રવને પોષનારી ક્રિયાઓને ઉપાદેય તરીકે વર્ણવવામાં મોજ માણનારાઓ, ખરે જ, બીચારા અને પામર છે. એવા પામરોના પ્રલાપો જેઓને રૂચે છે, તેઓ પણ પોતાની જાતની 'ગુરૂકર્મી' તરીકેની જાહેરાતને જ કરનારા છે

લોચની ઉપકારકતા

'લોચ' જેવી વસ્તુનું વિધાન કરનારા ઉપકારિઓ, એ દ્વારા પણ મુનિઓનું એકાંત હિત જ કરવાને ઇચ્છે છે

લોચ, એ એવી ઉમદા વસ્તુ છે કે—જો એને કર્મક્ષયમાં સહાયક માનીને ઉલ્લાસપૂર્વક આચરવામાં આવે, તો એ શરીર ઉપરની મમતાને છોડાવનાર છે. નિ:સંગતા ભાવની ખીલવટમાં એ પ્રબલ સહાયક છે. હજામના આવવા આદિના અને જવા આદિના એમ ઘણા ઘણા પૂર્વકર્મ અને પશ્ચાત્કર્મ દોષોથી તે બચાવી લે છે. દુ:ખ સહન કરવાની શક્તિ એના યોગે વૃદ્ધિને પામે છે અને એ સમયના દુ:ખે જો નરક આદિમાં રીબાતા જીવોના દુ:ખોની ચિંતા જન્મે, તો એ ચિંતાના પ્રતાપે સંસાર ઉપરનો નિર્વેદ પણ તીવ્ર બને છે. આમ અનેક પ્રકારે 'લોચ' રૂપ કાયકલેશ નામનો તપ પણ આત્મા માટે ખૂબ ખૂબ હિતકર છે. જે મુનિઓ શક્તિ હોવા છતાં પણ, આંખ આદિના કલ્પિત નિમિત્તોથી એ અતિ આવશ્યક કાયકલેશ રૂપ તપમાં શિથિલતા સેવે છે, તેઓ નિ:સંગતાના સાચા આસ્વાદથી વંચિત રહે છે, પુરઃકર્મ આદિ દોષોના ઉપાસક બને છે અને તેમની સહનશીલતા વધવાને બદલે ઘટતી જાય છે. લોચ કાંઈ એવી વસ્તુ નથી, કે જેને આ કાલના જીવો માટે અસહ્ય જ કહી શકાય. ચાર માસે, છ માસે કે અતિ વૃદ્ધ માટે બાર માસે કરાવવાની આ લોચની ક્રિયા, એ કાંઈ અતિ મુશ્કેલ વસ્તુ નથી. સર્વને માટે માથાના વ્યાધિને કરનારી કે આંખોના તેજનો નાશ કરનારી જ આ વસ્તુ હોત, તો ઉપકારિઓ એનું વિધાન જ ન કરત. આ કારણે, એવા કલ્પિત નિમિત્તોથી એવી ઉત્તમ ક્રિયાના આસ્વાદને નહિ જેવા શ્રમ ખાતર ગુમાવવો, એ મોક્ષકામી મુનિવરોને માટે ઉચિત નથી.

મુડાવા અને કતરાવાનો અપવાદ

આ લોચ રૂપ 'કાયક્લેશ' નામના તપની બાબતમા, ઉપકારિઓએ, મુડાવાનો અને કતરાવાનો અપવાદ પણ મૂક્યો છે મસ્તકમા જેઓને ગડગુમડ આદિ થયેલ હોય, તેઓ લોચ કરાવી શકે એવી સ્થિતિમા નથી હોતા, તો એવાઓ માટે કતરવાનો અપવાદ છે અને અતિ ગ્લાન આદિ અવસ્થામા સવત્સરી નજદિક આવતી હોય તો મુડનનો પણ અપવાદ છે કારણ કે-સવત્સરી પ્રતિક્રમણ સમયે ગૌરોમથી અધિક વાળ શિર ઉપર હોવા જ ન જોઈએ મસ્તક ઉપર ગડગુમડ આદિથી પીડાતા અને અતિ ગ્લાન જેવી દશાનો અનુભવ કરતા મહાત્માઓ, આ કતરવાના અને મુડાવાના અપવાદનુ આસેવન કરી શકે છે, પણ એ અપવાદનું આસેવન કરનાર મહાત્માઓને માટે તો જ્ઞાનિઓએ ફરમાવ્યુ છે કે-કતરાવનારે પદર પદર દિવસે કતરાવવા જોઈએ અને મુડાવનારે મહિને મહિને મુડન કરાવવુ જોઈએ કારણે જ વિધિપૂર્વક આ અપવાદનુ આસેવન કરનારાઓ પણ શ્રી જિનેશ્વરદેવના શાસનમા આરાધક બની શકે છે, પણ જેઓ વિના કારણે સુખશીલીઆ બનીને આ અપવાદોનું આસેવન કરે છે અને અણુજાણતા બચાવોને આચરે છે, તેઓ તો વિરાધકભાવના જ ઉપાસક બની જાય છે વળી મુડનના જ ઉપાસક બની બેઠેલા કેટલાકો-'તેઓ પોતે લોચ કરતા કે કરાવતા નથી પણ મુડન કરાવે છે' -એ વાતને છુપાવવાને માટે, છ છ માસ સુધી કેશોને વધાર્યે રાખે છે અને જેઓ મુડન પછી પણ લોચ કર્યો છે એવું

બતાવવાને માટે ચંદન આદિના લેપોનું અવિહિત આચરણ કરે છે, તેઓ તો કારમા વિરાધક બની જાય છે. આવો દમ્ભ શ્રી જિનશાસનના ઉપાસક મુનિમાં હોય, એ ખરે જ આ વિશ્વના અનેક આશ્ચર્યો પૈકીનું એક કારમું આશ્ચર્ય જ છે, પણ કર્મની ગતિ વિચિત્ર છે

ઇન્દ્રિયસંલીનતા :

'સંલીનતા' નામના છઠ્ઠા પ્રકારના બાહ્ય તપનુ વર્ણન કરતાં, અનંત ઉપકારી મહાપુરૂષો ફરમાવે છે કે-શ્રી વીતરાગ પરમાત્માઓએ ચાર પ્રકારની સલીનતા પ્રરૂપેલી છે. એક ઈંદ્રિયોને ઉદ્દેશીને, બીજી કષાયોને ઉદ્દેશીને અને ત્રીજી યોગોને ઉદ્દેશીને ! ચોથી સંલીનતા 'વિવિક્તચર્યા'ના નામથી ઓળખાય છે આ ચારેય પ્રકારની સંલીનતાઓ જાણવા યોગ્ય છે. 'ઇંદ્રિયસંલીનતા' એટલે ઇંદ્રિયોના સારા-નરસા વિષયો પ્રત્યે રાગ અને દ્વેષનો અભાવ. શ્રોત્ર આદિ પાંચ ઇંદ્રિયો, એના શબ્દ આદિ મુખ્ય પાચ વિષયો, એ જો અનુકૂળ મળે તો તેના ઉપર રાગ નહિ કરવો અને પ્રતિકૂળ મળે તો તેના ઉપર દ્વેષ નહિ કરવો, એ 'ઇંદ્રિયસંલીનતા' કહેવાય છે અનુકૂળ શબ્દાદિ વિષયોમાં રાગી બનવું અને પ્રતિકૂળ શબ્દાદિ વિષયોમાં રોષાયમાન બનવુ, એ ઇંદ્રિયોની આધીનતા છે. આવી આધીનતાને ભોગવનારાઓ, 'અનશન' આદિનું પણ આચરણ સાચી રીતિએ નથી કરી શકતા રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ અને શબ્દને પરવશ બનેલા પામરો, સંયમને સાધવામા સદાને માટે અશક્ત જ રહેનારા. ઈંદ્રિ

ચોની આધીનતાએ વિશ્વમા કેટલા અનર્થો મચાવ્યા છે, એનુ વર્ણન જગતના જીવોની આગળ કરવું, એ તો માતા સમક્ષ મોસાળનું વર્ણન કરવા જેવું છે ઉપકારિઓ તો, ભવથી ભયભીત બનેલા અને મોક્ષની આકાક્ષાથી ઓતપ્રોત બનેલા જીવોને ઉદ્દેશીને ફરમાવે છે કે–

"बिभेषि यदि संसारात्, मोक्षप्राप्तिं च काङ्क्षसि ।
तदिन्द्रियजयं कर्तुं, स्फोरय स्फारपौरुषम् ॥ १ ॥"

એટલે કે–હે દુઃખદ્વેષી અને સુખાકાંક્ષી જીવ! જો તું સંસારથી ભય પામતો હો અને મોક્ષપ્રાપ્તિને અભિલષતો હો, તો ઇદ્રિયોનો જય સાધવાને માટે તારા વિશાળ પુરૂષાર્થને તુ સ્ફુરાયમાન કર!

<u>કષાયસંલીનતા :</u>

બાહ્ય તપના 'સંલીનતા' નામના અતિમ પ્રકારના ભેદના, ચાર ભેદો પૈકીનો પ્રથમ ભેદ જેમ 'ઇદ્રિયસંલીનતા' છે, તેમ બીજો પ્રકાર 'કષાયસંલીનતા' છે. આ બીજા પ્રકારના સ્વરૂપને વર્ણવતા અનંત ઉપકારી પરમર્ષિઓ ફરમાવે છે કે–આ શ્રી વીતરાગ પરમાત્માના શાસનમા કષાયસંલીનતા એ કહેવાય છે કે–કષાયોના ઉદયનો નિરોધ કરવો અથવા ઉદયને પ્રાપ્ત થયેલા કષાયોને નિષ્ફળ કરવા. ક્રોધ, માન, માયા અને લોભ રૂપ કષાયોની વિષમતાને સમજનારાઓ, એ સમજી શકે તેમ છે કે–એના ઉદયથી કેવું પરિણામ આવે છે? શ્રી વીતરાગદેવનુ શાસન તો ફરમાવે છે કે–કષાયો જ આ દુઃખમય સંસારનું મૂળ છે કષાયોની આ પ્રકારની વિષમ-

તાને સમજનારા પુણ્યાત્માઓ, પ્રથમ તો કષાયોને ઉદયમાં આવતા જ અટકાવવાનો પ્રયત્ન કર્યા કરે છે અને તેમ છતાં પણ કદાચ કષાયો ઉદયમાં આવી જાય, તો તેને નિષ્ફલ બનાવવાને માટે બનતું કરવામાં પાછી પાની કરતા નથી. કષાયોને ઉદયમાં આવતા અટકાવવાનો પ્રયત્ન-એ જેમ કષાયોની સંલીનતા છે, તેમ એવો પ્રયત્ન ચાલુ છતાં કદાચ કષાયોનો ઉદય થઈ જાય, તો એનો અમલ ન થવા દેવો, એ પણ એક પ્રકારની 'કષાયસંલીનતા' જ કહેવાય છે.

યોગસંલીનતા

'સંલીનતા'નો ત્રીજો પ્રકાર છે-'યોગસંલીનતા!' યોગસંલીનતાનું વર્ણન કરતાં, ઉપકારિઓ ફરમાવે છે કે-મન, વચન અને કાયાના અપ્રશસ્ત વ્યાપારોનો નિરોધ: કુશલ મન, વચન અને કાયાના વ્યાપારોનું ઉદીરણ: તથા મોક્ષમાર્ગની સાધના રૂપ કાર્યમા વિધિપૂર્વક ગમન. એનું નામ યોગસલીનતા છે મન, વચન અને કાયાને સર્વથા રોકી લેવામાં જ યોગોની સંલીનતા શ્રી વીતરાગદેવના શાસનમાં નથી મનાતી, એ વાત આ ઉપરથી તદ્દન સ્પષ્ટ થઈ જાય છે. મનની, વચનની કે કાયાની અશુભ પ્રવૃત્તિને રોકી દેવી-એ યોગોની સંલીનતામા આવે છે, પણ મન, વચન અને કાયાની શુભ પ્રવૃત્તિને રોકવી, એ યોગસલીનતામાં નથી આવતું. ઉપકારિઓ તો ઉપરથી એમ પણ ફરમાવે છે કે-મન, વચન અને કાયાને કુશળ વ્યાપારોમાં પ્રવર્તન કરાવવુ તથા મોક્ષમાર્ગની આરાધના માટે અવશ્યક ગણાતાં

કાર્યોમાં અનંતજ્ઞાનિઓની આજ્ઞા મુજબ મન, વચન અને કાયાથી કામ લેવુ, એ પણ યોગોની સલીનતા જ છે

વિવિક્તચર્યા

હવે 'સલિનતા' નામના તપનો ચોથો પ્રકાર છે–'વિવિક્તચર્યા.' આ 'વિવિક્તચર્યા'નું વર્ણન કરતા, પરમોપકારી પરમર્ષિઓ ફરમાવે છે કે–"સ્ત્રી, પશુ અને પંડક-નપુસકથી રહિત એવા આગમ અને ઉદ્યાન આદિમા જે સ્થાન કરવું અને એષણીય ફલક આદિનુ જે ગ્રહણ કરવું, તે વિવિક્તચર્યા કહેવાય છે." આથી સમજી શકાશે કે–મુનિવરો માટે એવા જ સ્થાનોમાં રહેવાની આજ્ઞા છે, કે જ્યાં સ્ત્રીઓ, પશુઓ અને નપુસકોનો ઉપદ્રવ ન હોય. નૈષ્ઠિક બ્રહ્મચર્યના નામે જેઓ સ્ત્રીઓ સાથેના સહવાસનો પક્ષપાત કરે છે અને નવ વાડીઓ કે જે બ્રહ્મચર્યની રક્ષા માટે અનંત ઉપકારિઓએ વિહિત કરી છે–એને બીનજરૂરી તરીકે વર્ણવે છે, તેઓ અજ્ઞાન અને અનાચારની મૂર્તિઓ હોવા સાથે, મહાપુરૂષ તરીકે પંકાવાના કોડમા જ જીવનની પાયમાલીના પંથે જ વિહરનારા છે. એવાઓ આડમ્બરી વાતોથી જ જગતના ભદ્રિક જીવોનું ધર્મજીવન હરી લેવામાં જ સ્વપરનુ કલ્યાણ સમજનાર છે સાચા શાસ્ત્રો પ્રતિની શ્રદ્ધાનો સંહાર કર્યા વિના, એવાઓનું ડિંડિમ વાગી શકે તેમ નથી એવાઓ ધર્મનો અપલાપ કરીને અને કૃત્રિમ ધર્મની નોબતો ગગડાવીને જ જીવનાર હોય છે પોતાની મહત્તાને કોઇ પણ રીતિએ વધારવી, એ જ એવાઓનું

જીવનધ્યેય હોય છે. દાંભિકતાભર્યાં આડમ્બરો કરવાની કળામાં એવાઓ કુશળ હોય છે અને એથી મેલી મુત્સદ્દીગીરીમાં જ મહાત્માપણું બતાવી જગતને એવાઓ મુંઝવે છે. સાચા મહાપુરૂષો તો સ્ત્રી, પશુ અને નપુંસકાદિના ઉપદ્રવથી રહિત સ્થાને જ વાસ કરવાનુ પસંદ કરે છે અને તેમ છતાં પણ જો કદાચ વિચિત્ર સંયોગો ઉપસ્થિત થઈ જાય, તો તેમાંથી અણીશુદ્ધ પાર ઉતરવાનો જ પ્રયાસ સેવે છે.

આભ્યંતર તપના છ પ્રકારો:

આ રીતિએ આપણે 'અનશન, ઉનોદરતા, વૃત્તિસંક્ષેપ, રસપરિત્યાગ, કાયક્લેશ અને સંલીનતા'–આ છ પ્રકારના બાહ્ય તપોનું બહુ જ ટૂંકમાં વર્ણન કર્યું હવે આપણે પ્રાયશ્ચિત્ત આદિ છ પ્રકારના આભ્યંતર તપોના સ્વરૂપને પણ એ જ રીતિએ ટૂંકમાં વિચારીએ 'અનશન' આદિ છ પ્રકારના તપો એ જેમ બાહ્ય તપ કહેવાય છે, તેમ 'પ્રાયશ્ચિત્ત, વિનય, વૈયાવચ્ચ, સ્વાધ્યાય, ધ્યાન અને ઉત્સર્ગ'–આ છ પ્રકારના તપો, એ આભ્યંતર તપ કહેવાય છે.

પ્રાયશ્ચિત્ત લેનાર સરલ જોઇએ:

આભ્યંતર તપના પ્રથમ પ્રકારનો, બે પ્રકારે અર્થ કરીને, ઉપકારિઓ વર્ણવે છે કે–જે કારણથી પાપને છેદે છે તે કારણે તેને 'पायच्छित्त' કહેવાય છે અથવા જે કારણે ચિત્તને પ્રાયઃ કરીને શોધે છે, તે કારણે 'पच्छित्तं' કહેવાય છે. આથી સ્પષ્ટ થાય છે કે–'પ્રાયશ્ચિત્ત' નામનો આભ્યંતર

તપનો આ પ્રથમ પ્રકાર, આત્માને લાગેલ પાપનો નાશ કરનારો છે અથવા તો પાપના વિચાર આદિથી મલિન થયેલ ચિત્તની શુદ્ધિને કરનારો છે પ્રમાદાદિથી થયેલ પાપની શુદ્ધિને માટે અથવા તો પાપના શલ્યથી મુઝાતા ચિત્તને સાચી રીતિએ સુસ્થ બનાવવાને માટે, આ તપ અતિશય આવશ્યક છે આ તપની આચરણાને માટે, જ્ઞાનિઓએ પણ બાળની જેમ સરલ બનવુ પડે છે એવા બાળભાવને પામ્યા વિના, આ તપનુ સાચુ આરાધન શકય નથી ખ્યાતિ આદિ માટે નાના નાના દોષોનુ પ્રાયશ્ચિત્ત લેનારા અને મહાપાપોને ગોપવી રાખનારા, આ તપની આશાતના કરીને, પાપના ક્ષયને સાધવાને બદલે, ઘોર પાપને બાધનારા જ બને છે તેમજ હૃદયની સ્વસ્થતા મેળવવાને બદલે, જો તેઓ પાપ આદિને માનનારા હોય છે, તો તેઓ પાપના કારમા શલ્યથી હૃદયની કારમી વિહ્વલતામા જ જીવન પસાર કરે છે એ જ કારણે, તેઓ પોતાના મરણને અસમાધિમય બનાવીને મોટે ભાગે દુર્ગતિના ભોક્તા બની જાય છે આ તપની આરાધનાને માટે ગભીર ગીતાર્થ ગુરૂવરના ચરણે મસ્તક સ્થાપીને, હૃદયપૂર્વક પાપના સાચા એકરારની આવશ્યકતા છે સાચા હૃદયપૂર્વકના એકરાર વિના, 'પ્રાયશ્ચિત્ત' નામના તપની સાચી આરાધના શકય જ નથી કોઈને હલકા પાડવાને માટે અને પોતાની મહત્તાને સ્થાપવાને માટે દમ્ભપૂર્વક પ્રાયશ્ચિત્તને લેનારા, એ તો 'પ્રાયશ્ચિત્ત' નામના તપની આરાધના નહિ પણ વિરાધના જ કરનારા છે

## પ્રાયશ્ચિત્ત દેનારની ગંભીરતા:

આ 'પ્રાયશ્ચિત્ત' નામના આભ્યંતર તપની આરાધના કરનારાઓને બાલ જેવા સરલ બનવાનું ફરમાવનાર શ્રી જિનશાસન, પ્રાયશ્ચિત્ત આપનારા ગીતાર્થ ગુરૂને સાગર કરતાં ય વધુ ગંભીર બનવાનું ફરમાવે છે. પ્રાયશ્ચિત્ત આપનારા ગીતાર્થ સદ્‌ગુરૂઓ દયાના સાગર હોવા સાથે પાપિઓનાં પાપોને પચાવવાને માટે પણ સાગર જેવા હોવા જોઇએ. પ્રાયશ્ચિત્ત લેનારના પાપને જાણનારા સદ્‌ગુરૂઓ, પ્રાયશ્ચિત્ત લેનારને એક પ્રેમાળ માતા–પિતા કરતાં ય અધિક પ્રેમાળ લાગવા જોઈએ. સંસારસાગરના નિર્યામક સદ્‌ગુરૂ જો અગંભીર બની જાય, તો એના માટે પણ શ્રી જિનશાસને ભયંકર સંસાર રૂપ દંડ ફરમાવ્યો છે. અર્થાત્–'પ્રાયશ્ચિત્ત' નામના તપથી ઊપરવા બનેલા શિષ્યો જેમ સાધુપણાને પામવા છતાં પણ સંસારમા રૂલી જાય છે, તેમ તુચ્છ હૃદયના બનેલા ગુરૂઓ પણ ગુરૂતાને પામવા છતાં, પોતાની સ્વપરહિતઘાતક અગંભીરતાના યોગે, આ ભીષણ સંસારસાગરમાં ડૂબી જાય છે.

## રાજશાસન અને શ્રી જિનશાસન

આવી સુંદર મર્યાદાનો અમલ શ્રી જિનશાસનમા વિદ્યમાન છે, એનો જ પ્રતાપ છે કે–ભયંકર ગૂન્હાના કરનારાઓ પણ હૃદયની સાચી નમ્રતા સાથે, અશ્રુપૂર્ણ નેત્રે, પોતાનાં ખૂણાંમાં છૂપા પણ પાપોના એકરારને કરી, આજીવન પાપ વિનાના બની, આ સંસારસાગરને તરી જાય છે. રાજશા

સન જેવું કડક શાસન પણ, પાપિઓ પાસે પાપના એકરાર કરાવવામા અને પાપિઓને હૃદયપૂર્વક નિષ્પાપ બનાવવામા નિષ્ફળ નિવડયું છે, ત્યારે કોમળમા કોમળ એવુ પણ શ્રી જિનશાસન, પાપિઓને સહૃદયતાપૂર્વક પાપોના ઈકરાર કરતા બનાવી, સાચા નિષ્પાપ બનાવવાનુ સૌભાગ્ય ભોગવે છે

આમ રાજાનો પ્રસંગ.

શ્રી જિનેશ્વરદેવના શાસનની પ્રાયશ્ચિત્તની પ્રણાલિકા ખરે જ અજોડ છે. પાપમય સસારમા પાપી અનેલા આત્માઓ પ્રત્યે શ્રી જિનશાસન ક્રૂર નથી, પણ મહા દયાલુ છે 'પાપિઓને શિક્ષા જ કરવી જોઈએ, પાપિઓને હદ્દપાર જ કરવા જોઈએ, પાપિઓને નામશેષ જ કરવા જોઈએ.'—આવી આવી આજ્ઞાઓ, શ્રી જૈન શાસન નથી કરતુ ધર્મનાશક આદિ પાપાત્માઓને માટે, શ્રી જૈન શાસને જો કે કડકમા કડક આજ્ઞા કરી છે, છતા એમા પણ એવા પાપાત્માઓના આત્માને માટે તો હિતબુદ્ધિનો અને ભાવદયાનો ઝરો જ વહાવ્યો છે. અજ્ઞાન શાસનોના ઘાતકી શાસનોથી બચાવનારૂં જગતમા કોઈ પણ શાસન હોય, તો તે એક શ્રી જૈન શાસન જ છે. આમ રાજા જેવા એક રાજાના, ચંડાલ સ્રી સાથે ભોગ કરવાના અભિલાષ રૂપ પાપના પ્રાયશ્ચિત્ત માટે, તપાવેલી લોઢાની પુતલી સાથે આલિંગન કરીને બળી મરવાની આજ્ઞા કરનારા કુગુરૂઓની અજ્ઞાનતાને પ્રગટ કરી, આમરાજાને એવી રીતિના આત્મઘાતથી બચાવવાનો ઉપકાર, શ્રી જૈન શાસનના સાચા પ્રભાવક આચાર્યભગવાન શ્રીમદ્ બપ્પભટ્ટીસૂરીશ્વરજી મહા

રાજા જ કરી શકયા છે. ખરે જ, કોઈ પણ વસ્તુનું સાચું અને સર્વાંગસંપૂર્ણ નિરૂપણ શ્રી જૈન શાસન જ કરી શકે છે આમ હોવા છતાં પણ, શ્રી જૈન શાસન કારમા મિથ્યાત્વથી બચેલા આત્માઓને જ રૂચી શકે છે શ્રી જૈન શાસનની પ્રાયશ્ચિત્ત સંબંધીની અને બીજી પણ અનેક મહત્તાઓને સમજવા છતાં પણ, આમ રાજાને પૂર્વના મિથ્યા સંસ્કારોથી શ્રી જૈન શાસન પ્રત્યે જીવનની અંતિમ ક્ષણો આવે ત્યાં સુધી સંપૂર્ણ રૂચિ નથી જન્મી આમ છતાં પણ, રાજાની યોગ્યતા જણામાથી આચાર્યભગવાન શ્રીમદ્ બપ્પભટ્ટીસૂરિજીએ, અંત સુધી પણ ઉપકાર કરવાની વૃત્તિને તજી નથી અને અંતે તે રાજાને શાસનનો સાચો આરાધક બનાવીને, આ સંસારસાગરથી તેનો નિસ્તાર કર્યો છે

## પ્રાયશ્ચિત્તના દશ પ્રકારો

આ પાપમય સંસારમાં પાપી બનેલા એવા પણ આત્માઓના ઉદ્ધારનું સાચું કાર્ય, શ્રી જૈન શાસન જ બજાવી શકે તેમ છે આ પ્રાયશ્ચિત્તનું વિધાન પણ, શાસનના આરાધકો દ્વારા પણ થઈ જતા પાપથી, તેઓનો બચાવ કરવાને માટે જ છે જેઓ આ વિધાનનો દુરૂપયોગ કરે છે, તેવા પાપાત્માઓનો આ સંસારથી નિસ્તાર, ખરે જ દુષ્કર બને છે આ 'પ્રાયશ્ચિત્ત' નામના તપને શાસ્ત્રે અનેક વિભાગોમાં વહેંચ્યો છે આલોચના આદિ દશ એના પ્રકારો છે આ દશ પ્રકારોનું મુખ્ય રીતિએ સાધુઓને ઉદ્દેશીને વર્ણન કર્યું છે આમ આપણું આ શાસન નિર્ગ્રંથપ્રધાન હોઈ, એમાં

લગભગ સઘળાં ય વિધાનો મુનિઓને માટે કરીને, ઘટિત રીતિએ શ્રાવકોને માટે પણ ઉપયોગમા લેવાનો વિધિ છે

છેદ, મૂલ, અનવસ્થાન અને પારાંચિત :

'પ્રાયશ્ચિત્ત' નામના તપના આલોચના આદિ દશ પ્રકારોમાના અંતિમ ચાર પ્રકારો–'છેદ, મૂલ, અનવસ્થાન અને પારાંચિત'–ભયંકર છે. એમાના પણ અંતિમ 'અનવસ્થાન અને પારાંચિત'–આ બે વિચ્છેદને પામેલા છે 'છેદ અને મૂલ'નો ઉપયોગ પણ દેશ, કાલ, વિરાધના અને વ્યક્તિ આદિને જોઈને ખૂબ જ કાળજી પૂર્વક કરવાનો છે વ્રતનો કારમી રીતિએ ઘાત કરનારાઓને માટે, તેઓના દીક્ષાપર્યાયનો અને ધર્મપર્યાયનો અહોરાત્ર આદિથી માંડીને વર્ષો સુધીનો છેદ કરવાની આજ્ઞા છે. જેઓ છેદથી પણ નિર્દોષ ન બની શકે, એવાઓને પુન દીક્ષા અગર પુન ધર્મનુ આરોપણ ફરી 'મૂલ' નામના પ્રાયશ્ચિત્તનો અમલ કરવાની આજ્ઞા છે આ બે પ્રાયશ્ચિત્તોનો અમલ યોગ્ય આત્માઓને માટે જ છે, પણ અયોગ્ય આત્માઓને માટે નથી આ બે પ્રાયશ્ચિત્તોનો યથેચ્છ ઉપયોગ કરનાર, કોઈના ઉદ્ધારને બદલે અધ પાત કરનાર હોઇ, મોટે ભાગે સ્વપરહિતના કાર્યમા સંહારક જ બને છે

આલોચના, પ્રતિક્રમણ અને મિશ્ર :

પ્રથમના 'આલોચના' આદિ છ પ્રકારના પ્રાયશ્ચિત્તો પૈકીનાં પ્રથમના ત્રણ પ્રાય નિરંતર ઉપયોગમા આવનારા છે. સાધુઓ અવશ્ય કરણીય ભિક્ષાચર્યા આદિ કરે એમા કોઈ

અપરાધ નથી, પરન્તુ તે જે સાતિચાર રીતિએ કરેલ હોય તે રીતિએ ગુરૂ આગળ તેનું પ્રકાશન અવશ્ય કરવુ જોઈએ એ નહિ કરવામા ગુરૂનો અવિનય પણ થાય છે. એ કારણે, ભિક્ષાચર્યા આદિ જે કરેલ હોય તે જે રીતિએ કરેલ હોય, તે ગુરૂ આગળ પ્રકાશિત કરવુ, એનુ નામ આલોચના છે. આ કરવાથી, એક તો અવિનય થતો અટકે છે અને બીજુ એમા કોઈ દોષ થયો હોય અને કરનારના ખ્યાલમાં ન આવ્યો હોય, તો તેનો તેને ગુરૂ ખ્યાલ આપે, એ પણ મહા ગુણ છે બીજુ 'પ્રતિક્રમણ' નામનું પ્રાયશ્ચિત્ત તેને કહેવાય છે, કે જે પાપની શુદ્ધિ માત્ર 'મિચ્છા મિ દુક્કડં' હૃદયપૂર્વક બોલવાથી થાય છે પ્રમાદાદિકથી સમિતિ અને ગુપ્તિનુ વિરાધન થઈ જાય અને એ વિરાધનામાં ખાસ કોઈ મોટો અપરાધ ન થયો હોય, તો એ પાપની શુદ્ધિ 'મિચ્છા મિ દુક્કડં' દેવાથી થાય છે. જે અપરાધમા 'આલોચના અને પ્રતિક્રમણ' આ બન્ને પ્રકારના પ્રાયશ્ચિત્તોનો ઉપયોગ કરવો પડે, એનુ નામ 'મિશ્ર' નામનુ પ્રાયશ્ચિત્ત કહેવાય છે. એકેંદ્રિય આદિ જીવોનો સંઘટ્ટો આદિ થઈ ગયેલ હોય, એમાં આ 'આલોચના અને પ્રતિક્રમણ' આ ઉભયના ઉપયોગ રૂપ 'મિશ્ર' એવા નામથી ઓળખાતા પ્રાયશ્ચિત્તનો ઉપયોગ કરવો પડે છે ગુરૂને જણાવવાપૂર્વક મિચ્છામિ દુક્કડં દેવાથી, એવા પાપની શુદ્ધિ થઈ શકે છે

વિવેક

પ્રાયશ્ચિત્તનો ચોથો પ્રકાર 'વિવેક' નામનો છે. વિવે-

કનો અર્થ પારિષ્ઠાપના એટલે વિધિપૂર્વક ત્યાગ કરવો એ છે. એવો ત્યાગ દોષિત વસ્તુઓનો કરવાની આજ્ઞા છે. શુદ્ધ જાણીને આહારાદિ લીધો, પણ એ દૂષિત છે એમ જાણ્યા બાદ એનો પરિત્યાગ કરવો, એ જ એનું પ્રાયશ્ચિત્ત છે. એ પરિત્યાગ ઉપકારિઓએ ફરમાવેલ વિધાન મુજબ કરવાનો છે અને એ કરવો, એનુ નામ 'વિવેક' નામના પ્રાયશ્ચિત્તનો અમલ ગણાય છે: એટલે એનો પ્રસંગ તો જ્યારે એવું બને ત્યારે આવે છે.

કાયોત્સર્ગ :

પ્રાયશ્ચિત્તનો પાંચમો પ્રકાર છે–'કાયોત્સર્ગ.' આનો ઉપયોગ અનેક કારણોએ કરવામા આવે છે. વિહારમા માર્ગે આવતી નદી અનંતજ્ઞાનિઓની આજ્ઞા મુજબ વિધિપૂર્વક ઉતરનાર મુનિને, નદી ઉતર્યા પછી કાયોત્સર્ગ કરવાનો વિધિ છે. આ જ રીતિએ, વિધિના ઉપયોગમાં પણ થયેલ પાપની શુદ્ધિને માટે, આ પાંચમા પ્રકારના પ્રાયશ્ચિત્તનો ઉપયોગ થાય છે આનો ઉપયોગ જો આજ્ઞા પ્રત્યેના બહુમાનપૂર્વક અને થઈ ગયેલા પાપની શુદ્ધિને માટે કરવામા આવે, તો જરૂર અનુપયોગ આદિથી થઈ ગયેલ પાપની શુદ્ધિ થાય છે.

તપ

હવે પ્રાયશ્ચિત્તનો બાકી રહેલ છટ્ઠો પ્રકાર 'તપ' નામનો છે જે પાપની શુદ્ધિ 'આલોચના' આદિ પાંચે પ્રકારોથી શક્ય નથી, તે પાપની શુદ્ધિને માટે, આ છટ્ઠા

પ્રકારના પ્રાયશ્ચિત્તની આજ્ઞા છે. આ પ્રાયશ્ચિત્તમાં ગુરૂ જે તપ આપે એ કરવાનો હોય છે. થયેલ પાપનું ગુરૂ આગળ નિવેદન કરવાથી, તેઓ જો એની શુદ્ધિ તપ વિના ન જાણે, તો છેદગ્રન્થાનુસાર કે જીતકલ્પાનુસાર તપ આપે. એ તપને શુદ્ધ ભાવના અને બહુમાનપૂર્વક આચરવાથી આ પ્રાયશ્ચિત્તના પ્રકારનુ પાલન થાય છે અને એના પ્રતાપે આત્માની લાગેલ પાપથી શુદ્ધિ થાય છે.

સૂત્રવાચના :

આ 'પ્રાયશ્ચિત્ત' નામના પ્રથમ પ્રકારના આભ્યંતર તપનું વર્ણન અનેક છેદસૂત્રોમા છે. છેદસૂત્રો સિવાયનાં શાસ્ત્રોમા પણ એના માટેનાં ટૂંકાં ટૂંકાં વર્ણનો અને સૂચનો છે. આત્મ શુદ્ધિના પ્રકારોને બતાવતા આ તપનુ વર્ણન સામાન્ય નથી. આ તો માત્ર એક આછો ખ્યાલ આવે એવું નહિ જેવું જ વર્ણન છે આનું વર્ણન કરતાં શાસ્ત્રોને પણ પરિણત આત્માઓ જ પચાવી શકે છે. પરિણત આત્માઓને આ સૂત્રોની વાચના આપતા ગુરૂ માટે પણ શાસ્ત્રે જબ્બર વિધાન કર્યું છે અયોગ્ય આત્માને અયોગ્ય રીતિએ આ શાસ્ત્રોની વાચના આપનાર પોતે વિરાધક બને છે અને બીજાને વિરાધક બનાવે છે જો કે પ્રત્યેક શાસ્ત્રને માટે યોગ્યને જ યોગ્ય ગણ્યા છે અને વિધિ મુજબ યોગ્યને જ વાચના આપવાનું ફરમાન છે, પણ આ શાસ્ત્રો માટે તો ખૂબ જ સાવધાની રાખવાની છે ઉપકારિઓની આજ્ઞા તરફ બેદરકાર રહેનારા આત્માઓની ઉન્નતિ આ શાસન માન્તું નથી. આ તપનો જરૂરી ખ્યાલ શ્રી આવશ્યક

વિવરણ આદિમાં આપ્યો છે. એના અભ્યાસ દ્વારા શ્રાવકો પણ એનો ભાવાર્થ સમજવાનો પ્રયત્ન કરી શકે છે, પણ વર્ત્તમાન સમયમાં શ્રાવકોએ ધાર્મિક અભ્યાસ તરફ દુર્લક્ષ્ય જ કર્યું છે અને જેઓ વર્તમાનમાં અભ્યાસી બન્યા છે, તેઓમાં મોટો ભાગ સ્વચ્છન્દી હોઈ, આજ્ઞા વિરૂદ્ધ અભ્યાસ કરનારો બનેલો હોવાના કારણે, શ્રદ્ધા આદિથી પરવારી બેઠો છે. જે ગૃહસ્થો પોતા માટે હિતબુદ્ધિથી ઉપકારિઓએ નિષિદ્ધ કરેલ સૂત્રોના અભ્યાસમાં જ ઉદય માને છે, તેઓ જ્ઞાનના ઉપાસક નથી પણ મોટા વ્યસની છે એ અહિતકર વ્યસનના પ્રતાપે, તેઓ સાચા જ્ઞાનથી વંચિત બનીને કારમા અહિતને સાધનારા બને છે. ગુરૂમુખે શાસ્ત્રશ્રવણ કરવાની આજ્ઞા છે અને તે મુજબ શ્રવણ કરે તો તેઓ ઘણું સાધી શકે, પણ એ રીતિનું આજ્ઞાપાલન ભાગ્યવાનો જ કરી શકે છે.

<u>વિનયગુણ અને આજની સ્થિતિ:</u>

આભ્યંતર તપના બીજા પ્રકાર તરીકે 'વિનય' નામનો તપ આવે છે. ધર્મના મૂલ તરીકે ગણાતો વિનય, એ પણ આભ્યન્તર તપ છે શ્રી જિનેશ્વરદેવના શાસનમાં વિનય તરીકે તેને જ ઓળખાવાય છે, કે જેના દ્વારા આઠે પ્રકારનાં કર્મોનો નાશ કરી શકાય. સ્વાર્થને વશ દાક્ષિણ્યપણાથી બતાવાતી નમ્રતા, એને શ્રી જિનેશ્વરદેવના શાસનમાં વિનયનું સ્થાન નથી મળતું: એટલું જ નહિ પણ, એવી નમ્રતાને તો શ્રી જિનેશ્વરદેવના શાસને નિષેધેલી છે. શ્રી જિનેશ્વરદેવોનુ શાસન વિનયને ધર્મના મૂલ તરીકે, ગુણ માત્રના કારણ

તરીકે અને સઘળાં ય કલ્યાણોના ભાજન તરીકે વર્ણવે છે. આવા ઉત્તમ કોટિના વિનય રૂપ તપનું આસેવન સ્વચ્છંદી, સ્વેચ્છાચારી અને ઉચ્છૃંખલો માટે અશક્ય છે પોતાની બુદ્ધિના જ મદમા છકેલા આત્માઓ, આ વિનયની ઉપાસનાને માટે લાયક જ હોતા નથી વિનય એવો ગુણ છે કે—જો એ આત્મામાં આવી જાય, તો આ સંસારસાગરનો નિસ્તાર હાથવેંતમા જ છે. કમનશિબી તો એ છે કે—આજના ભણેલા ઓમાના ઘણાઓ આ ગુણનું દેવાળું કાઢી બેઠા છે. પેટ માટે વિદ્યાના ભણનારા અને જગતમાં આગળ આવવાના જ હેતુથી વિદ્વાન બનેલા જગતમાં જેમ શ્રાપ રૂપ છે, તેમ આત્મલક્ષ્ય રૂપ અધ્યાત્મદૃષ્ટિ વિનાના તથા કેવલ માનપાન, ખ્યાતિ અને પ્રતિષ્ઠા તથા પૂજા આદિના હેતુથી શાસ્ત્રના અભ્યાસી બનેલા સાધુઓ પણ ભયંકર શ્રાપ રૂપ જ છે એવા સાધુઓના શાસ્ત્રજ્ઞાનને પણ ઉપકારિઓ સંસારની વૃદ્ધિને માટે જ જણાવે છે. એવાઓ, સદાને માટે વિનયથી અસ્પૃશ્ય રહેવાને જ સરજાએલા છે. અલ્પ અભ્યાસી પણ મોક્ષકામી મુનિ જેટલો વિનયનો ઉપાસક હોય છે, તેટલો જ ઘણો અભ્યાસી પણ માનપાનાદિનો અર્થી અવિનયનો ઉપાસક હોય છે. વિનયશૂન્ય વિદ્વાનો વૃક્ષના ઠુંઠાની માફક અક્કડ રહેનારા હોય છે. એવાઓ ઉપકારી ગુરૂઓના વિનયથી પણ પોતાની લઘુતા માનનારા હોય છે, ત્યાં સંયમગુણથી વડિલ એવા મુનિઓનો વિનય તો એમના ભાગ્યમાં ક્યાથી જ હોય? વિનયગુણના વૈરી જેવી દશાના ઉપાસક વિદ્વાનો, દંભ આદિનો આશ્રય લેવામાં ઘણા જ હુંશીયાર હોય છે. વિનય

નહિ કરવાને માટે માદા બનવું હોય તો માદા બને અને છિદ્રગવેષક બનવું જરૂરી લાગે તો છિદ્રગવેષક પણ બને. વિનયગુણની ઉપાસના વિનાનો વિદ્વાન, એ પુસ્તકોનો કીડો બને એ સંભવિત છે, પણ પુસ્તકમાં ફરમાવેલ ગુણોનો ઉપાસક તો ન જ બને. એવાઓને ગુરૂભક્તિ આદિની વાતો બતાવવામા કે કહેવામાં આવે, તો તેઓ કહે કે–'ભૂતકાલના ગુરૂઓ જેવા આજે ગુરૂઓ ક્યા છે?' પોતે તો ભૂતકાલીન શિષ્યભાવ પામેલો છે, પણ ગુરૂઓમા ગુરૂતા નથી, એમ બનાવવામા પણ તેઓ પાછા ન પડે. ક્ષણ પહેલાં દીક્ષિત થયેલાના ચરણમાં, ક્ષણ પછી દીક્ષિત થયેલા ચક્રવર્તિઓ પણ પોતાનું શિર બહુમાનપૂર્વક મૂકતા અને પ્રથમાદિ ક્ષણના દીક્ષિતનો વિનય આદિ કરવામા રાચતા પ્રથમના સંયમિનું દર્શન થાય કે તરત જ શિર ઝુકાવવાનુ અને સેવા આદિનું વિધાન કરતા શાસનના મુનિપણાની ચર્યાને પામવા છતા અને પૂર્વની આરાધના આદિના યોગે પ્રાપ્ત થયેલ જ્ઞાનાવરણીયના ક્ષયોપશમના યોગે શાસ્ત્રોને સમજવા જેટલી શક્તિ પ્રાપ્ત થવા છતા પણ, વિનય આદિ ગણોનુ દેવાળુ કાઢવા જેવી દશા જેઓ ધરે છે, તેઓ માટે તો એમ જ માનવું રહ્યું કે–તેઓના ક્ષાયોપશમિક ગુણો પણ મિથ્યાત્વ સહચરિત હોઈ દુર્ગુણ કલ્પ જ હોવા જોઈએ. અન્યથા, પ્રભુશાસનના જાણ હોવાનો દાવો કરનારા તેઓ, આચાર્યભગવાન આદિ વડિલોના વિનય તરફ ઘૃણાભરી દૃષ્ટિવાળા કેમ જ હોઈ શકે? ખરેખર, આ 'વિનય' નામનો આભ્યન્તર તપ બહુલસંસારી આત્માઓને માટે નથી અને વિનયથી પરવારી બેઠેલાઓ પ્રાય-

શ્ચિત્ત તપની કે અન્ય તપોની આરાધના કરી શકે–એવી આશા સદાને માટે વધ્યા રહેવાને જ સરજાયેલી છે. જેઓ ગુર્વાદિ વડિલોનો વિનય કરતાં શરમાય છે, તેઓ પ્રાયશ્ચિત્તનો સ્વીકાર તો કરી જ શાના શકે ? વિનય કરવામાં લઘુતા માનનારાઓ, પોતાના દોષોનું પ્રકાશન કરતાં શરમાય, એમાં તો અસંભવિત પણ શું છે ? આજના પંડિત બનેલા ઉચ્છૃંખલો 'ગોચરી–પાણી લાવવાની ક્રિયાઓ મૂર્ખાઓને માટે જ હોય' –એવું માનવા–મનાવવાની ધૃષ્ટતા પણ કરી શકે છે. ગોચરી લાવવી : પાણી લાવવું : અને ગુરૂ, ગ્લાન, બાલ અને નૂતન આદિની સેવા કરવી · એ વિગેરે કલ્યાણકારી ક્રિયાઓ જાણે પંડિત બનેલાઓને માટે પાપ રૂપ હોય, એવી દશાનો તેઓ અનુભવ કરતા હોય, એવું તેમના આકાર આદિથી લાગે. આજના ભણેલા ગણાતા મુનિઓ જ્યારે સેવા આદિથી પરવારી બેસીને, વડિલો આદિ પાસેથી અને પિતામુનિ આદિ પાસેથી પણ શિષ્ય જેવી સેવાઓ આનન્દપૂર્વક લેતા જેવાય છે, ત્યારે એવા વિદ્વાન મુનિઓ તરફ ગ્લાનિ આવ્યા વિના રહેતી નથી. વધુમાં વધુ વિચાર કરતાં એવા જ નિશ્ચય ઉપર આવવું પડે છે કે–એ બીચારાઓને વિદ્વત્તા પણ સંસારમાં રૂલાવવાને માટે જ મળેલી છે. શ્રી જૈન શાસનના વિદ્વાન મુનિઓ અને વિનયથી પરવારેલા, ક્રિયાઓમાં આળસુ અને એદીને પણ ટપી જાય તેવા, વસ્ત્રો અને પાત્રો આદિની મૂર્છામાં શ્લેષ્મમાં ફસેલી માખીઓને પણ ટપી જાય એવા, આવશ્યક ભક્તિની ગોચરી આદિ લાવવાની ક્રિયાઓની આચરણા માટે ગળીઆ બળદ જેવા, માનપાનની લાલસામાં

એક તુચ્છ ગૃહસ્થને પણ ટપી જાય એવી વૃત્તિવાળા અને દમ્ભની કળાથી જ પોતાનું સાગપણું બતાવવાની વૃત્તિમાં પક્કા દમ્ભિને પણ વટલાવી શકે એવી કુશળતાને ધરનારા, આ વસ્તુનો મેળ જ મળી શકે તેમ છે નહિ. પ્રભુશાસનના જ્ઞાનને પામેલા આત્માઓ, વિનય કરવાની વૃત્તિમાં જ રમતા હોવા જોઈએ. એને બદલે બીજાનો વિનય સ્વીકારવામાં જ મહત્તા માનનારા અને યોગ્યનો પણ વિનય નહિ કરીને જ પોતાની મહત્તાને દર્શાવવાના પ્રયત્નમાં રચી પચી રહેલા આત્માઓ શાસ્ત્રવેદી જણાતા હોય, તો પણ માનવું કે-એ બીચારાઓ શાસ્ત્રની સુવાસથી વંચિત જ રહેલા છે.

ગુરૂઓ કે ભાર ?

ઉપકારી પરમર્ષિઓ તો વિનયની પરમ્પરાએ મોક્ષપ્રાપકતાને વર્ણવતા ફરમાવે છે કે—

"विनयफलं शुश्रूषा, गुरुशुश्रूषाफलं श्रुतज्ञानम् ।
ज्ञानस्य फलं विरतिर्विरतिफलं चाश्रवनिरोधः ॥ १ ॥
"संवरफलं तपोबल-मथ तपसो निर्जराफलं दृष्टम् ।
तस्मात् क्रियानिवृत्तिः, क्रियानिवृत्तेरयोगित्वम् ॥ २ ॥
"योगनिरोधाद्भवसन्तति-क्षयः संततिक्षयान्मोक्षः ।
तस्मात्कल्याणानां, सर्वेषां भाजनं विनयः ॥ ३ ॥"

જે કારણથી વિનયનું ફલ સદ્‌ગુરૂને સેવવાની ઇચ્છા થવી એ છે, ગુરૂની શુશ્રૂષાનું ફલ શ્રુતજ્ઞાન છે, જ્ઞાનનું ફલ વિરતિ છે, વિરતિનું ફલ આશ્રવોનો નિરોધ છે, આશ્રવનિરોધ રૂપ સંવરનું ફલ તપોબલ છે, તપનું ફલ નિર્જરા છે,

નિર્જરાથી ક્રિયાની નિવૃત્તિ થાય છે, ક્રિયાની નિવૃત્તિથી અયોગિપણાની પ્રાપ્તિ થાય છે, યોગના નિરોધથી ભવની પરમ્પરાનો ક્ષય થાય છે અને ભવની પરમ્પરાનો ક્ષય થવાથી આત્માનો આ સંસારથી મોક્ષ થાય છે: તે કારણથી સઘળાં ય કલ્યાણોનું ભાજન વિનય છે. વિનય ગુણથી ઉત્પન્ન થતી આ પરમ્પરાને જાણનારો જ્ઞાની, શ્રુતજ્ઞાનને પામ્યા પછી પણ વિરતિનો અભિલાષી ય ન બને અગર સાધુવેષમાં રહેવા છતાં પણ અવિરતિની ક્રિયાઓમાં જ રાચતો હોય, તો તેણે પોતાને સાચા જ્ઞાની માનતાં અટકી જવું જોઈએ. ગુરૂ પ્રત્યેના શુશ્રૂષાભાવથી રહિત બનેલાઓ, જ્ઞાનિઓ હોવા છતા વિનય વિનાના હોઈ અજ્ઞાનિઓ છે, એમ જ માનવું રહ્યુ. એવા જ્ઞાનિઓ ગુરૂના ચિત્તને પ્રસન્ન રાખવાને બદલે ગૃહસ્થોના અને શિષ્યોના દિલને જ પ્રસન્ન રાખવાના ધંધામાં રાચનારા બની જાય છે એવાઓને ગુરૂ આદિ પૂજ્યો કરતાં, સેવા કરનારા શિષ્યો અને તુચ્છ અનુકૂળતાઓને પોષનારા ગૃહસ્થો ઘણા પ્રિય હોય છે. એવાઓ ગુરૂઓને સાચવવાની ફરજ નથી માનતા, પણ મીઠાબોલા શિષ્યો અને ગૃહસ્થોને જ સાચવી લેવાની ફરજ સમજી બેસે છે. આવા ઉન્મત્તોને ગુરૂ આદિ પૂજ્ય વ્યક્તિઓનુ અપમાન કરવામાં દુ ખ નથી થતું, પણ શિષ્યોનુ કે ગૃહસ્થોનુ માન નહિ સાચવવામાં દુઃખ થાય છે. ખરેખર, આવાઓને તો વિદ્વાન સાધુઓ માનવા કરતા શિષ્યોના અને ગૃહસ્થોના ભાટ માનવા, એ જ વધુ ઉચિત છે.

જ્ઞાન પણ બોજો·

શ્રી જિનેશ્વરદેવના શાસનમાં જ્ઞાનાદિ ગુણોનો અને

જ્ઞાનાદિ ગુણોને ધરનારા મહર્ષિઓનો અનેક પ્રકારનો વિનય ફરમાવ્યો છે શ્રી જિનેશ્વરદેવના શાસનના એ ફરમાનને સમજીને, જેઓ વિનયની ઉપાસના કરવાનો તલસાટ અનુભવતા હોય, તેઓ જ આ વિશ્વમા સાચા ભાગ્યશાળી આત્માઓ છે જ્ઞાનાદિ ગુણો પ્રત્યેની ભક્તિ વિનાનાઓ જ્ઞાનાદિ ગુણોના ધરનારા છે, એ માન્યતા પણ અજ્ઞાનતામાથી જન્મેલી છે જ્ઞાનના સ્વરૂપમા, જ્ઞાનના ભેદોમા અને જ્ઞાનના સાધનો આદિમા જેઓના હૃદયમા શ્રદ્ધા આદિ નથી, તેઓ જ્ઞાનના ઉપાસક છે એવુ મનાય જ કેમ ? જ્ઞાનગુણની મશ્કરી કરનારા અને જ્ઞાનિઓ, દર્શનગુણની ચેકડી કરનારા અને શુદ્ધ સમ્યગ્દર્શનને ધરનારા, ચારિત્ર પ્રત્યે ઉપેક્ષાભાવ આદિને ધરનારા અને ચારિત્રગુણના પૂજારીઓ, આવી વાતો જ વાયડાપણાને સૂચવનારી છે એ જ રીતિએ, આચાર્યાદિ મહાપુરૂષોનો વિનય આચરવામા જેઓ બેદરકાર છે, તેઓનું જ્ઞાન પણ એક જાતિનો બોજો જ છે

## દર્શનની પાચ પ્રકારે ભક્તિ

આ વિનયના સુદર સ્વરૂપને અને એના અનેક ભેદોને ઉપકારિઓએ શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર આદિમા પ્રરૂપ્યા છે. આ શાસ્ત્રોનો વિધિ મુજબ અભ્યાસ અને વિધિપૂર્વકનુ શ્રવણ, સાધુઓને અને શ્રાવકોને માટે યોગ્યતા મુજબ આવશ્યક છે ગુજરાતી ભાષામા પણ કવિતા રૂપે આ વિનયનો મહિમા ગાતા, ન્યાયાચાર્ય મહામહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી ગણિવર, સમ્યક્ત્વની સડસઠ બોલની સજ્ઝાયમા ફરમાવે છે કે—

' પાચ ભેદે એ દશ તણોજી, વિનય કરે અનુકૂળ
સિંચે તેહ સુધારસેજી, ધર્મ વૃક્ષનું મૂળ '

અર્થાત્–જે આત્મા શ્રી અરિહંત પરમાત્મા આદિ દશેયનો અનુકૂળપણે પાચ પ્રકારનો વિનય કરે છે, તે આત્મા અમૃતરસથી ધર્મવૃક્ષના મૂળનુ સિંચન કરે છે

વિનયના પાચ પ્રકારોના નામો અને તેનો ભાવ સમજાય, એ રીતિએ સ્પષ્ટ શબ્દોમા સમજાવતા, એ જ પરમર્ષિ એ જ સ્વાધ્યાયમા ફરમાવે છે કે—

' ભક્તિ બાહ્ય પ્રતિપત્તિથીજી હૃદયપ્રેમ બહુમાન '
ગુણસ્તુતિ અવગુણ ઢાકવાજી, આશાતનની હાણ '

શ્રી અરિહંતાદિ દશેયની બાહ્ય પ્રતિપત્તિથી ભક્તિ, હૃદયના પ્રેમ રૂપ બહુમાન, ગુણસ્તુતિ, અવગુણનું ઢાકણ અને આશાતનાનો પરિત્યાગ, આ પાચ પ્રકારનો વિનય છે શ્રી અરિહંત આદિમા દોષની સંભાવના નથી, પણ દશમાથી અમુકમા કર્મની હયાતિ આદિથી ક્ષંતવ્ય દોષની સંભાવના છે આમ છતા પણ, ઓઘ રીતિએ દશેની પાચ પ્રકારની ભક્તિ ફરમાવી છે અથવા તો દોષરહિત ઉપર પણ પાપાત્માઓ તરફથી કલ્પિત રીતિએ ઉભા કરવામા આવતા દોષોનુ અપહરણ કે ગુણોના દોષો તરીકે કરાતા વર્ણનનો પણ પ્રતિકાર, એ પણ એક ભક્તિનો પ્રકાર છે વિનયના પાત્ર તરીકે સિદ્ધ થયેલ વસ્તુઓની બાહ્ય પ્રતિપત્તિથી ભક્તિ, હૃદયના પ્રેમ રૂપ બહુમાન, એવી વસ્તુઓના ગુણોની સ્તુતિ, ક્ષન્તવ્ય અવગુણોનુ ઢાકણ અથવા કલ્પિત દોષોનું નિવારણ આદિ અને આશાતનાનો પરિત્યાગ–આ સઘળો ય વિનય છે વિન

ચને વેઠ માનીને જેઓ આચાર્ય આદિના દોષોનું ઉદ્‌ઘાટન કરવાના વ્યવસાયમા સજ્જ રહે છે, એવા આત્માઓ પામેલા ધર્મને હારી જઈ ને, પુનઃ ધર્મની પ્રાપ્તિને પોતાના આત્માને માટે અને અન્યને માટે પણ દુર્લભ બનાવે છે. અવિનીત આત્માને માટે, ધર્મની અને તપની લાયકાતનો નિષેધ કરતા, ઉપકારી પરમર્ષિઓ ફરમાવે છે કે–

> " विणओ सासणे मूल, विणओ निव्व णसाहगो ।
> विणयाउ विप्पमुक्कस्स, कओ धम्मो कओ तवो ? ॥ १ ॥ "

વિનય, એ શ્રી જિનેશ્વરદેવના શાસનમા મૂળભૂત વસ્તુ છે અને વિનય એ નિર્વાણ એટલે મોક્ષ એનો સાધક છે જે આત્મા વિનયથી વિપ્રમુક્ત બન્યો છે, તે આત્મામાં ધર્મ પણ ક્યાંથી હોય અને તપ પણ ક્યાથી હોય ? અર્થાત્-વિનયરહિત આત્માનો ધર્મ એ ધર્મ નથી અને તપ એ તપ નથી. આ વિનય નામના તપ વિના ધર્મ અને તપ એ સાધ્ય નથી. એ જણ્યા પછી એમ કહેવાની જરૂર નથી રહેતી કે–'વિનય વિનાનો આત્મા અનશન આદિ બાહ્ય તપ તથા પ્રાયશ્ચિત્ત અને વૈયાવૃત્ય આદિ આભ્યંતર તપની આચરણા કરવા માટે નાલાયક છે.'

વૈયાવચ્ચનાં દશ સ્થાનો :

શ્રી જિનેશ્વરદેવના શાસનની કોઇ પણ ક્રિયાને માટે વિનય આવશ્યક છે, પણ વૈયાવૃત્ય જેવા તપને સાધવાને માટે તો તે ખાસ આવશ્યક છે, એમ પણ અપેક્ષાએ કહેવામા હરકત નથી માંદા મુનિની સેવા એકલી જ વૈયાવચ્ચ છે

એમ નથી, પણ આચાર્યાદિને વિધિપૂર્વક અન્ન-પાણી આદિ લાવી આપવું, એ આદિ પણ વૈયાવચ્ચ જ છે. 'વૈયાવચ્ચ' નામનો તપ, એ આભ્યંતર તપનો ત્રીજો પ્રકાર છે. ધર્મના સાધનને માટે શ્રી જિનાગમે ફરમાવેલી ક્રિયાઓની આચરણાઓમાં તત્પરપણું, એનું નામ વૈયાવૃત્ય છે. વિધિ મુજબ આચાર્યભગવાન આદિને અન્ન આદિનું સંપાદન કરવું, એ વૈયાવચ્ચનો ભાવાર્થ છે. વ્યાધિ, પરીષહ અને મિથ્યાત્વ આદિની આપત્તિના પ્રતીકારને માટે બાહ્ય દ્રવ્યની સામગ્રી અસમ્ભવિત બને, ત્યારે પોતાની કાયા દ્વારા આચાર્ય ભગવાન આદિને અનુકૂળ વર્તન કરવું, એ પણ એક વૈયાવૃત્યનો જ પ્રકાર છે. આ વૈયાવચ્ચનાં સ્થાન દશ છે. 'આચાર્ય, ઉપાધ્યાય, સ્થવિર, તપસ્વી, શૈક્ષ, ગ્લાન, સાધર્મિક, કુલ, ગણ અને સંઘ.' આ દશની વૈયાવચ્ચ કરવાની ઉપકારિઓની આજ્ઞા છે.

<u>પાંચ પ્રકારના આચાર્ય:</u>

ભગવાન શ્રી જિનેશ્વરદેવના શાસનમાં આચાર્યનું સ્થાન ઘણું જ મહત્ત્વનું છે. પોતે પણ જ્ઞાનાચાર આદિ આચારોનું સુંદર રીતિએ પાલન કરે અને અન્યો પાસે પણ કરાવે, એ શ્રી જૈન શાસનમાં આચાર્યપદને દીપાવી શકે છે. આચારોના સુંદર પાલક અને પ્રચારક હોવાના કારણે જ, ભગવાન આચાર્યમહારાજાઓ કલ્યાણકામી આત્માઓને માટે સેવ્ય છે. શ્રી જિનેશ્વરદેવના શાસનમાં આચાર્ય પાંચ પ્રકારના કહ્યા છે. તે તે ક્રિયાની વિશેષતાથી, તે તે ક્રિયાના

તે તે આચાર્ય કહેવાય છે. ગુણશૂન્ય આત્માએ આ સ્થાને આવે છે, તો તેઓ સ્થાનને કલંકિત કરવા દ્વારા સંસારમાં રૂલે છે. તે તે ગુણોના ધારક આચાર્યો, 'પ્રવ્રાજનાચાર્ય', દિગાચાર્ય, ઉદ્દેશનાચાર્ય, સમુદ્દેશાનુજ્ઞાચાર્ય અને આમ્નાયાર્થવાચકાચાર્ય'–આ પાંચ ભેદોથી, પાંચ પ્રકારના છે. સામાયિક વ્રત આદિનું આરોપણ કરનારા આચાર્ય જ્યારે 'પ્રવ્રાજનાચાર્ય' કહેવાય છે, ત્યારે સચિત્ત, અચિત્ત અને મિશ્ર વસ્તુના અનુજ્ઞાચી આચાર્ય દિગાચાર્ય કહેવાય છે. એ જ રીતિએ, પ્રથમથી જે આચાર્ય શ્રુતનો ઉદ્દેશ કરે છે તે ઉદ્દેશાચાર્ય કહેવાય છે, ઉદ્દેશ કરનાર ગુરૂના અભાવમાં જે આચાર્ય તે જ શ્રુતનો સમુદ્દેશ અને અનુજ્ઞા કરે છે તે આચાર્ય 'સમુદ્દેશાનુજ્ઞાચાર્ય' કહેવાય છે અને જે આચાર્ય આમ્નાય–ઉત્સર્ગઅપવાદલક્ષણ અર્થને કહે છે, તે પ્રવચનનો અર્થ કહેવા દ્વારા અનુગ્રાહક–અક્ષનિષદ્યા આદિના અનુજ્ઞાચી હોઈ, તે 'આમ્નાયાર્થવાચકાચાર્ય' કહેવાય છે.

**શ્રી ઉપાધ્યાય·**

વૈયાવચ્ચના પ્રથમ સ્થાને શ્રી આચાર્યભગવાન આવે છે, ત્યારે બીજા સ્થાનમાં શ્રી ઉપાધ્યાયભગવાન આવે છે. શ્રી આચાર્યભગવાનથી અનુજ્ઞાને પામેલા સાધુઓ જેઓની પાસે અધ્યયનાદિ કરે છે, તે શ્રી ઉપાધ્યાયભગવાન કહેવાય છે. શ્રી આચાર્યભગવાનની આજ્ઞામાં વર્તતા સાધુઓને સિદ્ધાન્ત–સુધારસનું પાન કરાવનાર શ્રી ઉપધ્યાયભગવાનોના ઉપકારની અવધિ નથી. એવા પુણ્યાત્માઓની વૈયાવૃત્ય,

એ પણ આત્માના ઉદ્ધારનું એક સુંદરમાં સુંદર સાધન છે.

શ્રી સ્થવિર :

શ્રી સ્થવિરભગવંતો, એ વૈયાવચ્ચના ત્રીજા સ્થાનમાં આવે છે. વૃદ્ધ, એ શ્રી જૈન શાસનમાં સ્થવિર તરીકે સુપ્રસિદ્ધ છે. શ્રી જિનશાસનમાં સ્થવિરો પણ ત્રણ પ્રકારના છે: એક શ્રુતસ્થવિર, બીજા પર્યાયસ્થવિર અને ત્રીજા વયઃસ્થવિર. શ્રી 'સમવાયાંગ' નામના ત્રીજા અંગસૂત્ર સુધીના અધ્યેતા મહર્ષિ, આ શ્રી જિનેશ્વરદેવના શાસનમાં શ્રુતસ્થવિર ગણાય છે શ્રી જિનેશ્વરદેવના શાસનમાં શ્રી સમવાયાંગ સુધીના શ્રુતવેદી જેમ શ્રુતસ્થવિર ગણાય છે, તેમ વીસ આદિ વર્ષોના દીક્ષાપર્યાયને ધરાવનારા પરમર્ષિઓ પર્યાયસ્થવિર ગણાય છે અને સીત્તેર વર્ષ આદિ વયને ધરાવનારા વયઃસ્થવિર ગણાય છે. આવા સ્થવિર મહર્ષિઓ, ગચ્છવર્તી મુનિઓને સુંદર સ્થિતિમાં રાખવામાં કુશળ હોય છે. અનેક મુનિઓને સંયમમાં સ્થિર રાખવાનું અને પોતાની જાતને પણ સંયમમાં સ્થિર રાખવાનું જેઓમાં સામર્થ્ય નથી, તેઓ પોતાની સ્થવિરતાને દીપાવી શકતા નથી પણ લજવે છે જગતમાં જેમ વૃદ્ધ વયે પહોંચેલાઓ વ્યસનાદિમાં રક્ત હોય છે, તો તેઓની આબરૂ ફુટી કોડીના જેટલી પણ કિંમતવાળી નથી હોતી અને લોકોમાં તેઓ નિંદાપાત્ર બને છે, એ જ રીતિએ સુખશીલીઆ દશામાં પડીને જે સ્થવિરો મહાપ્રમાદી બની જાય છે અને પોતાની શિથિલતાથી અનેક બાળ આદિ મુનિઓને શિથિલ બનાવવામાં પ્રબલ નિમિત્ત રૂપ બની જાય છે, તેઓ પોતાની

સ્થવિરતાને લજવે છે અને સંયમને વિરાધવાથી સંસારમાં રૂલવાની જ કાર્યવાહી કરે છે. માનપાનાદિને માટે સૂત્રોના જ્ઞાનને મેળવીને, જાતમહત્તા મેળવવાના જ પાપમાં રાચ્યા કરનારા, દીક્ષાપર્યાયે વધવા છતાં સંયમાદિ ગુણોનુ દેવાળું કાઢનારા, પ્રમાદ આદિમાં આનંદ માનનારા અને વયોવૃદ્ધ બનવા છતાં માનાદિ દોષોના સેવનમાં વૃદ્ધ નહિ બનનારા, એ શ્રી જૈન શાસનના સ્થવિરો નથી જ. શ્રી જિનેશ્વરદેવના શાસનમાં પરિણત અવસ્થાવાળા આત્માઓ જ સ્થવિર તરીકેની નામના મેળવી શકે છે આગમના જ્ઞાન સાથે જોઈતી નમ્રતા આદિ ન આવી હોય, પર્યાય વધવા સાથે સંયમ આદિમાં પરિણત અવસ્થા આદિ ન પ્રાપ્ત થઈ હોય અને વયોવૃદ્ધતા આવવા સાથે ગુણવૃદ્ધતા ન આવી હોય, એવા આત્માઓ પોતાની જાતને સ્થવિર ગણાવવા માગતા હોય, તો તે આ શ્રી જિનેશ્વરદેવના શાસનમાં નભી શકે તેવું નથી.

તપસ્વી આદિ·

શ્રી આચાર્યભગવાન, શ્રી ઉપાધ્યાયભગવાન અને શ્રી સ્થવિરભગવાનની માફક 'તપસ્વી, શૈક્ષ, ગ્લાન, સાધર્મિક, કુલ, ગણ અને સંઘ'–આ સાત પણ વૈયાવૃત્યનાં સ્થાન છે. ચાર ઉપવાસથી માંડીને કાંઇક ઉન છ માસ પર્યંતનો વિકૃષ્ટ તપ કરનારા તપસ્વી ગણાય છે, નજીકમાં દીક્ષિત થયેલ શિક્ષાર્હને શૈક્ષ કહેવાય છે, રોગાદિથી ક્લિષ્ટ શરીરવાળા અનેલને ગ્લાન કહેવાય છે, સમાનધર્મી અને બાર પ્રકારના

સંયોગવાળા સાધર્મિક કહેવાય છે, એક જ જાતિના અનેક ગચ્છોના સમૂહને કુલ કહેવાય છે, એક આચાર્યની આજ્ઞામાં રહેનો સાધુસમુદાય ગચ્છ કહેવાય છે, કુલનો સમુદાય ગણ કહેવાય છે અને સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાના સમુદાયને શ્રી સંઘ કહેવાય છે. શ્રી આચાર્યભગવાન, શ્રી ઉપાધ્યાયભગવાન અને શ્રી સ્થવિરભગવાનની માફક, શ્રી તપસ્વીભગવાન આદિની વૈયાવચ્ચ પણ, આત્માના ઉદ્ધારનું અનુપમ સાધન છે.

ઉપસર્ગનિવારણ

શ્રી આચાર્યભગવાન આદિને અન્ન, પાન, વસ્ત્ર, પાત્ર, વસતિ, પીઠ, ફલક, સંસ્તારક આદિ ધર્મના સાધનો દેવા દ્વારા સહાય કરવી, તેઓની સેવા કરવી, ઔષધ આદિના પ્રદાનથી પણ પરિચર્યા કરવી અને અટવી આદિમા ભૂલા પડયા હોય તો અટવી લંઘાવી દેવી, રોગથી પીડાતા હોય તો તેને દૂર કરવાને માટે શકય હોય એટલું કરી છૂટવું અને ઉપસર્ગ આદિથી રક્ષણ કરવાને માટે એક પણ શક્ય ઉપાયને જતો નહિ કરવો, એ સઘળુંય વૈયાવચ્ચમા જ ગણાય છે. ઉપસર્ગ આદિના પ્રસંગે, શિક્ષા કર્યા વિના ઉપસર્ગનું નિવારણ શક્ય ન હોય અને શિક્ષા દ્વારા ઉપસર્ગનિવારણ સાધી શકાય તેમ હોય, તે છતાં એવો વિચાર કરવો કે–'ઉપસર્ગ કરનારને શિક્ષા કરવાથી અશુભ કર્મનો બંધ થાય છે.'–એ તો અજ્ઞાનતાનું જ પ્રદર્શન છે. શ્રી આચાર્યભગવાન આદિ પુણ્યાત્માઓને ઉપસર્ગથી બચાવી લેવાની પ્રવૃત્તિ તો નિર્જ-

નાનું પરમ અંગ છે, એમ શ્રી જિનેશ્વરદેવનું શાસન ફરમાવે છે આ વિષયનું વર્ણન કોઇ ખાસ પ્રસંગે વિસ્તારથી કરવાનું રાખી, અત્યારે તો આ વર્ણન પ્રાસંગિક હોવાથી માત્ર એટલું જ સૂચવીને આગળ ચાલશું કે-વૈયાવચ્ચ એ પણ આભ્યંતર તપનો એક પ્રકાર છે અને તે નિર્જરાનું પરમ સાધન છે અને એમાં ઉપસર્ગથી બચાવવા માટે થતી પ્રવૃત્તિનો પણ સમાવેશ થાય છે. આરાધના રૂપ ભક્તિ કરનારો, શક્તિ છતાં રક્ષા રૂપ ભક્તિની ઇરાદાપૂર્વક ઉપેક્ષા કરનારો હોય, એ શક્ય નથી અને જો એમ હોય, તો તો કહેવું જ પડે કે-એવાની આરાધના એ સાચી આરાધના હોવી એ સંભવિત નથી.

સ્વાધ્યાય :

પ્રાયશ્ચિત્ત, વિનય અને વૈયાવચ્ચ પછી સ્વાધ્યાય, ધ્યાન અને ઉત્સર્ગ-આ ત્રણ હવે બાકી રહે છે. એનું પણ વિસ્તારથી વર્ણન આગળ ઉપર પ્રસંગે કરવાનું રાખી, અત્યારે સામાન્ય રીતિએ જોઈ લઈએ, એ આવશ્યક છે. શ્રી જિનેશ્વરદેવના શાસનમાં સ્વાધ્યાયનું સ્થાન પણ અજોડ છે. વૈયાવચ્ચ ગુણ જેમ આ શાસનમાં અપ્રતિપાતી મનાય છે, તેમ સ્વાધ્યાય પણ એક અજબ વસ્તુ મનાય છે. સ્વાધ્યાયની ઉપેક્ષા કરનારાઓ પણ, સઘળી ય વસ્તુની ઉપેક્ષા કરનારા આ શાસનમાં મનાય છે. આ શાસનમાં સ્વાધ્યાય, એ આરાધના આદિનું પરમ સાધન છે. અનંત ઉપકારિઓ ફરમાવે છે કે-કાલવેલાના પરિહાર રૂપ મર્યાદા અથવા તો જે જે સૂત્રનો

અભ્યાસ જે જે પેાિિસમાં કરવાનો વિધિ હોય તે વિધિના પાલન રૂપ મર્યાદાનું આસેવન કરવા પૂર્વક અધ્યયન કરવું, એનુ નામ સ્વાધ્યાય કહેવાય છે. જેઓ અનંતજ્ઞાનિઓએ ફરમાવેલી મર્યાદા પ્રત્યે બહુમાનવાળા નથી હોતા, તેઓ શાસનનું સાચું અધ્યયન કરવાને માટે પણ લાયક નથી એવાઓ તો, ઉપકારિઓએ ભણવા માટે બાંધેલા તપ આદિ વિધિના પણ ઉત્થાપક હોય છે. અમુક અમુક સૂત્ર અમુક અમુકથી જ ભણાય પણ અન્યથી ન જ ભણાય, આવી ઉપકારિઓની હિતશિક્ષાને પણ હસી કાઢવાનું પાપ કરવું, એ મર્યાદાભંજકોને માટે કઠિન નથી. મર્યાદાભંજકોની મહત્ત્વાકાંક્ષા જ કોઈ એવી હોય છે કે-તેઓનો સ્વાધ્યાય તેઓને માટે અને અન્યને માટે પણ બહુધા હાનિકર જ નિવડે છે. પેટ માટે જ વિદ્યાના ભણનારા આજે જેમ જગતમાં શ્રાપ રૂપ નિવડ્યા છે, તેમ મહત્ત્વાકાંક્ષાની જ સાધનાને માટે શ્રી જિનશાસનનો સ્વાધ્યાય કરનારા પણ સ્વપરના હિત માટે શ્રાપ રૂપ જ નિવડે છે મુક્તિની કામનાથી આરાધાતો આ સ્વાધ્યાય, સ્વપરના હિતની સાધના માટે અનુપમ સાધન છે.

<u>સ્વાધ્યાયના પાંચ પ્રકારો</u>

આ 'સ્વાધ્યાય' નામનો આભ્યંતર તપ પાંચ પ્રકારનો છેઃ 'વાચના, પૃચ્છના, પરાવર્તના, અનુપ્રેક્ષા અને ધર્મકથા.' –આ પાંચ સ્વાધ્યાયના પ્રકારો છે. શિષ્યોને અધ્યાપન, એનું નામ 'વાચના' છે. ભણવાને માટે શિષ્ય ગુરૂ પાસે વાંચે, એ પણ વાંચનાગને માટે 'વાચના' જ છે. સૂત્ર અને અર્થ–એ

ઉભયમાં પડેલ સંદેહના નાશને માટે અથવા તો સમજાયેલી વસ્તુને નિશ્ચિત કરવાને માટે પ્રશ્નો પૂછવા, એ 'પૃચ્છના' નામનો સ્વાધ્યાય છે. ભણેલું ભૂલાઈ ન જાય, એ માટે ભણેલાને વિધિ મુજબ યાદ કરવું, એનું નામ 'પરાવર્તના' નામનો સ્વાધ્યાય છે. સૂત્ર અને અર્થનો વચનથી નહિ પણ મનથી અભ્યાસ, એનું નામ 'અનુપ્રેક્ષા' નામનો સ્વાધ્યાય છે અને 'ધર્મકથા' નામનો સ્વાધ્યાય સર્વજ્ઞ પરમાત્માએ ફરમાવેલા ધર્મનો ઉપદેશ આપવો એ છે. ધર્મોપદેશ, સૂત્રાદિના અર્થનો ઉપદેશ અને વ્યાખ્યાન આદિનો સમાવેશ, આ 'ધર્મકથા' નામના સ્વાધ્યાયમાં જ થાય છે.

ધ્યાન અને તેના પ્રકારો

'ધ્યાન' એ પણ આભ્યંતર તપનો જ પ્રકાર છે. સુવિહિતશિરોમણિ આચાર્યભગવાન શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા, ધ્યાનના ચાર પ્રકારો છે, એમ ફરમાવીને એનું સંક્ષેપથી વર્ણન કરતાં, શ્રી દશવૈકાલિક સૂત્ર ઉપર રચેલી પોતાની બૃહદ્ વૃત્તિમાં ફરમાવે છે કે–

' राज्योपभोगशयनासनवाहनेषु,
स्त्रीगन्धमाल्यमणिरत्नविभूषणेषु ।
इच्छाभिलाषमतिमात्रमुपैति मोहाद्,
ध्यानं तदार्त्तमिति तत्प्रवदन्ति तज्ज्ञाः ॥ १ ॥

" संछेदनैर्दहनभञ्जनमारणैश्च,
बन्धप्रहारदमनैर्विनिकृन्तनैश्च ।
यो याति रागमुपयाति च नानुकम्पां,
ध्यानं तु रौद्रमिति तत्प्रवदन्ति तज्ज्ञाः ॥ २ ॥

' સૂત્રાર્થસાધનમહાવ્રતધારણેષુ,
बन्धप्रमोक्षगमनागमहेतुचिन्ता ।
पञ्चेन्द्रियव्युपरमश्च दया च भूते,
ध्यानं तु धर्ममिति सम्प्रवदन्ति तज्ज्ञाः ॥ ३ ॥

" यस्येन्द्रियाणि विषयेषु पराङ्मुखानि,
संकल्पकल्पनविकल्पविकारदोषैः ।
योगैः सदा त्रिभिरहो निभृतान्तरात्मा,
ध्यानोत्तमं प्रवरशुक्लमिदं वदन्ति ॥ ४ ॥

આ ધ્યાન તપ કાંઈ સામાન્ય કોટિનો નથી. ચાર શ્લોકો દ્વારા ચાર ધ્યાનના સ્વરૂપને વર્ણવીને, આચાર્યભગવાન શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા એ જ ટીકામાં લખે છે કે– " उक्तं समासतो ध्यानं, विस्तरतस्तु ध्यानशतकादवसेयम् ' ધ્યાન સંક્ષેપથી કહ્યું, વિસ્તારથી તો ધ્યાનશતકથી જાણવા યોગ્ય છે આર્ત્ત આદિ ચાર પ્રકારનાં ધ્યાનોનું વર્ણન કરતાં, પ્રત્યેક ધ્યાનના ચાર ચાર ભેદ આદિ પાડીને તેનું વર્ણન, તેના અધિકારિઓનું વર્ણન અને કયા કયા ધ્યાનથી કયી કયી ગતિ થાય છે–એ આદિનું વર્ણન ઘણું જ સુંદર હોઈ, અવશ્ય અભ્યાસની અપેક્ષા કરે છે. ધ્યાનના સ્વરૂપ આદિને જાણવાથી, આત્માને અશુભ ધ્યાનથી અલિપ્ત રાખીને શુભ ધ્યાનમાં મગ્ન રાખવાનું સહેલાઈથી બની શકે છે અશુભ ધ્યાનથી બચવું અને શુભ ધ્યાનમાં લીન રહેવું, એ સામાન્ય કામ નથી અશુભ ધ્યાનથી બચવાને માટે અને શુભ ધ્યાનમાં લીન બનવાને માટે, કેટલું સામર્થ્ય જરૂરી છે–એ જો સમજાય તો, આ તપની મહત્તા વિના કહ્યે પણ સમજી

શકાય તેમ છે આપણે પણ અત્રે તપનુ વર્ણન પ્રાસગિક કરતા હોઈ, સક્ષેપથી જ સામાન્ય ખ્યાલ આપવાના હેતુથી જ સામાન્ય સામાન્ય જ વર્ણન કરી રહ્યા છીએ એ જ રીતિએ, આ ધ્યાનનુ વર્ણન પણ સક્ષેપથી જ કરીએ છીએ ભગવાન શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજાએ ચાર શ્લોકોથી ચારે પ્રકારના ધ્યાનનુ સક્ષિપ્ત વર્ણન કર્યું છે એ સક્ષિપ્ત વર્ણનમા પણ એ સમર્થ શાસ્ત્રકાર પરમર્ષિએ ઘણો જ સુદર ખ્યાલ આપ્યો છે એ સમર્થ શાસ્ત્રકાર પરમર્ષિ ચારે પ્રકારના ધ્યાનના સ્વરૂપનુ સક્ષિપ્તથી વર્ણન કરતા ફરમાવે છે કે–તે ધ્યાનના જ્ઞાતા પરમર્ષિઓએ તે તે જાતિની મનોદશાને, તે તે જાતિના ધ્યાન તરીકે વર્ણવી છે

રાજ્યોપભોગ, શયન, આસન અને વાહનોમા તથા સ્રી, ગન્ધ, માલ્ય, મણિ, રત્ન અને અલકારોમા, અર્થાત્ દુનિયાદારીના ઈષ્ટ ભોગોપભોગોમા મોહના યોગે અતિશય ઈચ્છાના અભિલાષને આર્ત્તધ્યાનના સ્વરૂપ આદિને જાણનારા પરમર્ષિઓ આર્ત્તધ્યાન તરીકે વર્ણવે છે

જે આત્મા સચ્છેદન, દહન, ભજન, મારણ, બન્ધ, પ્રહાર, દમન અને વિકૃતન આદિના દર્શનથી રાગ પામે છે પણ અનુકમ્પાને નથી પામતો, તે આત્માની તેવી મનો દશા એ રૌદ્રધ્યાનની જ સૂચક છે, એમ રૌદ્રધ્યાનના સ્વરૂપ આદિને જાણનારા પરમર્ષિઓ ફરમાવે છે

જે આત્માઓ સૂત્રાર્થની સાધનામા અને પાચ મહા વ્રતના ધારણમા મગ્ન રહે છે, બન્ધ અને મોક્ષ તથા એ ઉભયના હેતુઓની ચિતામા તત્પર બને છે, પાચે ઈંદ્રિ

યોની ચંચલતા ઉપર કારમા અંકુશવાળી દશામાં જ રત રહે છે અને ભૂત માત્ર પ્રત્યે દયાભાવથી ઓતપ્રોત રહે છે, તે આત્માઓની દશા એ ધર્મધ્યાનની દશા છે, એમ ધર્મધ્યાનના સ્વરૂપ આદિના જ્ઞાતા પરમર્ષિઓ પ્રરૂપે છે.

જે પરમર્ષિની ઇંદ્રિયો વિષયોમાં સંકલ્પ, કલ્પન, વિકલ્પ અને વિકાર એ દોષોથી પરાઙ્મુખ હોય છે અને જે પરમર્ષિનો અંતરાત્મા સદા મન, વચન અને કાયાના યોગો ઉપર અજબ સંયમ રાખી શકે છે, એવા પરમર્ષિઓની દશા એ શુક્લધ્યાનની દશા છે, એમ શુક્લધ્યાનના સ્વરૂપ આદિના જ્ઞાતા મહર્ષિઓ નિરૂપે છે.

વિચાર કરવામાં આવે તો આટલા સામાન્ય વર્ણનથી પણ સમજી શકાય તેમ છે કે–ધ્યાન, એ કોઈ સામાન્ય વસ્તુ નથી. આ ધ્યાનના બળે આત્મા પોતાની દશામાં સુધારો કે બગાડો કરી શકે છે પ્રથમનાં બે ધ્યાનો આત્માની દશા ઘણી જ ખરાબ કરે છે. આર્ત્તધ્યાનના ઉપાસકની તિર્યંચગતિ થાય છે અને રૌદ્રધ્યાનના ઉપાસકની નરકગતિ થાય છે, એમ ઉપકારિઓ ફરમાવે છે. પ્રથમના બે ધ્યાનો જેમ આત્માને અવનત બનાવે છે, તેમ ધર્મધ્યાન અને શુક્લધ્યાન આત્માને ખૂબ જ ઉન્નત બનાવે છે ધર્મધ્યાન આત્માને દેવગતિનો અધિકારી બનાવે છે, તેમ ઘણું ઘણું શુભ ફલ સમર્પિત કરે છે અને શુક્લધ્યાન આત્માના જન્મનો ક્ષય કરે છે. શુક્લધ્યાનમાં આત્મા અંત સુધી બન્યો રહે, તો મરણ પછી તેને જન્મવાનું રહેતું નથી. આ જ હેતુથી, આર્ત્ત અને રૌદ્ર ધ્યાનને તજવાનો અને

ધર્મધ્યાન દ્વારા શુકલધ્યાનની ઉપાસનાનો જ ઉપકારિઓ ઉપદેશ આપે છે. અનંત ઉપકારિઓ શ્રેષ્ઠ કોટિના શુકલ ધ્યાનને વ્યાધિ આદિના વિનાશક, હિતકર, સંસારથી ઉદ્ધાર કરનાર અને કર્મગજના નાશક તરીકે વર્ણવે છે એ ધ્યાનને પામ્યા વિના, કોઈ પણ આત્મા શિવપદને પામ્યો નથી, પામતો નથી અને પામશે પણ નહિ.

વ્યુત્સર્ગ

'વ્યુત્સર્ગ' પણ આભ્યંતર તપનો એક પ્રકાર છે આ તપને પણ ઉપકારિઓએ દ્રવ્યથી અને ભાવથી–એમ બે પ્રકારે વર્ણવ્યો છે. 'ગણ, શરીર, ઉપધિ અને આહાર'–આ ચાર ભેદે દ્રવ્યથી વ્યુત્સર્ગ થાય છે અને ભાવથી વ્યુત્સર્ગ ક્રોધાદિના પરિત્યાગ રૂપ હોવાથી તે ચિત્ર પ્રકારનો છે. દ્રવ્યથી વ્યુસર્ગમાં આવતો ગણ અને દેહનો ત્યાગ, કાલે, જ્ઞાનિઓએ ફરમાવેલા વિધિ મુજબ કરવાનો છે. આહાર અને પાણીની અધિકતાનો અને અશુદ્ધતાનો પણ ત્યાગ કરવાનો છે અને ક્રોધાદિનો ત્યાગ પણ સદા ય કરવા યોગ્ય છે.

આવા વીર બનો

આ રીતિએ તપના વીર્યથી યુક્ત બની, આ બારે પ્રકારના તપના આસેવનથી કર્મની વિદારણા કરવામાં ઉદ્યુક્ત બનવાના કારણે 'વીર' તરીકેની ખ્યાતિને પામેલા ભગવાન શ્રી મહાવીરદેવ હતા. શ્રી જિનેશ્વરદેવના શાસનમાં, આવા પ્રકારે વીર બન્યા વિના કોઇ પણ આત્મા મુક્તિપદની સાધના કરી

શકતો નથી. ભગવાન શ્રી વીર તો પોતાના નામ દ્વારા પણ એ વસ્તુને સ્પષ્ટ કરે છે અને પ્રત્યેક શ્રી જિનેશ્વરદેવના આત્માઓની અંતિમ ભવમાં તો આ દશા અનુપમ કોટિની હોય છે શ્રી 'વીર'ના આ અર્થને ધ્યાનમાં રાખનારા આત્માઓનું ધ્યાન, ભગવાન શ્રી મહાવીરદેવ અને એવા જ બીજા શ્રી જિનેશ્વરદેવો અને એ તારકોના શાસન સિવાય અન્યત્ર જાય જ નહિ કારણ કે–એવી સાચી વીરતા અન્યત્ર સંભવિત જ નથી. કલ્યાણના કામી આત્માઓએ, સાચા વીર બનવાને માટે, આ જાતિની વીરતાને કેળવવાને માટે જ પ્રયત્નશીલ બનવું જોઈએ, કે જેથી સ્વનું અને પરનું–એમ ઉભયના સાચા કલ્યાણને સાધનારા બની શકાય

[ ૬ ]

ગુણરત્નોના ઉત્પત્તિસ્થાન :

પરમ ઉપકારી આચાર્યભગવાન શ્રીમત્ શાન્તિસૂરીશ્વરજી મહારાજાએ રચેલા શ્રી ધર્મરત્ન નામના શબ્દોથી ટૂંકા પણ અર્થોથી ગંભીર એવા આ શાસ્ત્રરત્નની પ્રથમ ગાથાને અવલંબીને આપણે વિચાર કરી રહ્યા છીએ. પ્રથમ ગાથામાં પ્રથમાર્દ્ધ દ્વારા મંગલાચરણ કરાયું છે અને દ્વિતીયાર્દ્ધ દ્વારા અભિધેય જણાવેલ છે સંબંધ અને પ્રયોજનનો સ્પષ્ટ ઉલ્લેખ નહિ હોવા છતાં પણ, તે સામર્થ્યગમ્ય છે આ ગાથાની વ્યાખ્યા કરતાં, એ જણાવાયું કે–સંહિતા આદિ છ પ્રકારોથી વ્યાખ્યા થાય છે. પદોના અર્થોને જણાવવા સાથે, પદોની ઘટનાને સૂચવતાં, ભગવાન શ્રી વર્ધમાનસ્વામિજીને 'વીર'

એવા નામથી કેમ સ્તવાય છે, તે જણાવવામાં આવ્યું. આને અંગે આપણે બાહ્યાભ્યન્તર તપના પ્રકારો વિષે પણ કેટલોક વિચાર કરી આવ્યા. સૂત્રકાર પરમર્ષિએ, ભગવાન શ્રી મહાવીરદેવને, આ ગાથામાં બે વિશેષણો મૂકવા પૂર્વક સ્તવ્યા છે, એથી પદાર્થ નામના વ્યાખ્યાપ્રકાર દ્વારા બૃહદ્વૃત્તિકાર પરમર્ષિએ પણ, તે વિશેષણોના અર્થોને સ્પષ્ટ કર્યો છે. ભગવાન શ્રી મહાવીરદેવને માટે વપરાએલાં બે વિશેષણો પૈકી પ્રથમ વિશેષણ એ છે કે–"सयलगुणरयणकुलहर।" અર્થાત્–સકલ ગુણો રૂપી જે રત્નો, તેના ઉત્પત્તિસ્થાન ભગવાન શ્રી મહાવીરદેવ છે. આ વિશેષણ માત્ર ભગવાન શ્રી મહાવીરદેવને જ લાગુ પડે છે અને અન્ય શ્રી જિનેશ્વરદેવોને લાગુ પડતું નથી એમ નથી. શ્રી જિનેશ્વરદેવોના સ્વરૂપને જાણનારાઓ, જાણે છે કે–સઘળા ય શ્રી જિનેશ્વરદેવોમાં પરસ્પર ગુણોનું સામ્ય એટલું બધું હોય છે, કે જેથી એકની સ્તવના દ્વારા પણ સઘળા જ સ્તવાય છે. આ જ કારણે, અહીં એ વાતનો ખ્યાલ રાખવો જોઈએ કે–જેમ સઘળા ય શ્રી જિનેશ્વરદેવો સઘળા ય ગુણો રૂપી રત્નોની ઉત્પત્તિના સ્થાન રૂપ છે, તેમ ભગવાન શ્રી મહાવીરદેવ પણ સઘળા ય ગુણો રૂપી રત્નોની ઉત્પત્તિના સ્થાન રૂપ છે. ક્ષમા, માર્દવ અને આર્જવ આદિ ગુણો વિશ્વમાં સુપ્રસિદ્ધ છે. ક્ષમા એ ક્રોધનો પ્રતિપક્ષી ગુણ છે, મૃદુતા એ માનનો પ્રતિપક્ષી ગુણ છે અને ઋજુતા એ માયાનો પ્રતિપક્ષી ગુણ છે. આદિ પદથી નિર્લોભતા આદિ ગુણોનો સ્વીકાર કરી શકાય છે. વિષય–કષાય રૂપ સંસારથી

કરનારા અને એ જ કારણે મોક્ષના જ કામી બનેલા આત્માઓને, આ ગુણો વિના, એક ક્ષણ પણ ચાલી શકે તેમ નથી. એ જ કારણે, શ્રી જિનેશ્વરદેવો જ એવા આત્માઓને માટે પૂજ્ય છે: કારણ કે-ક્ષમા આદિ ગુણરત્નોની ઉત્પત્તિના સ્થાન રૂપ તો એક માત્ર શ્રી જિનેશ્વરદેવો જ છે.

<u>ગુણશૂન્યતા રૂપ દરિદ્રતા:</u>

જગતમાં મનાય છે કે-રત્નો પોતાના માલિકની ભયંકર દરિદ્રપણાની છાપને પણ ગાળનાર છે. જગતની આ માન્યતા દુન્યવી સામગ્રીને અંગે છે. શ્રી જિનેશ્વરદેવનું શાસન તો ફરમાવે છે કે-ગુણશૂન્ય આત્મા અનાદિકાળથી દરિદ્રપણાની મુદ્રાથી મુદ્રિત છે. ગુણશૂન્ય આત્માની શ્રી જિનેશ્વરદેવના શાસનમાં કાણી કોડી જેટલી પણ કિંમત નથી. ગુણશૂન્ય આત્માઓ શ્રી જિનેશ્વરદેવના શાસનની દ્રષ્ટિએ દરિદ્રિઓ જ ગણાય છે. ક્ષમા આદિ ગુણો, કે જેનું કોઈ અવસરે પ્રસંગ પામીને વિસ્તારથી વર્ણન કરવાની ભાવના છે, તે ગુણો આત્માની અનાદિકાલીન રૌદ્ર દારિદ્રયની મુદ્રાના વિદ્રાવક હોવાથી અને સકલ કલ્યાણકલાપના કારણ હોવાથી, શ્રી જિનેશ્વરદેવના શાસનની દ્રષ્ટિએ એ ગુણો જ સાચાં રત્નો છે ક્ષમાદિ ગુણો આત્માની ગુણશૂન્યતા રૂપી દરિદ્રતાનો વિનાશ કરે છે, એટલું જ નહિ પણ એ ગુણો આત્માના સાચા, સંપૂર્ણ અને શાશ્વત ઐશ્વર્યને પ્રગટ કરીને, આત્માને સાચાં કલ્યાણોનો માલિક બનાવે છે. એવાં કલ્યાણોની પ્રાપ્તિ કરાવનાર પણ ક્ષમાદિ ગુણો જ છે. આવા અનુપમ ગુણોની પ્રાપ્તિને, દરિદ્ર મટી સાચા

શ્રીમંત બનવાની ઇચ્છા રાખતા આત્માઓ અવશ્ય ઇચ્છે. ક્ષમાદિ ગુણોના પ્રતાપે, દરિદ્ર મટીને અનુપમ ઐશ્વર્યને પામ નારા આત્માઓની ઉપાસના, મોટા મોટા નરેંદ્રો અને દેવેન્દ્રો પણ કરે છે આથી સમજી શકાય તેમ છે કે-દુનિયાના રત્નોની આ ગુણો રૂપી રત્નો સમક્ષ કશી જ કિંમત નથી સામાન્ય પણ ગુણરત્નને નહિ પામેલા આત્માઓને તો, દુનિયાદારીના રત્નો, દરિદ્રી બનાવીને અનેક દુઃખોના દરીયા રૂપ દુર્ગતિઓની મુસાફરી કરાવનારા જ નિવડે છે દુનિયા દારીનાં રત્નોના સદુપયોગ દ્વારા જેઓ સુન્દર પ્રકારે સદ્ગતિને સાધે છે, તે તેઓ જ છે, કે જેઓ ક્ષમાદિ ગુણોને જ સાચાં રત્નો માને છે અને દુનિયાદારીના રત્નોના સંગને તો અનર્થ રૂપ જ માને છે અર્થ અને કામ નામના પુરૂષાર્થો જેઓને અનર્થ રૂપ નથી લાગતા, તેઓ અર્થ દ્વારા સાધી શકાય એવા પણ આત્માના વાસ્તવિક હિતને સાધી જ શકતા નથી.

મોહનૃત્ય

અર્થને અને કામને હિતકર પુરૂષાર્થ તરીકે માનનારા આત્માઓ, ઘોર મિથ્યાત્વથી રીબાતા હોઈ, ક્ષમાદિ ગુણોની સાચી કિંમત સમજી શકતા નથી એવા આત્માઓમાં દેખાતા ક્ષમા આદિ ગુણો પણ ગુણ રૂપ નથી હોતા, પણ પ્રાય· દોષ રૂપ જ હોય છે ગુણોનુ પરિણામ ગુણ રૂપે લાવવાને માટે, મિથ્યાત્વની મન્દતા અને સમ્યક્ત્વની સન્મુખતા આવ શ્યક છે તત્ત્વદૃષ્ટિ આવવા માટે આ બન્ને વસ્તુઓ ઘણી જ જરૂરી છે. જેઓ મિથ્યાત્વના અને સમ્યક્ત્વના ભાવને જાણવાને

માટે ઉદ્યમી નથી બનતા અને એ શબ્દોની થેકડી કરવામાં જ આનંદ માને છે, તેવા આત્માઓ કદી પણ મિથ્યાત્વની મન્દતાને અને સમ્યક્ત્વની સન્મુખતાને પામી શકતા નથી. મિથ્યાત્વ એ એક ભયંકર જાતિનો દોષ છે, જ્યારે સમ્યક્ત્વ એ આત્માનો એક અનુપમ કોટિનો ગુણ છે. મિથ્યાત્વ નામના ભયંકર દોષની મન્દ અવસ્થામાં અને સમ્યક્ત્વગુણની સન્મુખ અવસ્થામાં, ક્ષમાદિ ગુણો ખૂબ જ હિતકર નિવડે છે. મિથ્યાત્વની ગાઢતામાં ક્ષમાદિ ગુણોનું દર્શન શક્ય નથી, પણ એ ગુણોનું દર્શન એ પણ એક જાતિનું મોહનૃત્ય છે. મોહના નાચમાં મોટાઈ માનનારાઓને ગુણસંપન્ન માનવા, એ પણ કારમા મિથ્યાત્વનું જ પ્રદર્શન છે. અવિરતિ આદિને વધારનારી પ્રવૃત્તિઓમાં સ્વ-પરના હિતની વાતો કરવી, એના જેવું મિથ્યાત્વનું એક પણ કારમું નૃત્ય નથી. આ વસ્તુને સમજ્યા વિના, રત્ન રૂપ ક્ષમાદિ ગુણોની પ્રાપ્તિ શક્ય જ નથી.

વસ્તુના શુભ ધર્મો જ ગુણો તરીકે લેવા:

'સકલ ગુણો રૂપી રત્નોના ઉત્પત્તિ સ્થાન'–આ વિશેષણનું વિવરણ કરતાં, મૂલ સૂત્રકાર પરમર્ષિએ ગુણના સ્વરૂપને દર્શાવવાને માટે, ટૂંકમાં પણ સુંદર સ્પષ્ટીકરણ કર્યું છે. સૂત્રકાર પરમર્ષિએ આ શાસ્ત્રરત્નની પોતાની વૃત્તિમાં ફરમાવ્યું છે કે–

"इह यद्यपि गुणा वस्तुधर्माः शुभाशुभस्वरूपा अप्यभिधीयन्ते; तथापि शुभा एव प्रत्येतव्याः इतरेषां रत्नत्वानुपपत्तेः । तथा हि—

"जातौ जातौ यदुत्कृष्टं, रत्नं तिगद्यते हि तत् ।
इत्येव सुधियः प्राहु-र्निर्विसंवादमुत्तमाः ॥ १ ॥"

આ પ્રમાણે ફરમાવીને, અનંત ઉપકારી આચાર્યભગવાન શ્રીમત્ શાંતિસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે–વસ્તુના ધર્મોને ગુણો કહેવાય છે. વસ્તુના તે ધર્મો જો શુભસ્વરૂપ હોય તો ય ગુણો કહેવાય છે અને અશુભસ્વરૂપ હોય તો ય ગુણો કહેવાય છે : કારણ કે–વસ્તુના ધર્મો શુભ પણ હોય છે અને અશુભ પણ હોય છે અને વસ્તુના ધર્મોને ગુણો કહેવાય છે ! તો પણ, અહીં તો ગુણો તરીકે વસ્તુના શુભ ધર્મો જ સમજવા : કારણ કે–અહીં ગુણોને રત્નોની ઉપમા આપી છે અને અશુભ ગુણોમાં રત્નપણું ઘટી શકતું નથી આ જ હેતુથી, સુંદર બુદ્ધિને ધરનારા ઉત્તમ પુરૂષો વિવાદરહિતપણે ફરમાવે છે કે–' દરેક જાતિમાં જે ઉત્તમ હોય છે, તે જ ખરેખર રત્ન કહેવાય છે '

ગુણ ગુણ તરીકે જોઇએ :

આ વર્ણનથી સ્પષ્ટ થાય છે કે–વસ્તુના શુભાશુભ સ્વરૂપવાળા ધર્મોને ગુણો તરીકે માનવામાં હરકત નથી, પણ હિતકર તરીકે પરિણમે તેવા જ ધર્મો રૂપી ગુણો, રત્નો તરીકે ગણાઇને ઉપાદેય કોટિમાં આવે છે અનંત ઉપકારી શ્રી જિનેશ્વરદેવો ગુણરત્નોના ઉત્પત્તિસ્થાન છે, પણ કલ્પિત ગુણો, કે જે ગુણો રત્નની ઉપમાને પામવાને માટે લાયક જ નથી, તે ગુણોના ઉત્પત્તિસ્થાન નથી જ. ગાઢ મિથ્યાદૃષ્ટિ આત્માઓમાં રહેલા ક્ષમા આદિ ગુણો પણ, ગુણનું કામ કરનારા નથી થતા, પણ પ્રાયઃ દોષનું જ કામ કરનારા થાય છે. હુંશીયારી ગુણ ગણાય છે, પણ તે ચોરની નહિ: સુંદરતા

ગુણ ગણાય છે, પણ તે વ્યભિચારિની નહિ: સત્તા ગુણ ગણાય છે, પણ તે અનીતિમાનની નહિ: બલ ગુણ મનાય છે, પણ તે ગુસ્સાખોરનું નહિ: જ્ઞાન ગુણ ગણાય છે, પણ તે ઉદ્ધતનું નહિ: શ્રીમંતાઈ ગુણ ગણાય છે, પણ તે શ્રીમંતાઈ કૃપણની નહિ: ક્ષમા ગુણ ગણાય છે, પણ તે દુન્યવી સ્વાર્થમાં રચેલા-પચેલા દંભિની ક્ષમા નહિ: નમ્રતા ગુણ ગણાય છે, પણ તે સ્વાર્થપટુ પ્રપંચિઓની નહિ: અહિંસા ગુણ ગણાય છે, પણ તે પૌદ્ગલિક પદાર્થોની સાધનાને માટે દુનિયાની દયા પેદા કરીને સામાનું પડાવી લેવાની વૃત્તિવાળા અઠંગ પ્રપંચપટુની અહિંસા નહિ: અને સત્ય ગુણ ગણાય છે, પણ તે સ્વ-પરના હિતની ચિંતા વિનાના અને પોતાની નામનાને માટે અન્યનો નાશ કરવામાં પણ નિર્ભીક બનેલા અનાડી આત્માનું સત્ય નહિ. આવી જ રીતિએ, પ્રત્યેક ગુણને માટે સમજી લેવું જોઈએ.

બાહ્ય સ્વરૂપ અને ફલનો ભેદ :

ગુણ તરીકે ગણાતા ગુણોમાં પણ પ્રશસ્તપણું અને અપ્રશતપણું જોવું એ જેમ આવશ્યક છે, તેમ દોષ તરીકે ઓળખતા દોષોમાં પણ પ્રશસ્તપણું અને અપ્રશસ્તપણું જોવું એ અત્યન્ત જરૂરી છે. પ્રશસ્ત અને અપ્રશસ્તનો વિવેક નહિ કરી શકનારા આત્માઓ, કેટલીક વાર તો, ગુણના નામે પણ દોષના પૂજારી બનીને આત્માનું અહિત સાધે છે અને દોષના નામે પણ ગુણના દ્વેષી બનીને ગુણસંપન્ન મહાપુરૂષોના ગુણને પણ દોષ તરીકે જાહેર કરી, સ્વ-પરનું કારમું અહિત સાધે છે.

ગુણો અને દોષો તરીકે મનાતા ગુણો અને દોષોમાં રહેલા પ્રશસ્તપણાનો અને અપ્રશસ્તપણાનો વિચાર પણ, શ્રી જૈન શાસનમાં ઘણા જ વિસ્તારથી કરવામાં આવ્યો છે. એ વિચારને સમજવો એ પણ પરમ આવશ્યક છે, પણ અત્યારે એનો પ્રસંગ નહિ હોવાથી, આ સ્થળે એનો આછો ખ્યાલ માત્ર જ આપીને સંતોષ માનવો પડશે. કેટલીક વાર એવું પણ બને છે કે–બાહ્ય દૃષ્ટિએ અહિંસાદિસ્વરૂપ દેખાતી ક્રિયાઓ, હિંસા આદિનું કામ કરનારી હોય છે; જ્યારે બાહ્ય દૃષ્ટિએ હિંસાદિસ્વરૂપ દેખાતી ક્રિયાઓ અહિંસા આદિનું કામ કરનારી હોય છે. આ વાતને સમજવાને માટે શ્રી જૈન શાસનમાં તો અનેક દૃષ્ટાંતો વિદ્યમાન છે. ક્રિયામાં દેખાતા રાગ–દ્વેષ જો પ્રશસ્ત કોટિના હોય છે, તો તે વીતરાગ બનવામાં પણ સહાયક થાય છે. કોઈ જોનારને એમ લાગે કે–આ હિંસા દ્વેષ પૂર્વકની થઈ રહી છે, પણ ઉપકારિઓએ તો શાસનની રક્ષાને માટે શુદ્ધ બુદ્ધિથી થતા એવા પણ પ્રયત્નોને અહિંસાનું ફલ આપનારા તરીકે જ જણાવ્યા છે.

પરિણામભેદે ફલભેદ :

આ બધાને નહિ સમજનારા આત્માઓ, શ્રી વિષ્ણુકુમાર આદિ શાસનના મહા પ્રભાવક પરમર્ષિઓ દ્વારા થયેલી શાસનરક્ષાની કલ્યાણકારક પ્રવૃત્તિઓની મહત્તા હણાય–એવી રીતિએ વાતો કરીને, નિર્જરાના માર્ગને પણ બંધનો માર્ગ બતાવવાના જેવી કુચેષ્ટાઓને પણ આદરે છે. આવાઓ જો સમજવા ઇચ્છતા હોય, તો તેમને માટે શ્રી જિનશાસને

તો ઘણી ઘણી સામગ્રી પૂરી પાડી છે રાગ અને દ્વેષ જેવી વસ્તુઓને પણ, પ્રશસ્ત અને અપ્રશસ્ત–એમ ભેદો પાડીને ઓળખાવી, અપ્રશસ્તની અકર્તવ્યતા અને પ્રશસ્તની કર્તવ્યતા, અનંત ઉપકારિઓએ દર્શાવી છે: પણ અભિનિવેશ આદિના પ્રતાપે, એ વસ્તુની સામે આજે યથેચ્છ વાણીવિલાસ થઈ રહ્યો છે એવા આત્માઓ શાસનની માન્યતાથી ચલિત થયા હોઈને, ભિન્ન ભિન્ન પ્રસંગે ભિન્ન ભિન્ન નિરૂપણ કરી, પોતાની જાતને કારમી ઉત્સૂત્રભાષી બનાવે છે. આવા આત્માઓ પોતાનુ અહિત સાધે છે–એટલુ જ નહિ, પણ અનેક વિશ્વાસુઓના હિતને પણ હણે છે. 'પરિણામવિશેષથી નિર્જરાની ક્રિયા પણ આશ્રવને માટે થાય છે અને આશ્રવની ક્રિયા પણ નિર્જરાને માટે થાય છે'–આ વાત શ્રી જિનશાસનના સેવક માટે અજ્ઞેય ન જ રહેવી જોઇએ.

## એ વિરાધનાથી પણ મહા નિર્જરા

એક પરમર્ષિ ફરમાવે છે કે–

"कस्यापि दिशति हिंसा, हिंसाफलमेकमेव फलकाले।
अन्यस्य सैव हिंसा, दिशत्यहिंसाफलं विपुलम् ॥ १ ॥"

આ વસ્તુ દ્વારા એ પરમર્ષિ આપણને એ જ સમજાવે છે કે–એક જ પ્રકારની હિંસા, કોઈને હિંસાના ફલને પણ આપનારી થાય છે અને કોઈને અહિંસાના ફલને પણ આપનારી થાય છે. હિંસાથી હિંસાફલ જ મળે અને અહિંસાફલ ન જ મળે, એવુ એકાન્તે કહેનારાઓ તો શાસ્ત્રવચનોને ઉત્થાપનારાઓ જ છે કેવળ ક્રિયા તરફ જ નહિ

જોતા, તે કરનારના આશય આદિ તરફ પણ જોતા શીખવુ જોઈએ કોઈ આત્માને એક વાર કરાએલી હિંસા ફલકાલે એક વાર જ હિંસાના ફલને આપે છે ઉપલક્ષણથી, એક વાર કરાએલી હિંસા અનેક વાર પણ હિંસાના ફલને આપે કે કારણ કે-હિંસા કરતી વખતે થયેલા અધ્યવસાય ઉપર ફલનો આધાર છે જ્યારે કોઇ કોઈ આત્મા માટે આ પ્રમાણે બને છે, ત્યારે અન્ય કોઈ તેવા હિતાહિતના જાણ અને અત્યંત વિવેકી આત્માને માટે, એક કે અનેક વાર કટુ ફલને આપે એવી હિંસા પણ, જો તે અનતજ્ઞાનિઓથી વિહિત કરેલી ક્રિયા દ્વારા વિહિત રીતિએ થયેલી હોય, તો તે અહિંસાના વિપુલ ફલને આપનારી નિવડે છે આ વસ્તુને સ્પષ્ટ કરતા શાસ્ત્રકાર પરમર્ષિ એમ પણ ફરમાવે છે કે-

'अन्यस्य कस्याचज्ञावस्य सुकुमारहृदयत्वेनाक्लिष्टप्रमादरहितस्य गौरव्यज्ञानाभ्यस्ततया दुष्टाध्यवसायाभावनिमित्ता प्राणत्यागनन्यपीडारूपा हिंसाऽपि सुमदन विष्णुकुमारादीनामिवार्हद्रूपप्रत्यनीकतानिवारणकारणद्वारा विशेषबोधिबीजवासितक्षणमहानिर्जरादशाहिंसाफलं ददाति,

"जा जयमाणस्स भव विराहणा सुत्तविहिसमग्गस्स ।
सा होइ निज्जरफला, अज्झत्थविसोहिजुत्तस्स ॥ १ ॥'

ઉપકારી પરમર્ષિઓએ ફરમાવેલી આ જાતિની વસ્તુઓ દ્વારા, એ વાત પણ ઘણી જ સ્પષ્ટતાથી સમજી શકાય છે કે-સૂત્રવિધિના અમલને માટે જ ઉદ્યુક્ત અને આન્તર શુદ્ધિથી ઓતપ્રોતપણે યતન પૂર્વક પ્રયત્ન કરતા આત્માને, એવો વિહિત પ્રયત્ન કરતા જે વિરાધના થાય છે, તે નિર્જરાના જ ફલને આપનારી થાય છે કારણ કે-એવા આત્માનુ હૃદય

સુકુ-ાર હોવાથી, ભય ક- પ્રમાદને આધીન થતું જ નથી અને રૌદ્ર ધ્યાનમા જોરાતુ જ નથી એવો ઉત્તમ આત્મા, દુષ્ટ અધ્યવનાયના અભાવવાળો હોવાથી, એવા આત્મા દ્વારા વિહિત માર્ગનો અમલ ક-તા નિર્મિત થયેલી પ્રાણત્યાગથી થતી પીડા રૂપ જે હિંસા, તે પણ તે આત્માને શ્રી સુમ ગલ અને શ્રી વિષ્ણુકુમાર આદિ મહા મુનિવરોની માફક શ્રી અર્હત્સઘની પ્રત્યનીકતાના નિવારણ કારણ દ્વાગ વિશેષ બોધિબીજની પ્રાપ્તિલક્ષણ મહા નિર્જરા રૂપ અહિંસાના ફલને આપે છે શાસનરક્ષાનો યથાવિધિ પ્રયત્ન, એ મહા નિર્જરાનુ જ કારણ છે. પ્રમાદને આધીન થયા વિના અને દુષ્ટ અધ્યવસાયને અવકાશ આપ્યા વિના, કેવળ સ્વ-પરના હિતની દૃષ્ટિએ પ્રત્યનિકતાના નિવારણનો પ્રયત્ન કરતા, સામાને પ્રાણત્યાગ જેવી ભયકર પણ પીડા થાય, તો ય તે હિંસા વસ્તુત હિંસા નથી પણ અહિંસા જ છે કારણ કે-તેવી હિંસા પણ દુષ્ટ કર્મોની મહા નિર્જરાનુ જ કારણ બને છે આ વસ્તુ નહિ સમજવાના યોગે તો, આજે કેટ લાકો, મહાત્મા શ્રી વિષ્ણુકુમાર અને મહાત્મા શ્રી વાલી આદિની ઉપાદેય પ્રવૃત્તિઓને પણ, પાપના કારણભૂત મના વવાના અજ્ઞાન પ્રયત્નો કરી રહ્યા છે. વસ્તુની પ્રશસ્તતા અને અપ્રશન્તતાનુ રહસ્ય ન સમજાય અથવા તો અભિનિ વેશની આધીનતાના ભોગ થઇ પડાય, તો આમ બનવું એ શક્ય છે એવાઓની દશા ખરેખર ખૂબ જ દયાપાત્ર છે, પરન્તુ તે અને બીજા યોગ્ય આત્માઓના કલ્યાણની અપેક્ષાને રાખીને, તેવી વાતોમા રહેલી સિદ્ધાન્તવિરૂદ્ધતાને અવસરે

જાહેર કરવાને ચૂકવું નહિ, એ ય શક્તિસંપન્ન શ્રદ્ધાળુ આત્માઓને માટે, પરમ કર્ત્તવ્ય રૂપ છે!

## ગુણરત્નોના ઉત્પત્તિસ્થાન શાથી?

ગુણ અને દોષ-ઉભયમાં પ્રશસ્ત અને અપ્રશસ્ત એમ બે પ્રકારો કહેલા છે આથી ગુણોના નામે અવગુણોના ઉપાસક ન બની જવાય તેમજ વાસ્તવિક ગુણોને દોષ રૂપ માનીને ગુણહીન બનવાના પ્રયત્નમાં ન પડી જવાય, એ માટે ગુણ-દોષના પ્રશસ્ત-અપ્રશસ્તપણાને જાણી લેવું જોઈએ શ્રી જિનેશ્વરદેવો ગુણો રૂપી રત્નોના ઉત્પત્તિસ્થાન સમાન છે દોષોના નિવારણને માટે અને ગુણોના પ્રગટીકરણને માટે, અનંત ઉપકારી શ્રી જિનેશ્વરદેવો જ સેવવા યોગ્ય છે.

પ્ર૦ આચાર્યાદિ નહિ?

આચાર્ય મહારાજ આદિ પણ સેવવા યોગ્ય છે, પણ તે ક્યારે? તેઓ શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાને સુસમર્પિત હોય તો! શ્રી જિનેશ્વરદેવોની વાસ્તવિક સેવા એ જ છે કે-એ તારકોની આજ્ઞા પ્રત્યે સંપૂર્ણ બહુમાનભાવને કેળવીને, તે આજ્ઞાના અમલને માટે જ ઉદ્યમશીલ બનવું. શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞા ગુણસંપન્ન આચાર્ય મહારાજ આદિને સેવવાની છે જ, એટલે શ્રી જિનેશ્વરદેવો સેવવા યોગ્ય છે -એમ કહેવામાં, સઘળા જ સેવવા યોગ્ય આત્માઓનો સમાવેશ થઈ જાય છે. શ્રી જિનેશ્વરદેવો સકલ ગુણો રૂપી જે રત્નો, તેના ઉત્પત્તિસ્થાન સમાન ગણાય છે, તે શાથી? એથી જ કે-એ તારકોની આજ્ઞા પ્રત્યે જે જે પુણ્યાત્માઓ

સદ્ભાવશીલ બને છે, એ તારકોની આજ્ઞા પ્રત્યે જે જે પુણ્યા ત્માઓમા સાચી રૂચિ પ્રગટે છે, તે તે પુણ્યાત્માઓ પોતાના આત્માના ગુણોના પ્રગટપણાને અવશ્ય પામે છે. આત્માના ગુણોને પ્રગટાવવાનુ જો કોઇ પણ વાસ્તવિક અને અનુપમ સાધન હોય, તો તે એક માત્ર શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞા જ છે. એ કારણે, એ તારકોને સકલ ગુણો રૂપી રત્નોના ઉત્પત્તિસ્થાન તરીકે સ્તવવા, એ યથાર્થ જ છે

નિર્મલ કેવલજ્ઞાનને ધરનારા :

ભગવાન શ્રી મહાવીરદેવની સ્તવનામા, તે તારકને સકલ ગુણો રૂપી રત્નોના ઉત્પત્તિસ્થાન તરીકે સ્તવ્યા બાદ, સૂત્રકાર પરમર્ષિ આચાર્યભગવાન શ્રીમત્ શાન્તિસૂરીશ્વરજી મહારાજાએ "विमलकेवल ' એવા બીજા વિશેષણ દ્વારા એ તારકને સ્તવ્યા છે. આ દ્વારા તેઓશ્રી એ જ ફરમાવે છે કે–' હુ તે શ્રી વર્દ્ધમાનસ્વામિને નમસ્કાર કરીને ઉપદેશ આપવાને ઈચ્છુ છુ, કે જે શ્રી વર્દ્ધમાનસ્વામી વિમલ કેવલ નામના જ્ઞાનને ધરનારા છે ' પાચ જ્ઞાનોમા–'મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન અને મન પર્યાયજ્ઞાન '–આ ચાર જ્ઞાનો ક્ષાયોપશમિક છે, જ્યારે કેવલજ્ઞાન એ ક્ષાયિક છે ચારે જ્ઞાનો પોતપોતાનાં આવરણોની અમુક હયાતિમા પણ થઈ શકે છે, જ્યારે કેવલજ્ઞાન પોતાને આચ્છાદિત કરતા આવરણના એક પણ અણુનો આત્માની સાથે જ્યા સુધી સ પર્ક હોય, ત્યા સુધી પ્રગટ થતુ નથી. એ જ કારણે, ઉપકારિઓ એ જ્ઞાનના સ્વ રૂપદર્શન આદિને માટે, એ જ્ઞાનને વિમલ આદિ તરીકે

ઓળખાવે છે. વિમલનો અર્થ કરતાં બૃહદ્‌વૃત્તિકાર આચાર્ય ભગવાન ફરમાવે છે કે–તે કેવલજ્ઞાન પોતાને રોકનારાં સઘળાં ય કર્મો રૂપી રેણુના સંપર્કથી રહિત હોવાના કારણે નિર્મલ છે, અને મૂત્ર સૂત્રકાર પરમર્ષિ પોતે પણ ફરમાવે છે કે–જ્ઞાનાવારક કર્માણુના સંપર્કથી રહિત હોવાને કારણે તે કેવલજ્ઞાન નિર્મલ છે. આનો પરમાર્થ એ છે કે–જ્ઞાનાવરણીય કર્મના અણુઓનો આત્માની સાથે સંપર્ક હોય તે છતાં પણ, જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી મતિ આદિ જ્ઞાનો પ્રગટ થઈ શકે છે, જ્યારે કેવલજ્ઞાન તો જ્ઞાનાવરણીય કર્મના એક અણુનો પણ જ્યારે આત્માની સાથે સંપર્ક નથી રહેતો, ત્યારે જ પ્રગટે છે

રીતિએ, કેવલજ્ઞાનના પ્રતાપે પ્રગટતી સર્વજ્ઞતાને નહિ માનનારું પણ દર્શન છે. વળી સર્વજ્ઞતાને માનનારાં પણ એવાં દર્શનો છે, કે જે દર્શનો કેવલજ્ઞાનના સાચા સ્વરૂપ આદિના જ્ઞાનથી રહિત હોઈને, તત્ત્વના તલસ્પર્શી નિરૂપણ માટે દરિદ્ર દશાને ભોગવે છે કેવલજ્ઞાની એવા તીર્થસ્થાપકના અભાવે અન્ય દર્શનો, શાસ્ત્રોને શુદ્ધ બનાવનાર શુદ્ધ તત્ત્વવાદથી રહિત હોવાના કારણે, સાચાં તાપશુદ્ધ શાસ્ત્રો ગણાવાને માટે દેવાળીયા જેવી દશાને ભોગવે છે. એ જ કારણે, એ દર્શનશાસ્ત્રોને, તેઓના રચયિતાઓએ, વિધિ-નિષેધના સિદ્ધાન્તો અને તેના પાલન માટેની ક્રિયાઓ પણ, શ્રી જૈન દર્શનમાથી ઉછીની લીધી હોય એમ કરીને, ઘણી જ મુશીબતે પોતાનાં શાસ્ત્રોને કષશુદ્ધ અને છેદશુદ્ધ બનાવવાની ચેષ્ટાઓ કરી છે: પણ ચોર જેવી દશાના પ્રતાપે, તેઓ તેમ પણ યથાર્થ રીતિએ કરી શકયા નથી. શ્રી જૈન દર્શન જેવા શુદ્ધ દર્શનને કાકતાલીય ન્યાયે પામવા છતાં, દિગમ્બર મતના ઉત્પાદકે પોતાના રોષની સફળતાને માટે, દિગમ્બરપણાના દુરાગ્રહથી દિગમ્બરપણાને જ મુક્તિના માર્ગ તરીકે જાહેર કર્યું પરિણામે અનેક કૂટ સિદ્ધાન્તોને નિરૂપવાની એ મતના પ્રસ્થાપક આદિને ફરજ પડી અને એથી કષશુદ્ધિ, છેદશુદ્ધિ અને તાપશુદ્ધિ —એમ આ ત્રણે પ્રકારની શુદ્ધિથી શુદ્ધ એવાં શ્રી જિનાગમો રૂપ સત્યશાસ્ત્રોના ઉચ્છેદને જાહેર કરી, આચાર્યો દ્વારા કલ્પિત કરાયેલાં શાસ્ત્રોથી પોતાના મતનો નિર્વાહ કરવાનું તર્કટ ઉભું કરવું પડયું: દિગમ્બર મતે આ રીતિએ અનંતજ્ઞાનિઓએ પ્રરૂપેલા આગમો ગુમાવ્યા, ત્યારે સ્થાનકવાસી

મતે અમુક જ જિનાગમોને માનવાનું કબૂલ રાખી, શ્રી જિનાગમોના સાચા પદાર્થોના સ્વીકારથી પણ વંચિત રહેવાનું પસંદ કર્યું. આ રીતિએ, તેઓ કેવલજ્ઞાનિના વચનની અવગણના કરનારા બન્યા છે અને એ કારણે તેઓ સ્વ–પરનું શ્રેય સાધવાના બદલે અશ્રેય સાધી રહ્યા છે

કેવલજ્ઞાનની મહત્તા:

કેવલજ્ઞાન, એ એક એવો ઉત્તમ ગુણ છે કે–જેના યોગે આત્મા સર્વવેદી બની શકે છે. એ જ્ઞાનની અવગણના કરનારાઓ, અનંતજ્ઞાનિને માનતા જ નહિ હોવાથી, એવાઓને શ્રી સર્વજ્ઞશાસ્ત્રો ઉપર શ્રદ્ધા હોતી નથી અને એથી કલ્પિત વાતોમાં જ આનંદ માનનારા તેઓ, સ્વચ્છંદ કલ્પનાઓથી સત્યને વિરાધવાનું પણ કારમું પાપ કરે છે. મતિના વિભવમાં જ રાચનારાઓ, શ્રુતજ્ઞાનની પણ ક્રૂર મશ્કરીઓ કરનારા હોય છે: ત્યાં એવાઓ અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન અને કેવલજ્ઞાનનો ઉપહાસ કરનારાઓ હોય, એમાં તો આશ્ચર્ય જ શું છે? મતિ, કે જે સંસર્ગના યોગે સારી–નરસી બની શકે છે, તેના ઉપર આધાર રાખીને તદ્દન શુદ્ધ એવા કેવલજ્ઞાનને માનવા જેગું હૃદય જેઓને મળ્યું નથી, તેઓ સમ્યક્ત્વની પ્રાપ્તિને માટે, પોતાની જાતને હુંશીયાર માનનારા હોવા છતાં પણ લાયક નથી જ. શ્રી જિનેશ્વરદેવોની સાચી મહત્તા કેવલજ્ઞાનને જ આભારી છે. પ્રથમ વિશેષણની સાર્થકતા પણ આ બીજા વિશેષણ દ્વારા જ સાર્થક થઈ શકે તેમ છે. ઉપદેશ દ્વારા સર્વ પ્રકારે સ્વતત્રપણે સકલ ગુણ-

ત્ને ની ઉત્પત્તિના કારણ રૂપ તેઓ જ બની શકે છે, કે જેઓ વિમલ કેવલજ્ઞાનને ધરનારા હોય એ જ કારણે, સકલ ગુણ રત્નોનું સાંગોપાંગ નિરૂપણ જે શાસનમાં છે, તે શ્રી જિન શાસનની સ્થાપના, શ્રી જિનેશ્વરદેવો પણ પોતાને કેવલજ્ઞાન થયા વિના કરતા નથી

ઉત્તર ક્રિયાનું સૂચન

આટલું સમજ્યા પછી, હવે સમજાશે કે–પૂર્વાર્દ્ધ દ્વારા બે વિશેષણોથી વિશિષ્ટ એવા ભગવાન શ્રી મહાવીરદેવને નમસ્કાર કર્યો આ નમસ્કાર કરવામાં–' હું નમસ્કાર કરૂં છું ' –એમ નથી કહ્યું, પણ ' નમસ્કાર કરીને '–એમ કહ્યું છે. ' નમસ્કાર કરીને '–એવા અર્થમાં ' णम् ' આ ધાતુનો ઉપયોગ કરવો હોય, ત્યારે એ ધાતુને 'क्त्वा' પ્રત્યય લગાડવો પડે છે અને 'क्त्वा પ્રત્યય એ ઉત્તર ક્રિયાની અપેક્ષા રાખનારો હોય છે, એટલે એ પ્રત્યયનો ઉપયોગ કરનારે અવશ્ય ઉત્તર ક્રિયા કહેવાની તૈયારી જ રાખવાની હોય છે. વ્યવહારમાં પણ તમે સમજો છો કે–કોઈ પણ માણસ માત્ર–' નાહીને, ધોઈને, ખાઈને, પીઈને કે ભણીને '–આવા આવા પ્રયોગોને કરીને અટકી જતો નથી, પણ આગળ બીજી ક્રિયા બોલીને જ અટકે છે જેમ કે–' નાહીને દેરાસર આદિ સ્થળે ગયો, ધોઈને શુદ્ધ થયો, ખાઈને અભ્યાસ કરવા કે સામાયિક આદિ કરવા બેઠો, પીઈને તત્ત્વની ચિંતા આદિ કરવા લાગ્યો અને ભણીને આત્મહિતની સાધના આદિ માટે તત્પર બન્યો ' આ રીતિએ એ અપૂર્ણ વાક્યોને પૂર્ણ કરવા પડે છે એ જ

પ્રમાણે, આ સ્થળે સૂત્રકાર પરમર્ષિએ પણ–

"ક્ષમા, માર્દવ અને આર્જવ આદિ સકલ ગુણો રૂપી રત્નોના ઉત્પત્તિસ્થાન સમા અને આવરણરહિત હોવાના કારણે નિર્મલ એવા કેવલજ્ઞાનને ધરનારા ચરમ તીર્થપતિ ભગવાન શ્રી મહાવીરદેવને નમીને

–આ પ્રમાણે કહ્યા પછી, જરૂર આગળની ક્રિયા કહેવી જ જોઇએ અને એ જ કારણે, ઉત્તરાર્દ્ધ દ્વારા એ પરમર્ષિ ફરમાવે છે કે–

"ધર્મરત્નના અર્થી જનોને હું ઉપદેશ આપું છું

## ઉપદેશ કોને કહેવાય ?

સૂત્રકાર પરમર્ષિ આચાર્યભગવાન શ્રીમત્ શાન્તિસૂરીશ્વરજી મહારાજાએ, ઉત્તરાર્દ્ધ દ્વારા–'હું ધર્મના અર્થી જનોને ઉપદેશ આપું છું'–આ પ્રમાણે કહ્યું, એમાં ઉપદેશ આદિ અનેક વસ્તુઓ સમજવા જેવી છે એ કારણે, તેઓશ્રીએ પોતે તેમજ પરમોપકારી બૃહદ્‌વૃત્તિકાર આચાર્યભગવાન શ્રીમદ્ દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ પણ તે વસ્તુઓને સમજાવી છે

આપણે જોઈ ગયા છીએ કે–આ સૂત્રકાર પરમર્ષિએ આ શ્રી ધર્મરત્ન સૂત્ર દ્વારા 'અભિધેય' એટલે કહેવા યોગ્ય વસ્તુ એ એક ઉપદેશ જ રાખી છે એટલે 'ઉપદેશ' એ શું વસ્તુ છે, એ પણ સમજવું જરૂરી છે અને એ ઉપદેશ માટે અધિકારી કોણ છે, એ પણ સમજવું આવશ્યક છે ગાથાનો પદાર્થ કરી રહેલ બૃહદ્‌વૃત્તિકાર આચાર્યભગવાન, ઉપદેશ આદિનો પણ અત્યારે તો શબ્દાર્થ કરે છે અને પ્રત્યેક પદોના ભાવાર્થને સ્પષ્ટ કરતા ઉપકારી આચાર્યભગવાન ધણી

ઘણી વાતો ફરમાવવાના છે, જે વાતો આપણે સમયે જોઈશું અત્યારે તો જેમ પૂર્વાર્દ્ધમા આવતા પદોનો શબ્દાર્થ જોયો, તેમ ઉત્તરાર્દ્ધમા આવતા પદોનો પણ શબ્દાર્થ જે રીતિએ તે ઉપકારી આચાર્યભગવાને કર્યો છે, તે રીતિએ જોઈએ.

वितरामि '–' प्रयच्छामि '

આ તો સ્પષ્ટ છે' કારણ કે– वितरामि' કહીને સૂત્રકાર પરમર્ષિ–' હુ આપુ છુ '–એમ ફરમાવે છે શું આપવાને સૂત્રકાર પરમર્ષિ ઇચ્છે છે, એ તો આપણે જાણી જ ચૂકયા છીએ સૂત્રકાર પરમર્ષિ ઉપદેશ આપવાને ઇચ્છે છે ' જે ઉપદેશાય–કહેવાય, તે ઉપદેશ કહેવાય છે '–આટલુ કહેલુ બસ હોવા છતા પણ, ' ઉપદેશ 'ના અર્થને સ્પષ્ટ કરતા, આચાર્યભગવાન શ્રીમદ્ દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે–

' उपदेश–हित हितप्रवृत्तिनिवृत्तिनिमित्तवचनरचनाप्रपञ्च ।"

ઉપદેશ એટલે માત્ર ગમે તેમ કહેવું, એમ નથી ઉપદેશ, એ તો ઉપદેશક અને ઉપદેશ્ય–એ ઉભયના આત્માના એકાત હિતની વસ્તુ છે જેના પરિણામે સાચા ઉપદેશક અને યોગ્ય ઉપદેશ્ય, એ ઉભયનુ હિત નથી હોતું, એ શુદ્ધ કોટિનો ઉપદેશ જ નથી હિતકારી પણ ઉપદેશને દેનારો જો હિતબુદ્ધિ વિનાનો હોય, તો દેનારને માટે તે હિતકર તરીકે પરિણામ નથી પામતો અને લેનાર પણ જો આત્મહિતની બુદ્ધિએ સાભળનાર નથી હોતો, તો તે પણ હિતકર ઉપદેશથી પોતાનુ હિત સાધી શકતો નથી આથી, ઉપદેશ જેમ હિતકર હોવો જોઈએ, તેમ ઉપદેશક અને ઉપદેશ્ય પણ હિતકામી હોવા જોઈએ, એ નિર્વિવાદ છે. આ વસ્તુ, અનત ઉપ

કારી આચાર્યભગવાને ઉપદેશની આ વ્યાખ્યાને બાંધીને ખૂબ જ સ્પષ્ટ કરી છે. ઉપકારી આચાર્યભગવાને ઉપદેશની સ્વરૂપ-દર્શક વ્યાખ્યા કરતાં ફરમાવ્યું કે–' હિતની પ્રવૃત્તિમાં અને અહિતથી નિવૃત્તિમાં નિમિત્તભૂત થતો વચનરચનાનો વિસ્તાર, એનું નામ ઉપદેશ છે.'

## અહિતનિવૃત્તિ અને હિતપ્રવૃત્તિની સાથે જ ઉપદેશનો સાચો સંબંધ છે.

ઉપદેશની આ વ્યાખ્યા ખૂબ ખૂબ વિચારવા જેવી છે. માત્ર સુન્દર પ્રકારની વાક્યરચનાઓને જ ઉપકારિઓએ ઉપદેશ તરીકે વર્ણવેલ નથી. માત્ર ગંભીર વાક્યોના પ્રયોગો, એ પણ ઉપકારિઓની દૃષ્ટિએ ઉપદેશ નથી. અલંકારમય શબ્દરચનાઓનો ઉચ્ચ સ્વરે ગર્જારવ કરવો, એ પણ સાચા હિતચિન્તકોની દૃષ્ટિએ ઉપદેશ નથી. વાગાડમ્બરને કે વિચિત્ર પ્રકારના વાણીવીલાસને પણ, શુદ્ધ પરિણામદર્શી પરમર્ષિઓએ ઉપદેશ તરીકે નથી ઓળખાવ્યો. શ્રોતાવર્ગમાં હાસ્યાદિને પેદા કરનારા વચનપ્રયોગોને પણ, મોક્ષમાર્ગના પ્રકાશકોએ ઉપદેશ તરીકે જણાવેલ નથી. લોકરંજન માટે વહેતો વાણીપ્રવાહ, એ પણ ઉપદેશ નથી. આવી આવી અનેક વાતો ઉપદેશની આ વ્યાખ્યાથી સ્પષ્ટ થઈ જાય છે. સુન્દર પ્રકારની શબ્દ રચનાઓ આદિ ઉપદેશ રૂપ ત્યારે જ ગણાય છે, કે જ્યારે તે હિતપ્રવૃત્તિ અને અહિતનિવૃત્તિના કારણભૂત બનવાનું સામર્થ્ય ધરાવે છે. એ સામર્થ્યથી રહિત ગમે તેવો સુન્દર અને મનોરંજક પણ વાણીવિલાસ, ઉપદેશની કક્ષામાં ગણાતો

નથી. ઉપદેશનો વાસ્તવિક સંબંધ જો કોઈ પણ વસ્તુની સાથે હોય, તો તે વસ્તુ હિતપ્રવૃત્તિ અને અહિતનિવૃત્તિ એ જ છે જે ઉપદેશ આત્માને અહિતકર પ્રવૃત્તિઓથી પરાઙ્મુખ બનાવવાના અને આત્માને હિતકર પ્રવૃત્તિઓની સન્મુખ બનાવવાના સામર્થ્યથી રહિત છે, તે ઉપદેશ એ નામનો જ ઉપદેશ છે, પણ વાસ્તવિક પ્રકારનો ઉપદેશ નથી જ.

ઉપદેશક અને ઉપદેશ્યની દૃષ્ટિ:

આથી, ઉપદેશકનો ઉપદેશ આપવાનો હેતુ કયો હોવો જોઈએ, એ વાત પણ ઘણી જ સારી રીતિએ સ્પષ્ટ થઈ જાય છે. ઉપદેશ, એ કાંઈ ઉપદેશકને માટે નામના કમાવાનો ધંધો નથી. એ જ રીતિએ, ઉપદેશશ્રવણ એ ઉપદેશના સાંભળનારાઓને માટે કેવલ મોજમઝાહ આદિનું કારણ નથી. ઉપદેશકની દૃષ્ટિ શ્રોતાઓને અહિતથી બચાવીને હિતમાં યોજવાની હોય અને શ્રોતાની દૃષ્ટિ પણ અહિતથી વિરામ પામીને હિતમા પ્રવૃત્તિશીલ બનવાની હોય ઉપદેશક અને ઉપદેશ્યની આ દૃષ્ટિ હોય, તો શ્રી જિનાજ્ઞાને અનુસરતો જે કાંઈ ઉપદેશ અપાય, તે ઉભયને માટે એકાન્તે હિત કર નિવડ્યા વિના રહે નહિ ઉપદેશક અને શ્રોતા–ઉભયની દૃષ્ટિ કેવળ આત્મહિત તરફ જ હોય, તો સામાન્ય પ્રકારની શબ્દરચનાઓ દ્વારા પણ અપાયેલો આજ્ઞાનુસારી ઉપદેશ, ઘણું જ સુન્દર પરિણામ નિપજાવી શકે છે, જ્યારે એ દૃષ્ટિ વિના, નાટકીયા જેવા હાવભાવ સાથે સુન્દર વાણી વિલાસ દ્વારા પણ કહેવાતી વસ્તુ, ઉભયને માટે પ્રાયઃ

અહિતકર જ નિવડે છે. આથી સ્પષ્ટ થાય છે કે-ઉપદેશના ફલને પામવાની અભિલાષાવાળા ઉપદેશકે અને શ્રોતાએ, એમ ઉભયે પોતપોતાને માટે જરૂરી એવી લાયકાત સંપાદન કરવામાં જરા ય બેદરકાર રહેવું એ હિતકર નથી, પણ હાનિકર છે. આ વાત જો ઉપદેશક અને ઉપદેશને સાંભળનાર સમજી જાય, તો જ ઉપદેશ એ ઉપદેશના સ્વરૂપમાં જીવી શકે તેમ છે.

સદ્‌ગુરૂની સેવા પ્રથમ જરૂરી –

ઉપદેશ દેવાની લાયકાતને મેળવવાને માટે, સદ્‌ગુરૂની સેવા એ અતિશય જરૂરી ચીજ છે. સદ્‌ગુરૂની સેવા દ્વારા હિતના અને અહિતના સ્વરૂપને સમજવું, એ પણ ખૂબ જ આવશ્યક છે. હિતના અને અહિતના સ્વરૂપને જાણવા સાથે, હિતનાં અને અહિતનાં સાચાં સાધનોને સમજવાં, એ પણ અનિવાર્ય છે. આ સઘળાને સદ્‌ગુરૂની સેવાના પ્રતાપે સમજવા સાથે, યથાશક્તિ અહિતના માર્ગનો ત્યાગ કરવામાં અને હિતના માર્ગની ઉપાસના કરવામાં ઉજમાળ બનવાની પણ ખૂબ જ જરૂર છે. આ દશાએ આત્મા પહોંચે, તો પણ સદ્‌ગુરૂની આજ્ઞા પૂર્વકનો અધિકાર પ્રાપ્ત ન થાય, ત્યાં સુધી ઉપદેશના લોભી બની જવું એ હિતાવહ નથી. લાયકાતના પ્રતાપે અધિકાર પામેલો ઉપદેશક, ઉપદેશ દ્વારા જે જાતિનું પોતાનું અને પરનું હિત સાધી શકે છે, તે જાતિનું હિત સાધવાનું, લેભાગુ ઉપદેશકોને માટે શક્ય જ નથી. લેભાગુ ઉપદેશકો તો જેટલે અંશે સ્વ-પરનું અહિત ન સાધે, તેટલુ જ તેઓને માટે ભલું છે-એમ કહી શકાય.

અયોગ્ય ઉપદેશકથી ય યોગ્યને લાભ :

જ્ઞાનના ફલને નહિ પામેલા હોવા છતાં પણ, નુકશાનકારક નિવડવા માટે જ પ્રાપ્ત થયેલી બોલવાની શક્તિના પ્રતાપે જેઓ ઉપદેશક બની જાય છે, તેઓ એ દ્વારા પોતાનું અહિત જ સાધવાની કાર્યવાહી કરનારા છે. એવાઓના ઉપદેશથી જે કોઈ આત્માંઓને લાભ થાય છે, તેમાં એવાઓનો પ્રતાપ નથી, પણ સાંભળનારા આત્માઓની યોગ્યતાનો જ એ પ્રતાપ છે. અયોગ્ય અને અપરિણત પણ ઉપદેશકો સારો ઉપદેશ નથી જ આપી શકતા, એવું કાંઈ છે જ નહિ 'અભવ્ય ઉપદેશકોથી પણ અનેકો તરી ગયા.'– એવુ જાણનારા આપણે, એવુ તો ન જ માની શકીએ કે– 'શ્રદ્ધાથી પરવારેલા પણ અનેક પૌદ્ગલિક હેતુથી શુદ્ધ ઉપદેશ નથી જ આપી શકતા.' અનેક પૌદગલિક હેતુઓ એવા છે, કે જેના પ્રતાપે કેટલાક અભવ્ય આત્માઓ પણ, અવસરે શુદ્ધ ઉપદેશ આપવાને પ્રેરાયા વિના રહેતા નથી: પણ એ ઉપદેશક્રિયા, તેઓને પોતાના આત્માને માટે તો, પરિણામે હિતકર નિવડતી જ નથી. આમ છતા પણ, એવાઓના એ શુદ્ધ ઉપદેશથી યોગ્ય આત્માઓને તેઓની પોતાની યોગ્યતાના પ્રતાપે જરૂર લાભ પ્રાપ્ત થાય છે

યોગ્ય ઉપદેશકથી ય અયોગ્યને અલાભ :

આ જ પ્રમાણે, જે આત્માઓ શાસ્ત્રના વિધિ મુજબ ઉપદેશના અધિકારને પામેલા છે અને શુદ્ધ શ્રદ્ધાન, શુદ્ધ જ્ઞાન અને શુદ્ધ ચારિત્રથી અલંકૃત હોઈને શુદ્ધ ઉપદેશ આપ

વામાં પ્રવૃત્ત થયેલા છે, એવા પણ પુણ્યાત્માઓના શુદ્ધ ઉપદેશને ઊલટી રીતિએ ગ્રહણ આદિ કરનારા શ્રોતાઓ, એવા શુદ્ધ ઉપદેશથી પણ લાભને પામવાને બદલે ભયંકર નુકશાનના ભાગીદાર પણ થાય છે. એથી શુદ્ધ ઉપદેશકને તો સહેજ પણ નુકશાન નથી, એટલું જ નહિ પણ પોતાને પોતાની શુદ્ધ ઉપદેશની પ્રવૃત્તિથી એકાંતે લાભ જ છે. અયોગ્ય શ્રોતાઓ સાચા ઉપદેશકોથી પણ અહિત સાધે, એમાં કશું જ આશ્ચર્ય નથી. ભગવાન શ્રી જિનેશ્વરદેવો જેવા અજોડ ઉપદેશકોને પામવા છતાં પણ, સન્માર્ગને નહિ પામતાં ઉન્માર્ગે ચઢીને સ્વ-પરનું કારમું અહિત કરનારા હોય છે, તો પછી અન્ય શુદ્ધ ઉપદેશકના ઉપદેશથી સ્વ-પરનું અહિત સાધનારા શ્રોતાઓ જગતમાં હયાતિ ભોગવતા હોય, તો એમાં કશું જ આશ્ચર્ય પામવા જેવું નથી.

<u>સાચા સાધુઓ મધુરભાષી જ હોય :</u>

જેઓ પોતે શુદ્ધ ધર્મશ્રદ્ધાનથી રહિત છે અને ઉપદેશ પણ અશુદ્ધ જ આપવામાં ઉદ્યત છે, એ આત્માઓની દશા તો ઘણી જ નિંદ્ય છે. સન્માર્ગથી વંચિત રહેલા પોતે, પોતાની ગણના સન્માર્ગસ્થોમાં કરાવવાની ઈચ્છાથી, પોતાના સ્વચ્છંદી વિચાર, વાણી અને વર્તનને સત્ય તરીકે ઓળખાવવા માટે દામ્ભિક ઉપદેશો આપવામાં મસ્ત રહે છે. એવા આત્માઓ, ખરે જ, જગતના ઉતાર ગણાતા આત્માઓ છે, એમાં સહજ પણ શંકા નથી. દુનિયામાં વસતા યોગ્ય આત્માઓને પણ ધર્મધનથી વંચિત રાખવાનું કાવતરું કરનારા એ કાવતરાખોર

પાપાત્માઓ, રોમ રોમ વિષથી વ્યાપ્ત હોવા છતા પણ, પોતાની રસના ઉપર સાકર રાખીને, થાય તેટલુ ભદ્રિક આત્માઓનુ અહિત કરે છે. એવા અતિ ધૂર્ત આત્માઓ સાચા સજ્જન મહાપુરૂષોની પણ નિંદા કરવાનુ પાપ ઘણી સફાઈથી કરે છે રોમ રોમ અમૃતથી ઓતપ્રોત થયેલા પણ હિત બુદ્ધિથી જરૂરી કટુતાનો ઉપયોગ માત્ર વાણીથી જ કરનાર મહર્ષિઓ, જગતના એકાંત હિતકારી હોવા છતા, એવાઓ માટે એ પાપાત્માઓ જગતને એવું સમજાવે છે કે–'કટુ વાણીને ઉચ્ચારનારાઓમા સાધુપણું જ કેમ હોય ? સાધુઓ તો મીઠા બોલા જ હોય !'

સ૦ સાચા ઉપદેશક મહાપુરૂષો એકલા મીઠા બોલા જ હોય અને અવસરે હિતકારક કટુ પણ કહેનારા ન હોય, એ બને જ કેમ ?

એ વસ્તુ ન બને એવી હોવા છતા પણ, ઉન્માર્ગે વિચરનારા અને એ રીતિએ ઉન્માર્ગે વિચરવા છતા પણ પોતાનું ધાર્યું કરી શકાય–એ હેતુથી જગતના જીવોને ઉન્માર્ગનો ઉપદેશ દેવામા જ મચેલા આત્માઓ–'એમ જ બનવું જોઇએ'–એમ ભદ્રિક આત્માઓને સમજાવી રહ્યા છે. આ જાતિના પ્રચારકાર્યથી, આજે તો ભદ્રિક આત્માઓમા કારમી ગેરસમજ જન્મેલી જોવાય છે એવી કારમી ગેરસમજના પ્રતાપે તો, કેટલાક ભદ્રિક આત્માઓ સાચી અને પરિણામે હિતકર એવી પણ હિતશિક્ષાનુ શ્રવણ જે ભાવનાથી કરવું જોઈએ, તે ભાવનાથી કરી શકતા નથી. અરેઅર, દુન્યવી માનપાનમા જ મસ્ત બનેલા આત્માઓ, આ વેષમા રહીને

ભદ્રિક દુનિયાનુ જેટલુ બૂંડુ ન કરે, તેટલુ થોડું જ છે. તેઓની દૃષ્ટિ જગતના જીવોના વાસ્તવિક હિત તરફ હોતી નથી, પણ પોતાના માનપાનાદિ તરફ જ હોય છે અને એથી તેઓ ભદ્રિક આત્માઓને ભમાવવાનો જ ધધો લઈ બેઠેલા છે, એમ કહેવુ એમા જરા પણ અતિશયોક્તિ જેવું નથી આવી દશામાં ન ફસી જવાય–એ કારણે પણ, પ્રત્યેક કલ્યાણકામી આત્માએ સમજી લેવુ જોઈએ કે–સાચા સાધુઓ નથી તો કેવળ કટુ બોલા હોતા કે નથી તો કેવળ મીઠા બોલા હોતા. પ્રભુશાસનની સેવામાંજ સર્વસ્વ સમજતા સાધુ મહારાજા તો, સ્વ–પરનું પરિણામે જેથી હિત થનારૂં હોય, તેવું જ બોલનારા હોય છે. એ વાત પણ વિચારવી જરૂરી છે કે–પરિણામે અહિત કરનારૂ વચન દેખાવમાં મધુર હોય તો પણ કટુ છે અને પરિણામે હિત કરનારૂં વચન દેખાવમાં કટુ હોવા છતાં પણ તે એકાંતે મધુર છે. કટુની અને મધુરની વ્યાખ્યાને જો બરાબર સમજી લેવામાં આવે, તો સાચા સાધુઓ કટુભાષી લાગે છે તેને બદલે મધુરભાષી જ લાગે આ વ્યાખ્યા બરાબર ધ્યાનમાં રહે, તો કદી પ્રપંચીઓની પ્રપચમય વાણી અસર કરે નહિ અને એથી એ કારણે ઉન્માર્ગે ચઢી જવાનો ભય રહે નહિ

ભાટવેડા અને ભાંડવેડા :

જે લોકો મીઠું બોલવાની વાયડી વાતો કરનારા હોય છે, તે લોકો તો અવસર પામીને ભાટ અને ભાડ પણ સહેલાઈથી બની શકે છે ધર્મની કે દેવ–ગુરૂની તેઓને

કશી જ અપેક્ષા હોતી નથી દેવ, ગુરૂ અને ધર્મની બાબતમા કલ્પિત મધ્યસ્થપણાની વાતો કરનારા તેઓ દેવ, ગુરૂ અને ધર્મના સુન્દર સ્વરૂપને વર્ણવવાની વાત જ્યા આવે છે, ત્યા પણ મધુરતાના નામે ગોટાળા વાળે છે પોતાની જાતની પ્રશસા આદિને કરનારાઓ આગળ તો, એ બીચારા સાથે જ ભાટનો સ્વાગ સજે છે અને પોતાની સાચી પણ ત્રુટિઓ જે મહાત્માઓના સચ્ચારિત્રના યોગે ખૂલ્લી પડી જાય છે, તે મહાત્માઓ પ્રત્યે રોષિત બનીને તેઓ, તે મહાત્માઓને માટે તો એવા ભાટ બને છે કે-કોઇ સામાન્ય સમજુને પણ એમની ભાટવૃત્તિ તરફ઼ ઘૃણા ઉપજ્યા વિના રહે નહિ આમ છતા પણ, આજે ભાટવેડા અને ભાટવેડા કરનારાઓ, તેમના પૂર્વના પુણ્યથી સુખે મહાલી રહ્યા છે, પણ તેમા કોઇએ અજાવા જેવુ નથી દુનિયામા ઘણા માણસો એવા જ હોય છે, કે જેઓ પોતાની ખોટી પણ પ્રશસા સાભળીને ફુલાય છે અને પોતાની તેવી પ્રશસા ચાલુ રહે એટલા ખાતર પણ, ભાટવેડા કરનારાઓના ભક્ત બન્યા રહે છે એવા આત્માઓની દશા ઘણી જ કરૂણાપાત્ર છે, પરન્તુ દુર્ગુણી સાથેના દુર્ગુણિના યોગને તોડાવવાને માટે તો, તેઓની સુન્દર ભવિતવ્યતાની પણ અપેક્ષા રહે છે

<u>સન્માર્ગદર્શક કલ્પતરૂ સમાન</u>

ઉપકારિઓ તો ફરમાવે છે કે-સન્માર્ગના આસેવનને માટે અશક્ત એવા આત્માઓ પણ જો ઉપદેશમા સન્માર્ગનુ જ પ્રકાશન કરનારા હોય, તો એવાઓ પણ આ

દુનિયાના કલ્પતરૂઓ છે. અશુભના ઉદયે સન્માર્ગના આસેવનમાં અસમર્થ પણ હોવું એ સંભવિત છે, પણ એવાઓ ય એ માર્ગના ઉપદેશમાં આજ્ઞાંકિત બન્યા રહે, તો એવાઓ પણ પોતાની લાયકાત મુજબની પૂજાના અધિકારી છે. શુદ્ધ ચારિત્રસંપન્ન ગીતાર્થ સદ્ગુરૂઓના અભાવમાં, શુદ્ધ શ્રદ્ધાસંપન્ન સદ્ઉપદેશકો, કલ્યાણકામી ભદ્રિક આત્માઓને માટે, ખરે જ સાચા ઉપકારિની ગરજ સારે છે. એવા પુણ્યાત્માઓ પોતાની જાતપૂજા કરતાં શાસનની પૂજાને જ મહત્ત્વની માને છે. એવાઓ પોતાની જાતપૂજાને માટે શાસનના એક પણ સિદ્ધાન્તને ઉની આંચ પણ આવવા દેતા નથી. પ્રસંગે પોતાના દોષોનું પ્રકાશન કરતાં પણ એવા પુણ્યાત્માઓ અચકાતા નથી. એવાઓ તો, જાતના ભોગે પણ શાસનની સેવામાં જ રાચનારા હોય છે. એવા આત્માઓ પણ ભવ્ય જગતના ધન્યવાદને પાત્ર છે

આજ્ઞાપ્રેમ અને આજ્ઞાપાલન :

એવા પુણ્યાત્માઓની વાકયરચનાઓ સ્વ-પર ઉભયને માટે હિતકારી બને છે પોતાના દોષોને છૂપાવ્યા વિના, તે પુણ્યાત્માઓ, અવસરે પોતાની નિર્બલતાને કબૂલી લેવાની સરલતા અને હિંમત ધરાવનારા હોય છે. કેટલીક વાર એવું પણ બને છે કે-પોતાની નિર્બલતા અગર તો ભૂલ કબૂલ કરી લેવાની હિંમત અને સરલતા નહિ હોવાના કારણે, શાસનના એક વારના સમર્થ સંરક્ષક તરીકે જીવનારા આત્માઓ પણ, ઉન્માર્ગના ઉપદેશક બની જાય છે. આજ્ઞાપ્રેમ

અને આજ્ઞાપાલન, એ બે ભિન્ન વસ્તુઓ છે. 'આજ્ઞાપ્રેમ જો સાચો હોય, તો તે આજ્ઞાપાલન પ્રત્યે આત્માને દોર્યા વિના રહેતો નથી'–એ વાત જેમ સાચી છે, તેમ એ વાત પણ સાચી જ છે કે–'આજ્ઞાપ્રેમ પૂરતો હોવા છતા પણ, કોઈ તેવા દુષ્કર્મના કારમા ઉદયને કારણે આજ્ઞાપાલનમા ન્યૂનતા હોઈ શકે છે.' સાચો આજ્ઞાપ્રેમ શક્ય આજ્ઞાપાલનને માટે આત્માને ઉદ્યુક્ત બનાવ્યા વિના રહેતો નથી, પણ એવા ય કર્મો હોય છે, કે જેના તીવ્ર ઉદય યોગે આજ્ઞાપ્રેમી આત્મા પણ આજ્ઞાપાલક તરીકેનુ સુન્દર જીવન જીવવાને માટે સમર્થ બની શકતો નથી એવા અશક્ત આત્માઓને માટે તો, તેઓનો સાચો આજ્ઞાપ્રેમ-એ પણ આજ્ઞાપાલનનો જ એક પ્રકાર છે, એમ કહી શકાય.

<u>આજ્ઞાપ્રેમ વિના હિતદૃષ્ટિ નહિ</u>

આવી રીતિએ જે આત્માઓ આજ્ઞાપ્રેમી હોય છે, આજ્ઞાપ્રેમી બન્યા રહેવાની ઉત્સુકતાને ધરાવનારા હોય છે અને આજ્ઞાપાલન માટેના શક્ય પ્રયત્નો કરવામા ઉદાસીન નથી હોતા, તેવા આત્માઓ પણ શ્રી જિનાજ્ઞાનુસારી ઉપદેશ દ્વારા સ્વ-પરના હિતને સાધી શકે છે: જ્યારે દેખાતી રીતિએ ચારિત્રને પાળનારાઓ અને તપશ્ચરણાદિને પણ સેવનારાઓ જો આજ્ઞાપ્રેમથી વચિત હોય છે, તો અવસરે પૌદ્ગલિક ઇચ્છાઓની પૂર્તિ આદિને માટે, ઉન્માર્ગના ઉપદેશક અને પોષક બને છે સાચા ઉપદેશક બનવાને માટે, સ્વ-પરના સાચા હિતની દૃષ્ટિ અવશ્ય કેળવવી જોઈએ અને

એ હિતદૃષ્ટિ આત્મામાં આજ્ઞાપ્રેમ પ્રગટ્યા વિના આવતી જ નથી, એ નિર્વિવાદ વાત છે. શ્રોતાઓએ પણ પોતાના આત્માના કલ્યાણ ખાતર સાચો આજ્ઞાપ્રેમ કેળવવો જોઈએ. સાચા આજ્ઞાપ્રેમને ધરનારા શ્રાવકો પણ, જો પ્રયત્નશીલ બને તો સન્માર્ગ અને ઉન્માર્ગનો વિવેક સુન્દર પ્રકારે કરી શકે છે. પરન્તુ જેઓ માત્ર વેષ જોઈને જ માનવાનું અને નમવાનું ધોરણ સ્વીકારી બેસે છે, તેઓ ક્યારે કયા ઉન્માર્ગદેશકની જાળમાં ફસાઈ જશે, તે કલ્પવું મુશ્કેલ છે. આજે તો શ્રાવકવર્ગમાં પણ તત્ત્વજ્ઞાન મેળવવા આદિનો પ્રયત્ન એટલો બધો ઘટી ગયો છે, કે જેના યોગે સામાન્ય સામાન્ય વાતોમાં પણ શ્રાવકોનો મોટો ભાગ મુંઝાઈ પડે છે પરિણામે, સન્માર્ગના ઉપાસક બની રહેવાને બદલે, સન્માર્ગી અને ઉન્માર્ગી–ઉભયને સમાન માનીને જ વર્તવાની વૃત્તિ ઉત્પન્ન થાય છે.

ધર્મના અર્થી જનોને ઉપદેશ :

આ દશાના નિવારણને માટે, સૌએ એ તપાસતા થઈ જવું જોઈએ કે–' અમને જે કાંઇ કહેવામાં આવે છે તે મીઠું હોય કે કડુ હોય, પણ અમારા માટે હિતકર છે કે અહિતકર છે ?' આત્માને માટે જે કાંઈ હિતકર હોય, તે ગ્રહણ કરવા યોગ્ય છે આ જ કારણે, ઉપદેશના સ્વરૂપને દર્શાવતા બૃહદ્વૃત્તિકાર પરમર્ષિએ એ જ વાત ફરમાવી કે–જગતના જીવોને અહિતકર માર્ગથી નિવૃત્ત થવામાં અને હિતકર માર્ગમાં પ્રવૃત્ત થવામાં જે વચનો નિમિત્તભૂત થાય, તેવાં વચનોની રચનાઓનો વિસ્તાર કરવો, એનું જ નામ સાચો ઉપદેશ છે.

આ શ્રી ધર્મરત્ન નામના પ્રકરણના રચયિતા આચાર્યભગવાને, આ જ જાતિનો ઉપદેશ, આ ગ્રન્થરત્નના નિર્માણ દ્વારા આપ્યો છે. ગ્રંથકાર પરમર્ષિએ જેમ–'હું ઉપદેશ આપું છું'–એમ ફરમાવ્યું છે, તેમ આવો એકાન્તે કલ્યાણકારી ઉપદેશ પણ કોને આપ્યો છે, ને ફરમાવ્યુ છે. એ વસ્તુને જણાવનાર 'जणाण' પદ છે, કે જેનો અર્થ 'લોકોને' એવો થાય છે: પરન્તુ સૂત્રકાર પરમર્ષિએ લોકોમાંથી પણ અમુક લાયકાતવાળા જનોને જ ઉપદેશ આપવાનું પસંદ કર્યું છે, એમ 'जणाण' ના વિશેષણ તરીકે મૂકાએલા 'धम्मरयणत्थियाण।' પદથી જણાય છે. અર્થાત્–સૂત્રકાર પરમર્ષિએ આવો એકાન્ત કલ્યાણકારી પણ ઉપદેશ, ધર્મ રૂપ રત્નના અર્થી એવા જનોને આપવાને માટે જ, આ ગ્રન્થરત્નની રચના કરી છે.

## ધર્મ કોને કહેવાય ?

અહીં–'ધર્મરત્નના અર્થી જનોને હું ઉપદેશ આપું છું.'–એમ જણાવ્યું છે, એથી એ વાત પણ સ્પષ્ટ થઈ જાય છે કે–અહિતથી નિવૃત્ત બનાવનાર અને હિતમાં પ્રવૃત્ત બનાવનાર ઉપદેશનું દાન કરવાને ઇચ્છતા આત્માઓએ, બીજી કોઈ જ વસ્તુનો નહિ, પણ ધર્મનો જ ઉપદેશ આપવો જોઈએ. એ વાત પણ સ્વતઃ સિદ્ધ થઈ જાય છે કે–એક માત્ર ધર્મ જ અહિતથી બચાવીને હિતને પમાડનાર છે. અહીં એ પ્રશ્ન સ્હેજે થાય કે–'ધર્મ કહેવાય કોને?' આવા પ્રશ્નનું જ જાણે નિરાકરણ કરતા હોય, તેમ બૃહદ્વૃત્તિકાર આચાર્યભગવાન શ્રીમદ્ દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે–

"दुर्गतिप्रवतन्तं प्राणिगणं धारयति, सुगतौ धत्ते चेति धर्मः।"

જ્યાં સુધી આત્મા કર્મરેણુના સંપર્કથી યુક્ત છે, ત્યાં સુધી તેની ગતિ તો ચાલુ જ છે: પરન્તુ જ્ઞાનિઓ ફરમાવે છે કે-અધર્મના આસેવનથી આત્મા દુર્ગતિને પામે છે અને ધર્મના સેવનથી આત્મા સુગતિને પામે છે. ધર્મના યોગે આત્મા અન્તે એવી ગતિને પામે છે, કે જેને સિદ્ધિગતિ કહેવાય છે. જે ધર્મમાં આવું સામર્થ્ય નથી, તે ધર્મ વસ્તુતઃ ધર્મ તરીકે ઓળખાવાને માટે લાયક જ નથી. દુર્ગતિમાં પડતા પ્રાણિગણને દુર્ગતિમાં પડતાં બચાવી લે અને સુગતિમાં પહોંચાડે-એનું નામ ધર્મ છે. ધર્મમાં દુર્ગતિથી બચાવવાનું અને સુગતિને પમાડવાનું સામર્થ્ય હોય, તો જ તે ધર્મ વાસ્તવિક ધર્મ ગણાય. બૃહદ્‌વૃત્તિકાર પરમર્ષિએ પોતાના આ પ્રકારના કથનની સાક્ષીમાં પ્રાચીન પરમર્ષિઓના કથનની સાક્ષી પણ રજૂ કરી છે: અને તે એ છે કે-

"दुर्गतिप्रसृतान् जंतून्, यस्माद् धारयते ततः।
धत्ते चैतान् शुभस्थाने, तस्माद् धर्म इति स्मृतः॥ १॥"

## આપત્તિનાશક ને સંપત્તિપ્રાપક:

આથી સમજાશે કે-ધર્મ, એ કોઈ સામાન્ય વસ્તુ નથી. આત્માના અધઃપાતને અટકાવવા સાથે જે ઉન્નતિનો સાધક છે, તે જ સાચો ધર્મ છે. ધર્મ તો દુર્ગતિને અટકાવવાની જ તાકાત ધરાવે છે, પણ સદ્‌ગતિએ પહોંચાડવાનું સામર્થ્ય નથી ધરાવતો, આવું કહેવું એ વસ્તુસ્થિતિનું કારણું અજ્ઞાન છે. આવા અજ્ઞાન આત્માઓ દુરાગ્રહને વશ થઈને જ્યારે

એમ કહેવા તૈયાર થાય કે-'ધર્મ સદ્ગતિએ પહોંચાડે એમ કહેવું એ ખોટું છે'-ત્યારે તો હદ જ થઈ કહેવાય. અવનતિને અટકાવનાર ધર્મ ઉન્નતિસાધક ન બને, એ વસ્તુ શકય જ નથી અવનતિનો અવરોધક ધર્મ, જરૂર ઉન્નતિ-સાધક હોય જ છે. આ જ કારણે, ઉપકારી મહાપુરૂષોએ ધર્મને જેમ આપત્તિનાશક તરીકે વર્ણવ્યો છે, તેમ સંપત્તિપ્રાપક તરીકે પણ વર્ણવ્યો છે. મુક્તિથી માંડીને દુનિયાદારીનું એક સામાન્ય સુખ પણ ધર્મથી જ સાધ્ય છે, એમ ઉપકારિઓએ ઘણી જ સ્પષ્ટતાથી વર્ણવ્યુ છે.

ધર્મરત્નું અર્થિપણું.

આવા ઉત્તમ ધર્મને જ ઉપકારિઓ રત્નની ઉપમા આપે છે. રૌદ્ર દારિદ્રનો વિનાશ અને સકલ કલ્યાણોની પ્રાપ્તિ, આવા ધર્મરત્નથી જ શક્ય છે. આવું ધર્મરત્ન જ જેઓને એક ઇષ્ટ હોય અને એ હેતુથી જે આત્માઓ ધર્મરત્નને શોધવાના જ સ્વભાવવાળા બનેલા હોય, તે જ આત્માઓ ધર્મરત્નના અર્થિઓ ગણાય છે. ધર્મરત્નને શોધવાનો જ સ્વભાવ બની જવો, એ સામાન્ય વસ્તુ નથી. ધર્મરત્ન જ એક સાચું સાન્વર્થ રત્ન છે, એવું હૃદયમા જ્યાં સુધી સંપૂર્ણપણે નિશ્ચિત ન થાય, ત્યાં સુધી ધર્મરત્નનું સાચું અર્થિપણું જાગૃત થવુ એ શકય જ નથી. અને એ વિના ધર્મનો ઉપદેશ જેવો જોઇએ તેવો કાર્યગતપણુ નિવડવાનો નથી

ચોથીના અર્થમાં છટી

પ્રથમ ગાથામા-'ધર્મરત્નના અર્થી જનોને'-એમ બતા-

વનાર સામાસિક પદને જે છઠ્ઠી વિભક્તિ લગાડવામાં આવી છે, એ ચોથી વિભક્તિના અર્થમાં સમજવાની છે. વ્યાકરણનો અભ્યાસ જેઓને હોય, તેઓ જ સમજી શકે તેમ છે કે–સાત વિભક્તિઓનો ઉપયોગ ક્યારે ક્યારે થઈ શકે છે. આ સ્થાને 'धम्मरयणत्थियाणं' આ પદને ચોથી વિભક્તિ લાગવી જોઇએ, છતાં છઠ્ઠી લગાડવામાં આવી છે, માટે એને ચોથીના અર્થમાં સમજવી જોઈએ : કારણ કે–પ્રાકૃત વ્યાકરણના નિયમ મુજબ ચોથીના અર્થમાં છઠ્ઠી વિભક્તિ આવે છે. એ વાતનું પ્રમાણ આપતાં પણ બૃહદ્‌વૃત્તિકાર આચાર્ય મહારાજા ફરમાવે છે કે–

"यदाहु श्रीहेमचंद्रसूरिपादा स्वकृतप्राकृतलक्षणे चतुर्थ्यां षष्ठी।"

એટલે કે–પૂજ્ય એવા શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા પોતાના પ્રાકૃત વ્યાકરણમાં કહે છે કે–'ચોથીના બદલે છઠ્ઠી' થાય છે.

ઉપકારી પરમર્ષિઓને પણ પૂજ્યો પ્રત્યે કેટલું બધું બહુમાન હોય છે, એ પણ આવા ઉલ્લેખોથી ખૂબ સ્પષ્ટ થાય છે. આજે મહાપુરૂષોનાં નામોનો પ્રયોગ પણ તુચ્છ શબ્દોમાં કરનારાઓ આથી સમજે અને બહુમાનભર્યા શબ્દોનો પ્રયોગ કરતા થાય, એ ઘણું આવશ્યક છે. ઉપકારિઓ પ્રત્યે બહુમાનનો અભાવ, એ આત્માના અધઃપાતની જ એક નિશાની છે.

[ ૭ ]

ભાવાર્થની મહત્તા:

પરમ ઉપકારી, આચાર્યભગવાન શ્રીમત્ શાન્તિસૂરી-

વરજી મહારાજાએ રચેલા, શબ્દોથી ટૂંકા છતાં અર્થોથી ગંભીર એવા આ શ્રી ધર્મરત્ન નામના શાસ્ત્રરત્નની પ્રથમ ગાથાને અવલંબીને આપણે વિચાર કરી રહ્યા છીએ. 'સંહિતા, પદ, પદાર્થ, પદવિગ્રહ, ચાલના અને પ્રત્યસ્થાન'–એમ છ પ્રકારે વ્યાખ્યા થઈ શકે છે. આ છ પ્રકારોમાંથી 'પદાર્થ' નામના ત્રીજા વ્યાખ્યાપ્રકારને અનુસરીને, પ્રથમ ગાથાનાં પદોનો શબ્દાર્થ જે પ્રમાણે ઉપકારી ટીકાકાર આચાર્યભગવાને કર્યો છે, તે પ્રમાણે આપણે જોઈ આવ્યા. પ્રથમ ગાથાનો શબ્દાર્થ જણાવ્યા બાદ, ઉપકારી ટીકાકાર આચાર્યભગવાને એ પ્રથમ ગાથાનો ભાવાર્થ પણ ઘણી સુંદર રીતિએ દર્શાવ્યો છે. પદના શબ્દાર્થ કરતાં પદનો ભાવાર્થ વસ્તુનું ઘણું જ સ્પષ્ટીકરણ કરે છે. પદના ભાવાર્થ પ્રત્યે બેદરકાર રહેનારાઓ, વસ્તુના યથાર્થ જ્ઞાનને પ્રાપ્ત કરી શકતા નથી. પદનો શબ્દાર્થ જણાવવામાં જે જ્ઞાનની આવશ્યકતા છે, તેના કરતા પદનો ભાવાર્થ સ્પષ્ટ કરવાને માટે વિશદ જ્ઞાનની આવશ્યકતા રહે છે. એકલા શબ્દશાસ્ત્રના જ્ઞાનથી ભાવાર્થને પામી શકાતો નથી તે તે પદના તે તે ભાવને જાણીને તેની સ્પષ્ટતા કરવાને માટે, તે તે વસ્તુના સ્વરૂપાદિને દર્શાવનાર શાસ્ત્રોનું જ્ઞાન હોવું, એ અનિવાર્ય છે. એક એક સૂત્રના અનન્તા અર્થોને માનનારાઓને માટે, પદના ભાવાર્થની મહત્તા નાનીસુની નથી આવી અતિ શ્રેષ્ઠ મહત્તાને ધરનાર ભાવાર્થનું નિરૂપણ થતું હોય, ત્યારે જિજ્ઞાસુઓએ સવિશેષ સ્થિરચિત્ત બનવું જોઈએ એક વસ્તુનો ભાવાર્થ જો એક સ્થળે બરાબર સમજાઈ ગયો હોય છે, તો એ વસ્તુ અન્ય કોઈ

પણ સ્થળે આવતાં, તેનો ભાવાર્થ તરત જ ખ્યાલમાં આવી જાય છે.

## 'णमिऊण' પદનો ભાવાર્થ:

અહીંથી આપણે પ્રથમ ગાથાના ભાવાર્થને વિચારવાનું શરૂ કરીએ છીએ. શ્રી ધર્મરત્ન નામના શાસ્ત્રરત્નની પ્રથમ ગાથાનું પ્રથમ પદ 'णमिऊण' છે. એનું સંસ્કૃત રૂપ 'नत्वा' થાય છે. 'नत्वा'નો સામાન્ય અર્થ 'નમીને' એવો થાય છે. હવે જુઓ કે–આ પદનો ભાવાર્થ કેવી રીતિએ છે. આ પદના ભાવાર્થને સ્પષ્ટ કરતાં, બૃહદ્વૃત્તિકાર આચાર્યભગવાન શ્રીમદ્ દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે–

"नत्वेति पूर्वकालाभिधायिनाऽऽक्षिप्तोत्तरकालक्रियेण स्याद्वादशार्दूलनादसंवादिना पदेनैकान्तनित्यानित्यवस्तुविस्तारिवादिप्रवादिमृगयोर्मुखबन्धो व्यधायि, यतो नैकान्तेन नित्योऽनित्यो वा कर्ता क्रियाद्वयं कर्तुमीष्टे क्रियाभेदे कर्तृभेदात् ततो द्वितीयक्रियाक्षणे कर्तुरनित्यनित्यत्वाभ्युपगमप्रसङ्गाभ्यां द्वयोरप्यशक्तिरिति।"

## ત્રણ ધર્મોને પ્રધાનપણે ધ્વનિત કરનાર પદ:

આ 'नत्वा' પદ, એ સ્યાદ્વાદ રૂપ શાર્દૂલના નાદનું સંવાદી પદ છે: કારણ કે–એ પદ પૂર્વકાલનું અભિધાન કરનાર હોવા સાથે, ઉત્તરકાલની ક્રિયાને આક્ષિપ્ત કરનાર છે. વ્યાકરણના નિયમ પ્રમાણે 'क्त्वा' પ્રત્યયથી બનતાં પદો સ્યાદ્વાદ રૂપ સિંહનાદનો સંવાદ કરનારાં જ હોય છે. આ જ કારણે, 'क्त्वा' પ્રત્યયથી બનતાં પદોમાં ત્રણ ધર્મો મુખ્યપણે રહે છે. 'પૂર્વકાળને જણાવવો'– એ પ્રથમ

ધર્મ : 'ઉત્તરક્રિયાનું આકર્ષણ કરવું'–એ બીજો ધર્મ : અને એમ કરીને 'સ્યાદ્વાદ રૂપ સિંહના નાદનુ અનુસરણ કરવું'–એ ત્રીજો ધર્મ. આ ત્રણેય ધર્મોને પ્રધાનપણે ધ્વનિત કરનાર પદનો પ્રયોગ કરીને, પ્રયોગ કરનાર પરમર્ષિ વસ્તુના એકાત નિત્યવાદનો વિસ્તાર કરનાર વાદી અને વસ્તુના એકાત અનિત્યવાદને વિસ્તારનાર પ્રવાદી, એ ઉભય રૂપ હરણીયાઓના મુખને બધ કરે છે

<u>એકાન્ત સિદ્ધાન્તોનું રાંકડાપણું</u>

વસ્તુ માત્ર દ્રવ્યાર્થિક નયથી નિત્ય અને પર્યાયાર્થિક નયથી અનિત્ય હોવાના કારણે, કોઈ પણ વસ્તુ એકાત નિત્ય પણ નથી અને એકાત અનિત્ય પણ નથી. વસ્તુ સ્થિતિ આવા પ્રકારની હોવા છતા પણ, ઘોર મિથ્યાત્વના ઉદયને લઈને, વસ્તુના સ્વરૂપનો સાચો વિચાર નહિ કરી શકનારા વાદિઓએ, વસ્તુનુ એકાત નિત્ય સ્વરૂપે પણ નિરૂપણ કર્યું છે અથવા એકાત અનિત્ય સ્વરૂપે પણ નિરૂપણ કર્યું છે. મિથ્યાત્વના યોગે, વસ્તુસ્વરૂપના નિરૂપણમા અનેકાનેક ઉપદ્રવો મચ્યા છે. આ વિશ્વમા, ગાઢ મિથ્યાત્વના યોગે દુર્દમ બનેલ કેટલાક વાદિઓએ, આત્માદિ વસ્તુઓને એકાત નિત્ય પણ માની છે અને ઘટાદિ વસ્તુઓને એકાત અનિત્ય પણ માની છે. એવા પણ પ્રવાદિઓ વિશ્વમા ખ્યાતિ ભોગવે છે, કે જેઓ આત્માદિ વસ્તુઓને એકાત નિત્ય માને છે અથવા તો એકાત અનિત્ય માને છે આ પ્રકારની અવ્યવસ્થાથી વિહ્‌વળ બનેલા હરણીયા, સ્યાદ્વાદ રૂપ

સિંહના નાદથી સ્તબ્ધ બની જઈ, મૌનનો જ આશ્રય સ્વીકારે છે આવા અસ્તોવ્યસ્ત વાદિઓ, અનંતજ્ઞાની શ્રી જિનેશ્વરદેવોના સ્યાદ્વાદ સિદ્ધાન્ત સામે, ઉંચી આંખે જોવાની પણ હામ કરી શકતા નથી. સ્યાદ્વાદ સિદ્ધાન્તના આશ્રય વિના, વસ્તુની વાસ્તવિક વ્યવસ્થા શક્ય જ નથી. સ્યાદ્વાદ સિદ્ધાન્ત જ વસ્તુસ્વરૂપની વ્યવસ્થાનો સાચો નિયામક છે. વસ્તુ પોતાના સ્વરૂપે સ્વયં રહેલી છે, પણ તે જે રીતિએ રહેલી છે તે રીતિએ તેને રહેલી સમજાવનાર, જગતમાં સ્યાદ્વાદ સિવાય અન્ય કોઈ સિદ્ધાન્ત જ નથી. અનેકાન્તવાદ, એ સ્યાદ્વાદનુ જ અપર નામ છે અનેકાન્ત સિદ્ધાન્તની આગળ એકાન્ત સિદ્ધાન્તો, એ ખરે જ રાંકડા સિદ્ધાન્તો છે. એકાન્ત સિદ્ધાન્ત વસ્તુના વાસ્તવિક સ્વરૂપનું પ્રતિપાદન તો નથી કરતો, પણ ઊલટો વસ્તુના વાસ્તવિક સ્વરૂપનો તે અપલાપ કરે છે. આવા સિદ્ધાન્તના ઉપાસકો એ સત્યના સેવકો નથી, પણ સત્યના દુશ્મનો હોઈ સત્યની કારમી વિટમ્બના કરનારા છે. આવા એકાન્તવાદિઓના તત્ત્વનિરૂપણથી અજ્ઞાન વિશ્વ પાગલ દશાનો અનુભવ કરતું બની ગયુ છે. જગતના અજ્ઞાન આત્માઓ આવાઓના ફંદામાં ફસીને, અજ્ઞાન અને મિથ્યાત્વનો કારમો નાચ કરે છે. એવાઓના સઘળા ય સિદ્ધાન્તો એ સિદ્ધાન્તો નથી હોતા, પણ ઉન્માદનો કારમો બકવાદ જ હોય છે.

<u>સ્યાદ્વાદ સિદ્ધાન્તનું પ્રાબલ્ય :</u>

અનેક પરમર્ષિઓની માફક, કલિકાલસર્વજ્ઞ આચાર્ય-

ભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજા પણ ફરમાવે છે કે–કોઇ પણ દર્શનકાર આ સ્યાદ્વાદ–અનેકાન્તવાદનો પ્રતિક્ષેપ કરી શકે તેમ નથી. દર્શનકાર જો શુદ્ધ દ્રષ્ટિનો માલિક બને, તો એને આ સ્યાદ્વાદનું શરણું સ્વીકારવા સિવાય અન્ય કોઈ શાતિનો ઉપાય પણ નથી. જેઓ દુરાગ્રહી બનીને એકાન્તવાદની ઉપાસનામાં જ રાચે છે, તેઓ તો આ સ્યાદ્વાદ સિદ્ધાન્ત રૂપ સિંહના નાદથી જ નાશભાગ કરે છે. એવા એકાન્તવાદની આંધીથી અંધ બનેલાઓ, વસ્તુના શુદ્ધ સ્વરૂપને નહિ જોઈ શકતા હોવાથી, અનેકાન્તવાદની સામે બોલવાની શુદ્ધિ જ ગુમાવી બેસે છે. વિજ્ઞાનના એક આકારને નાના આકારોવાળુ માનનાર બૌદ્ધ, જો સાચા, અર્થમા પ્રાજ્ઞ બને, તો એની શી તાકાત છે, કે જેથી એ અનેકાન્તવાદનો પ્રતિક્ષેપ કરે ? કાબરચિત્રા રૂપને એક અને અનેક તરીકે પ્રમાણ રૂપ માનનાર યોગ અને વૈશેષિક પણ કયા મોઢે અનેકાન્તવાદનો પ્રતિક્ષેપ કરી શકે તેમ છે ? બુદ્ધિશાલિઓમા મુખ્ય ગણાતો સાખ્ય, કે જે વિરૂદ્ધ એવા સત્ત્વ આદિ ગુણોથી ગુમ્ફિત પ્રધાન તત્ત્વને માનનારો છે, તે જો સાચે જ બુદ્ધિશાલિઓનો આગેવાન બને, તો એની પણ તાકાત નથી કે–તે અનેકાન્તવાદનો પ્રતિક્ષેપ કરી શકે. અર્થાત્–સ્યાદ્વાદ સિદ્ધાન્ત, એ એવો તો વાસ્તવિક હોવાના કારણે પ્રબલ સિદ્ધાન્ત છે કે–સમર્થ દર્શનકારો પણ સ્યાદ્વાદની સામે ચુ કે ચા કરી શકે તેમ નથી.

<u>સ્યાદ્વાદ કોને કહેવાય?</u>

પ્ર૦ સ્યાદ્વાદ એટલે શું?

સ્યાદ્વાદ એટલે વસ્તુના દરેક ધર્મોના અસ્તિત્વને યથાસ્થિત રૂપે સ્વીકારનારો વાદ. વસ્તુના માત્ર એક જ ધર્મને સ્વીકારીને તેના અનંતા ધર્મોનો અપલાપ કરવાનું પાપ, સ્યાદ્વાદ માનનારથી થતું નથી. વસ્તુના સઘળાય ધર્મોના અસ્તિત્વને સ્વીકારીને, એના તે તે ધર્મનું તે તે રીતિનું નિરૂપણ કરનાર જે વાદ, એનું નામ સ્યાદ્વાદ છે. દૃષ્ટાન્ત તરીકે સમજો કે—એક જ પુરૂષ કોઈનો પિતા પણ હોઈ શકે છે, કોઈનો પતિ પણ હોઈ શકે છે અને કોઈનો પુત્ર વિગેરે પણ હોઈ શકે છે. એક માણસ સામાન્ય દૃષ્ટિએ જેનો પિતા છે, તેનો જ તે પતિ કે પુત્ર આદિ હોઈ શકતો નથી અને જેનો તે પતિ છે, તેનો પિતા કે પુત્ર આદિ હોઈ શકતો નથી. પોતાના સંતાનોનો તે પિતા છે, પોતાની પત્નિનો તે પતિ છે અને પોતાના પિતાનો તે પુત્ર છે. આ જ રીતિએ, તે મામાનો ભાણેજ અને ભાણેજનો મામો, જમાઈનો સસરો અને સસરાનો જમાઈ એ વિગેરે છે. આથી એક માણસ માત્ર પિતા જ છે કે પુત્ર જ છે એમ નથી, પણ જે છે તે સઘળું છે. આ રીતિએ, સઘળીય વસ્તુઓના સઘળાય ધર્મોનો, તે તે ધર્મો જે જે સ્વરૂપે હોય તે તે સ્વરૂપે તેનો, સ્વીકાર કરનારો જે વાદ, તેનું નામ સ્યાદ્વાદ છે.

<u>સ્યાદ્વાદ એ અનિશ્ચિતવાદ નથી</u>

પ્ર૦ ત્યારે આજે ઘણાઓ સ્યાદ્વાદને અનિશ્ચિતવાદ તરીકે ઓળખાવે છે, એ શું સર્વથા અસત્ય છે?

જરૂર સ્યાદવાદ જેવો નિશ્ચિતવાદ આ વિશ્વમા એક પણ વાદ નથી વસ્તુના યથાર્થ સ્વરૂપનો, વસ્તુના ધર્મોના વાસ્તવિક સ્વરૂપનો જે વાદ યથાર્થ નિશ્ચય કરાવે, તે જ વાદને નિશ્ચિતવાદ મનાવો જોઈએ અને એવો વાદ તો એક માત્ર સ્યાદ્વાદ જ છે, એ નિ શક બીના છે. સ્યાદવાદના સ્વરૂપને નહિ સમજનારાઓ અગર દુરાગ્રહિઓ વિગેરે, એ વાદને માટે યથેચ્છ પ્રલાપો કરે, એની કશી જ કિમત નથી શકરાચાર્યે સ્યાદ્વાદનુ ખડન કરવાનો પ્રયત્ન કરેલો છે, પણ એ ખડન ખોટુ છે-એમ આજે શકરાચાર્યના અનુયાયિઓ પણ જાહેર કરે છે સ્યાદ્વાદનુ સ્વરૂપ, મિથ્યાત્વના પ્રતાપે, શકરાચાર્ય જેવા વિદ્વાન પણ નથી સમજી શક્યા અને એ જ કારણે એવા વિદ્વાનને પણ સ્યાદ્વાદનુ કલ્પિત સ્વરૂપ ઉપજાવી કાઢીને, પોતાના તે કલ્પિત સ્વરૂપનુ જ ખડન કરવા દ્વારા સ્યાદ્વાદનુ ખડન કર્યું હોવાનો સતોષ માનવો પડ્યો છે આથી, એ વાત નિશ્ચિત છે કે-સ્યાદવાદને અનિશ્ચિતવાદ કહેનારા જ અનિશ્ચિતવાદિઓ છે આજે પણ જેઓને સ્યાદ્વાદની મહત્તા સહજ પણ સમજાઈ છે, તેઓ પણ એ વાદની પ્રશસા મુક્તકઠે કરે છે

વિષમતાને પણ જૂએ જ છે :

બાકી, આજના જૈન સમાજના પડિત ગણાતાઓમા પણ કેટલાક એવાઓ છે, કે જેઓ સ્યાદવાદના નામે કારમી ધમાલ મચાવે છે એવાઓ સ્યાદ્વાદના નામે દેવાદિ તત્ત્વોમા પણ ગરબડ ઉભી કરે છે. એવાઓ એવુ એવુ પણ બોલે

છે કે–'સ્યાદ્વાદને માનનાર સઘળાનો ય સમન્વય જ કરી શકે છે અને એની દૃષ્ટિએ વિષમતા ચઢતી જ નથી.'

પ્ર૦ શું એ ખોટું છે?

સામાન્ય ખોટું નહિ પણ ભયંકર ખોટું છે સ્યાદ્વાદ સિદ્ધાન્તના ઉપાસકો દેવાદિ તત્ત્વોમા જેટલા સુનિશ્ચિત છે, તેટલા સુનિશ્ચિત બીજા કોઈ જ નથી. કુદેવોનું જેટલું સ્પષ્ટ અને સુવાસ્તવિક ખંડન, સ્યાદ્વાદના ઉપાસકો કરી શક્યા છે, એટલું સ્પષ્ટ અને સુવાસ્તવિક ખંડન કરનારો અન્ય કોઈ જન્મ્યો ય નથી અને જન્મશે પણ નહિ કલ્પિત કર્તૃત્વવાદનું સચોટ ખંડન કરી, ઇશ્વરનું સાચું નિરૂપણ તો સાચા સ્યાદ્વાદિઓ જ કરી શકે. અનાદિ અનંત જગતના કર્તા તરીકે ઈશ્વરને ઓળખાવનારાઓની ખરી જડતી તો સ્યાદ્વાદના સાચા સેવકો જ લઈ શકે માત્ર થોડા જ શબ્દોથી–'ઇશ્વર જગતનો કર્તા ન હોઈ શકે.'–એવું સચોટ રીતિએ પૂરવાર કરવાની તાકાત, શ્રી સર્વજ્ઞનિરૂપિત સ્યાદ્વાદના ઉપાસકોમા જ સંભવી શકે છે. આથી સ્પષ્ટપણે સમજી શકાય તેમ છે કે–જેમા જે વિષમતા હોય છે, તેની તે વિષમતા પણ સાચા સ્યાદ્વાદી આત્માઓની દૃષ્ટિથી પર રહી શકતી જ નથી. એમ ન હોત, તો સ્યાદ્વાદી શાસ્ત્રનો જે ઉન્માર્ગ–ઉન્મૂલન રૂપ પણ ગુણ ગણાય છે, તે સંભવી શકત જ નહિ.

## જગત્કર્તૃત્વવાદ ઈશ્વરનિરૂપિત નથી

કલિકાલસર્વજ્ઞ, આચાર્ય ભગવાન શ્રીમદ્ હેમચંદ્રસૂરી-

શ્વરજી મહારાજા ફરમાવે છે કે-અપ્રમાણિક કર્તૃત્વવાદનો ત્યાગ કરીને, શ્રી સર્વજ્ઞશાસનમા રમવાનુ સદ્ભાગ્ય સૌને નથી સાંપડતું જગતકર્તૃત્વવાદ એ એવો વાદ છે, કે જેનો સુજ્ઞ આત્માઓએ પહેલામાં પહેલી તકે ત્યાગ કરી દેવો, એ જ વ્યાજબી ગણાય. એ વાદે તો દેવતત્ત્વના સ્વરૂપને જ પરિવર્તિત કરી દીધું છે. પરમાત્મા જેવા પરમાત્માને જગતના કર્તા તરીકે સ્વીકારનારાઓને, કલિકાલસર્વજ્ઞ આચાર્યભગવાન શ્રીમદ્ હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા પૂછે છે અને સમજાવે છે કે-"તમે તમારા ઈશ્વરને અનાદિસિદ્ધ માનીને તેને દેહધારી માનતા નથી, તો તમને કોણે કહ્યું કે-'ઈશ્વર એ જગતનો કર્તા છે?' તમે જો એમ કહો કે-'ઈશ્વરે જ કહ્યુ.'-તો એ વાત કોઈ પણ રીતિએ સમ્ભવિત નથી: કારણ કે-મુખ વિના કહેવું એ સભવિત નથી અને દેહ વિના મુખ હોઈ શકતું નથી." આથી સ્પષ્ટ છે કે-જગતકર્તૃત્વવાદ ઈશ્વરનિરૂપિત નથી આમ છતાં પણ, એ વાદને માનનારાઓ અનેક પ્રકારની અસત્ય માન્યતાઓનો સ્વીકાર કરે છે. એ અસત્ય માન્યતાઓના પ્રતાપે, તેની વિરૂદ્ધમા આવતા પ્રશ્નોના યુક્તિસંગત ઉત્તર દેવાની સાચી તાકાત તેઓમાં હોવી, એ તો સંભવિત જ નથી, છતાં પણ તેઓ મિથ્યાત્વના યોગે ઉન્માદ જેવી દશાની ઉપાસનાથી અનેક કલ્પનાઓ રૂપ ઉન્માદને આચરે છે.

ઈશ્વરને વિશ્વસર્જનનું પ્રયોજન નથી

આ સિવાય બીજુ કહેવાય પણ શું? કારણ કે-ઈશ્વરને

જગતના કર્ત્તા તરીકે ઓળખાવવાનું માનસ ધરનારા—'એ વાત શક્ય છે કે નહિ?'—એનો વિચાર કરવા પણ થોભ્યા નથી. ઈશ્વર એટલે મુક્ત અને મુક્ત એટલે દેહરહિત. 'આવા ઈશ્વર, કે જે દેહથી રહિત છે, તેને માટે જગતના સર્જનની પ્રવૃત્તિ ઉચિત છે કે નહિ?'—એ વિચારવાનું પણ તેઓને યોગ્ય નથી લાગ્યું. મુક્તદશામાં મહાલતા ઈશ્વરને સ્વતંત્રપણે જગતનું સર્જન કરવાનું કશું જ પ્રયોજન નથી, ત્યારે એમના ઉપર કોઈ અન્યની આજ્ઞા પણ ચાલતી નથી. આ રીતિએ કોઈ પણ પ્રકારનું પ્રયોજન નહિ હોવાથી, ઈશ્વરે જગતનું સર્જન કર્યું છે, એમ માનવું એ ડહાપણભર્યું નથી. જો એમ કહેવામાં આવતું હોય કે—'ઈશ્વરે વિના પ્રયોજને પણ જગતનું સર્જન કર્યું છે.'—તો કહેવું પડે કે—'જગતમાં મૂર્ખ પણ વિના પ્રયોજને પ્રવૃત્તિ આદરતો નથી એમ મનાય છે, તો પછી ઈશ્વર જેવી વ્યક્તિ તો પ્રયોજન વિના પ્રવૃત્તિને આચરે જ શાની?'

<u>ઈશ્વર ક્રીડારસિક હોઈ શકે નહિ :</u>

વાત આટલી સ્પષ્ટ હોવા છતાં પણ, ઈશ્વર વિના જગતની હયાતિ સંભવે જ નહિ, આવી માન્યતામાં અટવાતા વિદ્વાનો કહે છે કે—'ઈશ્વર જગતનું સર્જન કરવાના કાર્યમાં માત્ર ક્રીડાથી પ્રવર્તમાન થાય છે.' આની સામે પણ અનેક પ્રશ્નો ખડા છે: જેવા કે—જગત જડ અને ચેતન ઉભયમય છે, તો એમાંથી ઈશ્વર ક્યા જગતનો કર્તા છે? જો વસ્તુ માત્રનો કર્તા છે—એમ કહેતા હો, તો પ્રથમ

એકલા જ ઇશ્વરનું અસ્તિત્વ માનવુ રહ્યુ, એટલે-'એ એકલા ઈશ્વરનો કર્તા કોણ ?'-એ પ્રશ્ન ઉભો જ રહે છે. હવે અનવસ્થા દોષના નિરસનને માટે જો ઇશ્વરને અનાદિ માની લેવાય, તો પછી ઈશ્વરના ઇશ્વરત્વનુ લીલામ કરતા જગત્કર્તૃત્વવાદના મોહને છોડીને, જગતને જ અનાદિ માની લેવામાં શું હરકત છે? વળી-'એકલો ઇશ્વર પણ કોઈ પણ સ્થાનના અભાવમા ક્યાં રહેતો હતો?'-એ પ્રશ્ન પણ ઉભો જ રહે છે. આ બધા પ્રશ્નોના ઉત્તરની પંચાતમાં નહિ પડતા,-'કેવલ ક્રીડાના જ હેતુથી ઇશ્વર જગતના સર્જનની પ્રવૃત્તિમાં પડે છે.'-એમ કહેવાને જેઓ તૈયાર થાય છે, તેઓને આપણે પૂછીએ કે-'ઇશ્વર એ બાળ છે, કે જેથી એમને આપણે ક્રીડારસિક માની લઈએ? અનતજ્ઞાની અને રાગ-દ્વેષના લેશથી પણ પર એવા ઈશ્વરને, બાળકની માફક ક્રીડારસિક માની લેવાને તૈયાર થવું, એ એક જગત્કર્તૃત્વવાદના કારમા મોહનુ જ કારમુ પરિણામ છે. મિથ્યાત્વ મોહનીયનો એ સ્વભાવ જ છે કે-તે વિદ્વાનો પાસે પણ આવી આવી જાતિના અજ્ઞાનતાભર્યા વાદો જન્માવે છે અને ભદ્રિક આત્માઓના હિતનો સંહાર કરે છે.

<u>ઇશ્વરે કૃપાથી જગત્ સર્જ્યું ન મનાય :</u>

'અવાચ્ય સ્થાને રહેલ એવા પણ પરમ કરૂણાશીલ ઈશ્વર કૃપાના યોગે જગતનુ સર્જન કરવામાં પ્રવર્તમાન થાય છે.'-આ પ્રમાણે બોલીને ખૂશ થનારાઓને, આપણે પૂછીએ કે-'માત્ર એકાકી અવસ્થાને જ ભોગવતા ઈશ્વર કોના પ્રત્યે

પરમ કરૂણાશીલ બન્યા હતા?' આ પ્રશ્નની સામે, એ બીચારાઓને આકાશનું જ દર્શન કરવું પડે તેમ છે. કરૂણા કરનારને પણ કરૂણાપાત્ર અવશ્ય જોઈએ છે. જગત હોય અને એમાં દુઃખી થતા જીવોનું દર્શન થાય, ત્યારે જ કરૂણા જન્મે; અને જો એમ જ હોય, તો પછી ઇશ્વરને કરવાનું શું? કરૂણા જન્મી માટે જગત તો હતું જ અને જ્યારે જગત હતું જ તો–'ઇશ્વિરે કૃપાના યોગે જગતનું સર્જન કર્યું'–એમ કહેવામાં કયી બુદ્ધિશાલિતા છે? પણ આવી બધી વાતો એવા ઉન્માદિઓ સમક્ષ ન કરતાં, આપણે તેઓને એટલું જ કહેવું બસ છે કે–'જો તમારા પરમ કરૂણાશીલ પરમાત્મા કેવલ કરૂણાના કારણે જ જગતના સર્જનમાં પ્રવૃત્ત થાય છે, તો તો તેમણે પોતાની કરૂણાશીલતાના સંરક્ષણને માટે, કેવલ સુખી જગતનું જ સર્જન કરવું જોઈએ એમ નહિ કરવાં દુઃખ, દૌર્ગત્ય અને દુર્યોનિથી દુ:ખી અને જન્માદિ ક્લેશથી વિહ્વલ જગતની રચના કરવામાં, કૃપાલુ એવા પરમાત્માની કૃપાલુતા કયી જાતિની? સામાન્ય દયાશીલ આત્મા પણ કોઇના દુઃખનો કર્તા થવામાં રાજી નથી હોતો, તો પરમ કરૂણારસના સાગર રૂપ ગણાતા પરમાત્મા, અસહ્ય દુ:ખોના કર્તા થવાની પાપપ્રવૃત્તિના સર્જક બને, એ વાત તો કોઈ પણ બુદ્ધિમાનના ગળે ઉતરે એવી નથી.'

ઈશ્વરને વચ્ચે કેમ લાવો છો?

આની દલીલોથી મુંઝાઇને, પોતાના વાદની સિદ્ધિને માટે વિદ્વત્તાની પણ વિટમ્બના કરનારા પામરો, બોલી પડે છે

કે-' દુઃખ પરમાત્મા આપે છે તે પોતાની ઈચ્છાથી નથી આપતા, પણ જે જે જીવે જે જે પાપ આચર્યું હોય, તે તે જીવના તે તે પાપના ફલ રૂપે પરમાત્મા દુઃખ આપે છે ' આવાઓને આપણે પૂછીએ કે-' જીવો અને જીવોનું પાપાચરણ કોણે સર્જ્યું ?'

મ૦ આ તો પાછી એની એજ દશા!

અજ્ઞાનિઓની આવી જ દુર્દશા થાય છે. સાચા સિદ્ધાન્તને નહિ પામેલાઓને માટે, આવી જ રીતિએ ડગલે ને પગલે પરાસ્ત થવાનુ નિર્માએલુ છે. આમ છતાં પણ, મિથ્યાત્વથી ઘેરાએલા આત્માઓ પોતાના દુરાગ્રહને છોડવાનુ પસદ નથી કરતા, એટલે આપણી આવા આવા પ્રશ્નોની પરંપગની સામે, તેઓને પરસ્પર બાધિત થતી પણ વાતોને ઉચ્ચારીને, સંતોષ માનવો પડે છે. તેવાઓને એમ પણ કહી શકાય કે-'આપણી માફક જ્યારે ઈશ્વર પણ કોઈનુ ભલુ-બૂરૂ કરવાને માટે સ્વતન્ત્ર નથી અને જીવનું સુખ અને દુઃખ જો પોતપોતાના શુભાશુભ કર્મને જ આભારી છે, તો પછી ઈશ્વરને નપુસક જેવી દશાને ભોગવતા બનાવીને, શું કામ વચમા લાવો છો?' આત્મા, કર્મ અને એ ઉભયના પ્રવાહ રૂપ સંયોગની અનાદિસિદ્ધ સ્થિતિ અને એ ત્રણેય વસ્તુના સ્વરૂપ આદિનુ સાચું જ્ઞાન નહિ પામવાથી જ, આવી આવી વિષમ જાતિની પરાભવદશાનો અનુભવ, બીચારા અન્ય દર્શનકારોને કરવો પડે છે.

નિર્બલતાનો જ નમૂનો

પરાજયના પરાભવને નહિ સહી શકવાથી ગુસ્સો

આવવો, એ તદ્દન સ્વાભાવિક છે: અને એ ગુસ્સાથી ઉત્તેજિત થઈ ગએલા તેઓ, જાણે પોતાનું બધું જ ડહાપણ ખર્ચી નાખતા હોય તેમ કહે છે કે–'મહેશની જગત્સર્જનની વૃત્તિ સ્વાભાવિકી છે અને તે અવિતર્ક્ય છે.' અર્થાત્–'ઈશ્વરની આવી સ્વાભાવિકપણે થતી પ્રવૃત્તિ સામે પ્રશ્નો કરવાના હોય જ નહિ. આવા ડહાપણ સામે, સાચા સ્યાદ્વાદના ઉપાસકો ફરમાવે છે કે–"જો આમ જ હોય, તો જગતની સમક્ષ એવો ડિંડિમ બજાવવાનું માંડી વાળો કે–'અમારો ઈશ્વરસર્જનવાદ સાચો છે અને એની સત્યતા અમે કોઈ પણ પરીક્ષકની સામે સાબીત કરવાને તૈયાર છીએ.' ગાંડાઓ પણ ઘરમાં પોતાને ગમતો નાચ કરી શકે છે. તેમ તમે લોકો તમને મનફાવતો નાચ ખૂશીથી કરી શકો છો, પણ એની મોટી મોટી જાહેરાતો નથી કરી શકતા. જે વસ્તુ યુક્તિગમ્ય થઈ શકતી હોય, તેમા પણ યુક્તિનો અપલાપ કરવો, એના જેવી મૂર્ખતા બીજી એક પણ નથી કેવલ શ્રદ્ધાગમ્ય વાતોને તો વિવેકપૂર્ણ શ્રદ્ધાથી માનવી એ બરાબર છે, પણ યુક્તિસિદ્ધ વાતોમા પણ યુક્તિનો ઉપયોગ કરવાની મના કરવી, એ તો નિર્બળતાનો જ નમુનો છે "

સ્યાદ્વાદ દર્શનની સુસ્થિતતા:

આવી આવી વિટમ્બણા તેઓની જ થાય છે, કે જેઓ સ્યાદ્વાદ સિદ્ધાન્તના સાચા ઉપાસકો નથી. સ્યાદ્વાદ સિદ્ધાન્ત જ એક એવો સુનિશ્ચિત વાદ છે, કે જે સઘળા ય વાદોનું સુંદર અને સુનિશ્ચિત સમર્થન કરી શકે છે સુદેવ, સુગુરૂ

અને સુધર્મ—એ તત્ત્વત્રયીનું સુંદર, સરલ અને સરસ નિરૂપણ સ્યાદ્વાદને જ આભારી છે. સ્યાદ્વાદના સાચા ઉપાસકોને, અવતારવાદ જેવા કુકલ્પિત વાદોને ઉભા કરીને, દેવતત્ત્વ–વાદની વિટમ્બના નથી કરવી પડતી; એકલા માનસિક ત્યાગની જ વાતોથી ગુરૂતત્ત્વની પણ વિટમ્બના નથી કરવી પડતી; અને ઉત્સર્ગ–અપવાદના સ્વરૂપને છિન્ન–વિચ્છિન્ન, કરી, હિંસા આદિમાં પણ ધર્મને સ્થાપી, ધર્મતત્ત્વની વિટમ્બના નથી કરવી પડતી ઇશ્વર સર્વ ભાવોના જ્ઞાતા છે, માટે એ તારકોની જાણ બહાર કશું જ બનતું નથી, એ કારણે જ ઈશ્વરમાં કર્તૃત્વ માનનારને, સ્યાદ્વાદ દર્શન નિષેધતું નથી. અનંતજ્ઞાની પરમાત્માની આજ્ઞાના વિરાધકો, વિરાધનાના પાપથી દુઃખી થાય છે અને આરાધકો, આરાધનાના પ્રતાપે સુખી થાય છે, એ હેતુથી–'સુખદુઃખના કર્તા પરમાત્મા છે'–એમ કહેવામાં પણ, શ્રી સ્યાદ્વાદ દર્શનને હરકત નથી. પુણ્ય અને પાપના માર્ગોના સ્વરૂપના આદ્ય પ્રકાશક પણ પરમાત્મા હોવાથી, પરમાત્માની આજ્ઞા મુજબના પુણ્યમાર્ગે ચાલનારા સ્વર્ગગામી પણ બને છે અને નિષિદ્ધ એવા પાપમાર્ગે રસપૂર્વક ચાલનારા નરકગામી પણ બને છે, એથી–'સ્વર્ગ અને નરકાદિના દાતાર પણ પરમાત્મા છે.'–એમ કહેવામાં પણ સ્યાદ્વાદ દર્શન સમ્મત છે. આ રીતિએ વિચારતાં, વિવેકી આત્માઓ ઘણી સહેલાઈથી સમજી શકે તેમ છે કે–સ્યાદ્વાદ દર્શન જ એક એવું દર્શન છે, કે જે સઘળી ય વ્યવસ્થાનું સુંદર પ્રતિપાદન કરી શકે છે. સ્યાદ્વાદ દર્શન વિના, જીવાદિ તત્ત્વોની સાચી વ્યવસ્થા, શક્ય જ નથી.

નિત્ય-અનિત્ય બન્ને ય સ્વીકારાય તો :

'જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ'–આ નવ તત્ત્વોના વાસ્તવિક સ્વરૂપને એકાન્તવાદી દર્શનકારો જાણતા નથી એ તો ઠીક, પણ અતિ આવશ્યક એવાં આમાંનાં કેટલાંક તત્ત્વોનાં નામો પણ તેઓ જાણતા નથી તત્ત્વવાદના નિરૂપણના વિષયમાં અન્ય દર્શનો કેવી દુર્દશાને ભોગવે છે, એ તો સાચા તત્ત્વવેદિઓ જ જાણી શકે તેમ છે. એકાન્તવાદી દર્શનકારોને પોતાનાં દર્શનોની સુંદરતાનું વર્ણન કરવાને માટે, કેવી કેવી કુનીતિઓનો સ્વીકાર કરવો પડે છે, એ પણ વિચારણીય છે. જીવના સ્વરૂપમાં અનિશ્ચિત અથવા તો એકદેશીય સ્થિતિને સ્વીકારવાને લઈને, તેઓને ઘણી જ દુર્દશાને ભોગવવી પડે છે. જીવતત્ત્વના સ્વરૂપને જો યથાસ્થિતપણે સમજી લેવામાં આવે, તો તેથી સઘળી જ વિટમ્બનાઓ આપોઆપ નામશેષ થઇ જાય તેમ છે, પણ એને સમજવાની વૃત્તિને દુરાગ્રહ પેદા જ થવા દે નહિ, ત્યાં શું થાય ? આત્માની માફક વસ્તુ માત્રમાં એકાન્ત નિત્યતા અને એકાન્ત અનિત્યતા સ્વીકારનારાઓ, અનેક દોષોથી લિપ્ત થવાના યોગે, અસદ્ભૂત કલ્પનાઓના બળે જ જીવી શકે છે. કલિકાલસર્વજ્ઞ આચાર્યભગવાન શ્રીમદ્ હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા તો, શ્રી વીતરાગ પરમાત્માની સ્તવના કરતાં ઉચ્ચારે છે કે–

> "यदा तु नित्यानित्यत्व-रूपता वस्तुनो भवेत्।
> यथात्थ भगवन्नेव, तदा दोषोऽस्ति कश्चन ॥१॥"

એટલે કે–હે ભગવન્ ! જે પ્રમાણે આપ ફરમાવો છો

તે પ્રમાણે વસ્તુની નિત્યાનિત્યત્વરૂપતા સ્વીકૃત થાય, તો કોઈ પણ જાતિનો દોષ રહેતો નથી. આ વસ્તુની સિદ્ધિને માટે, દૃષ્ટાન્ત આપતાં પણ એ જ મહાપુરૂષે ફરમાવ્યું છે કે–ગોળ એ કફનો હેતુ છે અને સુંઠ એ પિત્તનુ કારણ છે: એમ હોવા છતાં પણ, ઉભયનો મેળાપ થવાથી એ જ ઉભય દોષ રૂપ નથી રહેતાં, પણ ઔષધ રૂપ થઈ જાય છે. આ જ રીતિએ, જો ઉભય ધર્મનો વસ્તુમાં સ્વીકાર કરાય તો દોષ રહી શકતો નથી, પણ એકાંતના દુરાગ્રહમાં પડેલાઓ જ્યાં આ વસ્તુને સમજવાની કોશીષ જ ન કરે, ત્યાં શું થાય ?

## એકાન્તવાદી દર્શનોની અનિશ્ચિતતા અને અનેકાન્તવાદી દર્શનની નિશ્ચિતતા :

શ્રી સ્યાદ્વાદ દર્શન તો ફરમાવે છે કે–તત્ત્વ માત્રની સુનિશ્ચિત વ્યવસ્થા, સ્યાદ્વાદના સ્વીકાર સિવાય સંભવિત જ નથી. આત્માને એકાંત નિત્ય કે એકાંત અનિત્ય માનનારાઓના મતે, ' કૃતનાશ ' અને ' અકૃતાગમ ' આ નામના બે દોષો શાશ્વત અવસ્થાને ભોગવે છે. આત્માને એકાન્ત નિત્ય માનનારાઓ તેને અપ્રચ્યુત, અનુત્પન્ન અને સ્થિર સ્વરૂપવાળો માને છે. એના મતે દોષ કરનાર છતાં તેને દોષ નહિ કરનાર તરીકે સ્વીકારવો પડે છે, એથી ' કૃતનાશ ' નામનો દોષ આવી પડે છે અને નહિ કરનાર છતાં એના ફલ તરીકે એ સુખ–દુઃખનો ભોક્તા થતો અનુભવાય છે, એથી ' અકૃતાગમ ' દોષ આવી પડે છે આત્માને જેઓ એકાન્ત

અનિત્ય માને છે, તેઓના મતે પણ કરનારને કૃતનો નાશ થાય છે અને નહિ કરનારને 'અકૃતાગમ' થાય છે - કારણ કે-કરનાર અન્ય અને ભોગવનાર અન્ય, એવું એ બિચારા ઓને માનવું પડે છે. આ જ રીતિએ, આત્માને એકાન્ત નિત્ય માનનારાઓને મતે પણ સુખ-દુઃખનો ભોગ નથી ઘટતો અને આત્માને એકાન્ત અનિત્ય માનનારાઓના મતે પણ સુખ-દુઃખનો ભોગ નથી ઘટતો. એકાન્ત નિત્યવાદિઓના મતે આત્મા એક જ સ્વરૂપમા રહેતો હોવાથી સુખ-દુઃખનો ભોગ નથી ઘટતો અને એકાન્ત અનિત્યવાદિઓના મતે એક જ ક્ષણ આત્મા રહેતો હોવાથી કર્મનો કરનાર પણ એ અને એનાં ફલોનો ભોગવટો કરનાર પણ એ-આ વાત ઘટી શકતી નથી. આ રીતિએ, પુણ્ય-પાપ અને બન્ધ-મોક્ષ એકાન્ત નિત્ય દર્શનમા પણ નથી સંભવી શકતા અને એકાન્ત અનિત્ય દર્શનમા પણ નથી સંભવી શકતા એકાન્તવાદી દર્શનોની આવી આવી વિટમ્બનાઓ તો અનેક છે, જ્યારે શ્રી સ્યાદ્વાદદર્શન આવી અગર તો કહો કે-કોઈ પણ પ્રકારની વિટમ્બના માત્રથી પર છે કારણ કે-એના પ્રણેતા શ્રી સર્વજ્ઞ પરમાત્મા છે એ ઉપકારિઓએ વસ્તુ માત્રનું સ્વરૂપ જેવું છે તેવું સ્વીકારેલુ છે અને ફરમાવ્યું છે કે-'વસ્તુ માત્ર દ્રવ્યાર્થિક નયે નિત્ય છે અને પર્યાયાર્થિક નયે અનિત્ય છે.' આ ઉભય નયનો જેમ શ્રી સ્યાદ્વાદ દર્શને સ્વીકાર કર્યો છે, તેમ વ્યવહાર અને નિશ્ચય તથા જ્ઞાન અને ક્રિયા-એમ અનેક પ્રકારની નયવ્યવસ્થા દ્વારા શ્રી સ્યાદ્વાદી દર્શને વસ્તુસ્વરૂપની વ્યવસ્થા સ્વીકૃત

કરી છે. આથી, એકાન્ત આગ્રહમા પડેલા દર્શનો જ્યારે અનિશ્ચિત દશામા અટવાય છે અને અનેક ભદ્રિક આત્મા ઓને ભ્રમિત કરે છે, ત્યારે શ્રી સ્યાદ્વાદ દર્શન સર્વનય મય હોઈને વસ્તુને વસ્તુસ્વરૂપે નિરૂપવામા ખૂબ જ સુનિશ્ચિત દશા ભોગવે છે અને એવી અનુપમ દશાના યોગે, અનેક વિવેકી આત્માઓને તત્ત્વના વિષયમા સુનિશ્ચિત બનાવીને, મુક્તિપદના ભોક્તા બનાવે છે આ બધી બાબતોથી, એ વાત પણ સારામા સારી રીતિએ સમજી શકાય તેમ છે કે– આવા સુંદર સ્યાદ્વાદને અનિશ્ચિતવાદ અગર તો અવ્યવ સ્થિત વાદ કહેનારાઓ પોતે જ, અનિશ્ચિત અને અવ્યવસ્થિત મગજવાળા હોઈ શકે છે

## 'આમ કરીને આમ કરીશ'–એમ સ્યાદ્વાદને નહિ સ્વીકારનારથી કહી શકાય જ નહિ

હવે આપણે આપણી ચાલુ બાબત ઉપર આવીએ અને વિચારીએ તો સમજાશે કે–'क्त्वा' પ્રત્યય દ્વારા બનતા રૂપોનો પ્રયોગ, એકાન્ત નિત્યવાદિઓ પણ નથી કરી શકતા અને એકાન્ત અનિત્યવાદિઓ પણ નથી કરી શકતા. આ જ હેતુથી, બૃહદ્વૃત્તિકાર અનંત ઉપકારી આચાર્યભગવાન શ્રીમદ્ દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ ફરમાવ્યુ છે કે–સૂત્રકાર પર મર્ષિએ પૂર્વકાલનુ અભિધાન કરનાર અને ઉત્તરકાલની ક્રિયાને આક્ષિપ્ત કરનાર તથા એ ઉભય વસ્તુના આલંબન દ્વારા સ્યાદ્વાદ રૂપ સિંહના નાદનુ અનુસરણ કરનાર 'नत्वा' એ પદનો પ્રયોગ કરીને, એકાન્ત નિત્ય વસ્તુનુ સ્થાપન કરનાર

વાદી અને એકાન્ત અનિત્ય વસ્તુનું સ્થાપન કરનાર પ્રવાદી –એમ વાદી પ્રવાદી ઉભય રૂપ જે હરણીયા, તેઓનું મુખ બંધ કરી દીધું છે કારણ કે–એકાન્તે કરીને નિત્ય અથવા તો અનિત્ય એવો કર્તા, બે ક્રિયાઓને કરવાને સમર્થ બની શકતો નથી વળી, ભિન્ન ભિન્ન કાલે ભિન્ન ભિન્ન ક્રિયા કરી શકે છે–એમ જો માનવામાં આવે, તો ક્રિયાભેદે કર્તાનો ભેદ થાય, એ વાત સુનિશ્ચિત છે આથી બીજી ક્રિયા કરવાના ક્ષણમાં કર્તાને કાં તો અનિત્યપણાના અભાવનો પ્રસંગ અથવા તો નિત્યપણાના અભાવનો પ્રસંગ આવે, એ પણ નિર્વિવાદ છે. આ રીતિએ, એ ઉભય વાદિઓની અપાકૃતિ આપોઆપ જ થઈ જાય છે સદાને માટે એક જ સ્વરૂપમાં રહેનારો કર્તા, પર્યાયોથી પણ પરાવર્તિત નહિ થતો હોવાથી, પ્રથમ નમસ્કારની અને પછી બીજી જે ઇષ્ટ હોય તે ઈષ્ટ ક્રિયાનો કર્તા, કોઇ પણ રીતિએ બની શકતો નથી અને બને તો અપ્રચ્યુત, 'અનુત્પન્ન અને સ્થિર રૂપ એક સ્વરૂપવાળો રહી શકતો નથી એ જ રીતિએ, એક જ ક્ષણની હયાતિ ભોગવનારો કર્તા, બીજા ક્ષણે કરવાની ક્રિયાને કરવાને માટે હયાત રહી શકતો નથી અને રહે તો એની અનિત્યતા ટકી શકતી નથી આ રીતિએ, ઉભયનો અભાવ થવા રૂપ પ્રસંગ આવતો હોવાથી, એકાન્ત નિત્ય વાદી કે એકાન્ત અનિત્યવાદી, આ બેમાંથી એક પણ–'આમ કરીને પછીથી હું આમ કરીશ'–આ પ્રમાણે બોલવાનો હક્ક ધરાવી શકતા નથી આ બધી વાતો અહીં તો બહુ જ ટૂંકમાં જણાવવામાં આવી છે, પરંતુ તત્ત્વસ્વરૂપનું જ્ઞાન

સંપાદન કરવાને માટે, આ અને બીજી પણ ઘણી આને લગતી બાબતોને સમજવાને માટે પ્રયત્નશીલ બનવુ જોઈએ.

[ ૮ ]

શબ્દાર્થ અને ભાવાર્થ-બન્નેનુ જ્ઞાન જોઇએ.

પરમ ઉપકારી, આચાર્યભગવાન શ્રીમત્ શાન્તિસૂરીશ્વરજી મહારાજાએ રચેલા, શબ્દોથી ટૂકા પણ અર્થોથી ગમ્ભીર એવા આ શ્રી ધર્મરત્ન નામના શાસ્ત્રરત્નની પ્રથમ ગાથાને અવલબીને આપણે વિચાર કરી રહ્યા છીએ. પ્રથમ ગાથામા પૂર્વાર્દ્ધ દ્વારા મંગલ કહેવાયુ છે અને ઉત્તરાર્દ્ધ દ્વાગ અભિધેય કહેવાયુ છે સંબધ અને પ્રયોજન સામર્થ્યગમ્ય છે. આપણે જોઈ ગયા છીએ કે--મહિતા આદિ છ પ્રકારોથી સૂત્રાદિની વ્યાખ્યા કરાય છે. આ છ વ્યાખ્યાપ્રકારોમાંથી 'પદાર્થ' નામના ત્રીજા વ્યાખ્યાપ્રકાર દ્વારા મૂલકાર મહાત્માએ તેમ જ બૃહદ્‌વૃત્તિકાર આચાર્યભગવાન શ્રીમદ્ દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ, પ્રથમ ગાથાનો શબ્દાર્થ કરેલો છે. શબ્દાર્થ કરતાં ભાવાર્થ, એ વધારે મહત્ત્વની વસ્તુ છે. ભાવાર્થના જ્ઞાતા આત્માઓ, જેવા ઉત્તમ પ્રકારે શબ્દાર્થનું પણ નિદર્શન કરાવી શકે છે, તેવું શબ્દાર્થનુ નિદર્શન, ભાવાર્થથી અજ્ઞાત આત્માએ કરાવી શકતા નથી ભાવાર્થથી અજ્ઞાત આત્માઓ દ્વારા, શબ્દાર્થના વાસ્તવિક કોટિના અને સુન્દર નિદર્શનમાં ભૂલ થવી, એ સભવિત વસ્તુ છે. વધુમા, વસ્તુના રહસ્યને પામવાને માટે, કેટલીક વાર માત્ર

શબ્દાર્થનું જ્ઞાન નિષ્ફલ નિવડે છે. તેવાઓ શબ્દગ્રાહી બની શકવા છતાં પણ ભાવગ્રાહી નહિ બની શકવાના યોગે, સ્વપરના હિતસાધક બનવાને બદલે અહિતસાધક પણ બની જાય છે. આ કારણે, વસ્તુના સ્વરૂપથી સુજ્ઞાત થવામાં શબ્દાર્થનું જ્ઞાન જેમ આવશ્યક છે, તેમ ભાવાર્થનું જ્ઞાન પણ આવશ્યક છે.

સ્યાદ્વાદની ઉપાસનાથી વાસ્તવિક જ્ઞાન :

આપણે અહીં પણ શબ્દાર્થનો વિચાર કરી લીધા બાદ, ભાવાર્થનો વિચાર કરવાનું શરૂ કર્યું છે. પ્રથમ ગાથાનું પ્રથમ પદ 'नमिऊण' એવું છે આ 'नमिऊण' પદના ભાવાર્થને વિચારતા, આપણે જોઈ આવ્યા કે–આ પદનો પ્રયોગ કરવા દ્વારા, શાસ્ત્રકાર મહર્ષિએ, એકાન્ત નિત્યવાદી અને એકાન્ત અનિત્યવાદી–એ ઉભય પ્રકારના વાદિઓનું સુખખંડન કર્યું છે આ પદ પૂર્વકાલની ક્રિયાને જણાવનાર, ઉત્તરકાલની ક્રિયાને આક્ષિપ્ત કરનાર અને સ્યાદ્વાદ રૂપ સિંહનાદનું સવાદી હોવાના કારણે, એકાન્તવાદિઓના એકાન્તવાદનો સુન્દર પ્રકારે નિરાસ કરનારૂ ગણાય તે સ્વાભાવિક છે કારણ કે–એકાન્ત નિત્ય કિંવા એકાન્ત અનિત્ય કર્તા, બે ક્રિયાઓને કરવાને સમર્થ બની શકતો નથી આ વસ્તુને સ્પષ્ટ કરતાં, આપણે અનેક વાતો વિચારી ગયા છીએ વસ્તુસ્વરૂપના વાસ્તવિક જ્ઞાનને પ્રાપ્ત કરવાને માટે શુદ્ધ સ્યાદ્વાદના ઉપાસક બનવું, એ પરમ આવશ્યક છે મિથ્યાત્વાદિના યોગે શુદ્ધ સ્યાદ્વાદના સ્વરૂપથી અજ્ઞાત રહેલા દર્શનકારો, એકાન્તવાદમા ફસાએલા હોવાથી, આવા પદોના પણ યથાર્થ

ભાવને પામી શકતા નથી પ્રયોગને પામેલ શબ્દાદિના સાચા ભાવને પામવો; એ પણ એકાન્તવાદના ઉપાસક બને લાઓના ભાગ્યમા લખાએલ નથી, ત્યા એ બીચારાઓ કોઇ સાચા તત્ત્વવાદને પામી શકયા હોય. એવી તો કલ્પના પણ કેમ જ થઈ શકે ?

## સ્યાદ્વાદ વિના શુદ્ધ દર્શનાદિનો અભાવ

એકાન્તવાદિઓનુ કથન વાતમા-વાતમા વદતોવ્યા ઘાતને પામે છે સ્યાદ્વાદના વિરોધિઓની સઘલી જ વાતો 'माता मे वन्ध्या' આદિ જેવી જ હોય છે એવાઓ સન્માર્ગના નાશક અને ઉન્માર્ગના પ્રચારક બને, એમા કોઈ પણ સુદૃઢ બુદ્ધિના ધરનારને તો આશકા જ નથી હોતી વસ્તુના અનતા ધર્મોનો અપલાપ થાય, એ રીતિએ વસ્તુના એક ધર્મનુ નિરૂપણ કરવાનુ પાપ, એકાન્તવાદિઓના હાથે થવાનુ જ. એ પાપ કોઈ સામાન્ય જાતિનુ પાપ નથી. આ કારમા પાપથી બચવાને માટે, શ્રી સર્વજ્ઞ પરમાત્માઓએ ફરમાવેલા સ્યાદ્વાદ સિદ્ધાન્તને બરાબર સમજી લેવાની જરૂર છે એક પણ વચનનુ ઉચ્ચારણ કરતા પહેલા, પોતાના વચનને આ સિદ્ધાન્ત રૂપ કસોટી દ્વારા કસી લેવાની ઉપેક્ષા સેવવી, એ સ્વ-પરને માટે હાનિકર છે વિચારની, ઉચ્ચારની અને આચારની શુદ્ધિને ઇચ્છતા આત્માઓએ, આ સ્યાદ્વાદ સિદ્ધાન્ત રૂપ સુરગગામા નિમગ્ન રહેવુ, એ અતિ આવશ્યક છે આવી અનુપમ સુરગગાને તજીને, જેઓ એકાન્તવાદ રૂપ ગધાતી ગટરમા ખેલવાના જ શોખીન છે, તેઓ શુદ્ધ

વિચાર, શુદ્ધ ઉચ્ચાર અને શુદ્ધ આચારથી સદાને માટે દૂર જ રહ્યા છે એવાઓ જે શુદ્ધ વિચારની, શુદ્ધ ઉચ્ચારની અને શુદ્ધ આચારની વાતો કરે છે, તે કેવલ તેઓનો મિથ્યા મોહ જ છે વસ્તુના સ્યાદ્વાદશુદ્ધ સ્વરૂપને સમજ્યા વિના કે અનતજ્ઞાનિઓની આજ્ઞા મુજબ તેને સ્વીકાર્યા વિના, શુદ્ધ દર્શન, શુદ્ધ જ્ઞાન અને શુદ્ધ ચારિત્રની વાતો, એ તો શબ્દોના મિથ્યા પ્રયોગો માત્ર જ છે આથી, કલ્યાણકામી આત્માઓએ, વીતરાગશાસનના શુદ્ધ દર્શન, શુદ્ધ જ્ઞાન અને શુદ્ધ ચારિત્રની સાચી આરાધનાને કરવાને માટે, શુદ્ધ સ્યાદ્વાદને સમજી, વસ્તુના સ્વરૂપને ધ્યાનમા લઈ, અજ્ઞાનમય એકાન્તવાદના અધકારમા ન ફસી જવાય, એની ખૂબ જ કાળજી રાખવી જોઈએ એ વિના આ સસારસાગરના નિસ્તારને પમાતુ, એ કોઈ પણ રીતિએ શકય નથી

## ચાર અતિશયોનુ નિદર્શન :

नमिऊण' એ પદના ભાવાર્થને સ્પષ્ટ કર્યા બાદ, 'सयलगुणरयणकुलहर', 'विमलकेवल' અને 'वीर'—આ ત્રણ પદોના ભાવાર્થને સ્પષ્ટ કરતા, બૃહદ્વૃત્તિકાર આચાર્ય ભગવાન શ્રીમદ્ દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે—આ ત્રણ પદો દ્વારા શાસ્ત્રકાર પરમર્ષિએ, શ્રી જિનેશ્વરદેવોના—'પૂજાતિશય, જ્ઞાનાતિશય, વચનાતિશય અને અપાયાપગમાતિશય' —એ ચાર અતિશયોનુ નિદર્શન કરાવ્યુ છે આ વસ્તુનુ નિરૂપણ કરતા તેઓશ્રીએ જે ફરમાવ્યુ છે, તે ઉપરથી સમજી શકાય તેમ છે કે—सयलगुणरयणकुलहर' આ વિશેષણ દ્વારા

ચરમ તીર્થપતિ ભગવાન શ્રી મહાવીરદેવના ' પૂજાતિશય 'ને પ્રકાશિત કરાયો છે ' 'विमलकेवलं' આ વિશેષણ દ્વારા શ્રી મહાવીર ભગવાનની ' જ્ઞાનાતિશયસંપન્નતા 'ને સ્પષ્ટ કરેલી હોવાથી, એ તારકનો ' વચનાતિશય ' પણ એથી સ્પષ્ટ કરાયો છે: અને वीरं' આ સાન્વય પદથી, ચરમ જિનેશ્વર શ્રી મહારાજાનો ' અપાયાપગમાતિશય ' અતિશય સ્પષ્ટપણે નિષ્ટંકિત કરાયો છે આ રીતિએ બે વિશેષણો દ્વારા અને એક સાન્વય પદ દ્વારા, ભગવાનના ચાર અતિશયોનું નિરૂપણ કરવામાં આવ્યુ છે. શ્રી જિનેશ્વરદેવ માત્રને આ ચારે ય અતિશયો હોય છે.

## વિવેકિઓની પૂજા સ્વાભાવિક છે.

પ્રથમ વિશેષણ દ્વારા ' પૂજાતિશય 'ના થતા પ્રકાશન આદિનું વર્ણન કરતાં, બૃહદ્વૃત્તિકાર આચાર્યભગવાન શ્રીમદ્ દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે—

' सकलगुणरत्नकुलगृहम् ' इत्यनेन भगवतः श्रीमदपश्चिमतीर्थाधिनायस्य पूजातिशय प्रकाश्यते, तथा च पूज्यन्त एवाहप्रथमिकाविधीयमानावनामवशसमुत्पन्नशिर –कोटीरकोटीविरङ्कसङ्कटैः सुरासुरनरनिकरनायकैरपि गुणवन्त' । उक्त च—

" सव्वो गुणेहि गण्णो, गुणाहियस्स जह लोगवीरस्स।
संभतमउडविडवो, सहस्सनयणो सययमेइ ॥ १ ॥"

આવા પ્રકારના અવિસ્તર ઉલ્લેખ દ્વારા, બૃહદ્વૃત્તિકાર આચાર્યભગવાન શ્રીમદ્ દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજા, ભગવાન શ્રી મહાવીરદેવની સ્તવનાને માટે સૂત્રકાર પરમર્ષિએ

પ્રથમ સૂત્રગાથામાં ઉપયોગમાં લીધેલ પ્રથમ વિશેષણ 'सयलगुणरयणकुलहरं'ના ભાવાર્થને સ્પષ્ટ કરે છે. એ ઉપકારી પરમર્ષિ ફરમાવે છે કે–'सकलगुणरत्नकुलगृहम्' આ પ્રમાણેના આ વિશેષણ દ્વારા, અપશ્ચિમ તીર્થાધિનાથ ભગવાન શ્રી મહાવીરદેવનો પૂજાતિશય પ્રકાશિત થાય છે. આવા ઉમદા વિશેષણથી જે આત્મા વિશિષ્ટ હોય, તે આત્મા વિશ્વપૂજ્ય હોય એ વાત વિવાદ વિનાની જ છે. સઘળા ય ગુણરત્નોના ઉત્પત્તિસ્થાન સમી વિભૂતિ, વિવેકી માત્રથી પૂજ્ય હોય, એમાં શંકાને સ્થાન જ ન હોય. આ ઉપકારી ફરમાવે છે કે–ગુણવન્ત આત્માઓ સુરેંદ્રો, અસુરેંદ્રો અને નરેંદ્રો દ્વારા પણ પૂજાય જ છે. સામાન્ય રીતિએ એમ કહી શકાય કે–સાચા સુરેંદ્રપણાને, સાચા અસુરેંદ્રપણાને અને સાચા નરેન્દ્રપણાને, સામાન્ય આત્માઓ નથી જ પામતા. ઇંદ્રપણાને અને ચક્રવર્તિપણાને પામનાર આત્માઓ, અર્ધપુદ્ગલ પરાવર્તની અંદરના કાલમાં જ મુક્તિપદના ભોક્તા થનારા હોય છે વિવેકી આત્માઓથી જે પૂજ્ય હોય, એ જ વિશ્વપૂજ્યની ઉપમાને લાયક હોઈ શકે છે. અજ્ઞાનિઓની અને સ્વાર્થિઓની પૂજા, એ તો પૂજાની કોટિની વસ્તુ જ નથી સુરસમુદાયના નાયક સુરેંદ્રો, અસુરસમુદાયના નાયક અસુરેંદ્રો અને મનુષ્યસમુદાયના નાયક નરેંદ્રો આવા ગુણવન્તોની પૂજા કરે છે, એ સામાન્ય પ્રકારે નથી કરતા, પણ અહંપ્રથમિકા પૂર્વક કરે છે. 'હું પ્રથમ'–'હું પ્રથમ'–આવી અપૂર્વ ઉત્સાહની ઉઠતી ઉર્મિઓથી ઓતપ્રોત અન્તઃકરણવાળા થયેલા એ મહા વિવેકી આત્માઓ દ્વારા કરાતા નમસ્કારના યોગે, તેઓના મસ્તક

ઉપર રહેલા મુકુટોના મુખાના વિટકોના સંઘટ્ટ થાય છે. આ રીતિએ સાચા વિવેકને પામેલા આત્માઓ ગુણવન્ત આત્માઓને પૂજે, એમાં આશ્ચર્ય કશું જ નથી. ગુણી માત્રના પૂજારી વિવેકશીલ પુણ્યાત્માઓ, સકલ ગુણોની ઉત્પત્તિના સ્થાનભૂત શ્રી અરિહન્તદેવોના આત્માઓની આવી ઉલ્લાસભરી રીતિએ પૂજા કરે, એ સ્વાભાવિક વસ્તુ છે.

<u>પૂજાથી ઈતરોનું આકર્ષણ</u>

આવા ઉત્તમ આત્માઓની આવી પૂજા દ્વારા, અજ્ઞાન આત્માઓ પણ આવા અનંત ઉપકારિઓની સેવા કરવાને લલચાય છે અને એ સેવાની લાલચના યોગે સેવા કરવાને ઉપસ્થિત થયેલાઓની જો ભવિતવ્યતા આદિ સુંદર હોય છે, તો તેઓ વિવેકી બનીને સન્માર્ગના સાચા આરાધક બની જાય છે આ જ કારણે, આ પૂજાતિશયની મહત્તા વર્ણવાય છે જેઓની આવી પૂજા થાય છે, તેઓને પૂજાની અપેક્ષા નથી હોતી અને જેઓ પૂજા કરે છે તેઓ પણ એ પૂજાને પોતાના પરમ કલ્યાણના કારણભૂત માનતા હોઈને, તે પૂજા કરવી જ જોઈએ–એમ માનનારા હોય છે. અનન્ત ઉપકારી અને અનન્ત જ્ઞાનના સ્વામી શ્રી અરિહન્તદેવોના સ્વરૂપથી સુપરિચિત આત્માઓ તો, એમ માને છે કે–વિવેકી આત્માઓ આવા જગદુદ્ધારકોની પૂજા કરે, એ સ્વાભાવિક વસ્તુ છે: પણ અજ્ઞાન અને ભદ્રિક આત્માઓને માટે, આવી જાતિની પૂજાના પ્રસંગનું દર્શન પણ ઘણું જ આકર્ષક નિવડે છે.

અન્યની સેવામાં ય શ્રી અરિહંતની સેવા:

આવી અજોડ અને અનુપમ પૂજા, આવા આત્માઓને માટે જ નિર્મિત થયેલી હોય છે. આવી પૂજાને પામવાની લાયકાત, શ્રી અરિહંતદેવો સિવાયના અન્ય કોઈની ય આ સંસારમાં હોઇ શકતી નથી. ઇદ્રો અને સુવિવેકી નરેન્દ્રો જેવા ઉત્તમ આત્માઓ, શ્રી અરિહંતદેવોની આવી સેવા કરે, એ તો સહજ છે. અન્ય પણ આત્માઓ ઇદ્રાદિ તરફથી જે સેવાને પામે છે, તે પણ અનન્તજ્ઞાની શ્રી અરિહંતદેવોની આજ્ઞાના પાલનના પ્રતાપે જ છે: એટલે એ સેવા પણ શ્રી અરિહન્તદેવોની જ ગણાય છે. શ્રી અરિહંતદેવોની આજ્ઞામાં વિચરતા પુણ્યાત્માઓ જે સેવાને પામે છે, તે સેવાને તેઓ પણ પોતાની સેવા નથી માનતા, પણ તે શ્રી અરિહન્તદેવોની આજ્ઞાની અને પરિણામે શ્રી અરિહન્તદેવોની જ સેવા છે, એમ માને છે.

પૂજાતિશયની અરૂચિ એ સદ્ભાગ્યની અરૂચિ

સકલ ગુણોના ઉત્પત્તિસ્થાન સમી વિભૂતિઓની પૂજા, એ વિવેકી આત્માઓને માટે અસ્વાભાવિક નહિ, પરંતુ સ્વાભાવિક વસ્તુ છે. વિવેકી આત્માઓ જો આવી વિભૂતિની ઉત્સાહભરી રીતિએ પૂજા કરવાને માટે ન લલચાય, તો તેમને વિવેકી તરીકે ઓળખવા કે ઓળખાવવા, એ તો વિવેકી શબ્દનો દુરૂપયોગ માત્ર ગણાય. સાચા વિવેકિઓ તો, સકલ ગુણોના ઉત્પત્તિસ્થાન સમી વિભૂતિઓની અહંપ્રથમિકા પૂર્વક પૂજા કરવાને ઉત્સાહિત બન્યા વિના રહે જ નહિ.

આ વસ્તુને સમજનારાઓને, ભગવાનના 'પૂજાતિશય'નુ વર્ણન અરૂચિકર નિવડતું નથી, પણ રૂચિકર જ નિવડે છે. આવા પૂજાતિશય તરફ અરૂચિ બતાવનારાઓ તો, પોતાના અકભાગ્ય તરફ જ અરૂચિ બતાવનારા છે, એમ કહેવું જોઇએ. બહુલસંસારી આત્માઓની પાસે, આવા સત્યને ઝીલવાને માટે જોઈતુ હૃદય જ નથી હોતું. અન્યથા, જગતના અજોડ આત્માઓની જગતમાં પણ અજોડ પૂજા હોવી, એ તો બે ને બે ચાર જેવી તદ્દન સીધી અને સાદી જ વાત છે.

નિર્દમ્ભપણે સત્યગવેષક બનો :

ગુણવન્ત આત્માઓની, ઈન્દ્રો અને નરેન્દ્રો જેવાઓ, આવી ઉત્સાહની રેલમછેલ કરતી પૂજા કરે, એ વાતની સિદ્ધિને માટે સાક્ષી તરીકે બૃહદ્‌વૃત્તિકાર આચાર્યભગવાન, પૂર્વના મહાપુરૂષના કથનને રજૂ કરવા દ્વારા પુનઃ સ્પષ્ટ કરે છે કે–'સર્વ કોઈ લોકમા ગુણોથી જ ગણનાને યોગ્ય બને છે.' દૃષ્ટાન્ત તરીકે મહાપુરૂષે ભગવાન શ્રી મહાવીરદેવને જ ગુણવાન તરીકે રજુ કર્યા છે અને ફરમાવ્યુ છે કે–'ગુણાધિક ભગવાન શ્રી મહાવીરદેવની સેવાને માટે સંભ્રમ પામેલ છે મુકુટ રૂપ પલ્લવ જેનું એવા ઈન્દ્ર નિરંતર આવ્યા કરે છે' આવા, અનેક રીતિએ જ નહિ પણ સર્વ રીતિએ સિદ્ધ થઈ શકે એવા, પૂજાતિશયના વર્ણનને પણ કલ્પિત વર્ણન તરીકે ઓળખાવવામા જ બુદ્ધિમત્તા માનનારાઓના જેવા અણુધચક્રવર્તિઓ કોઈ જ નથી, એમ કહેવામા સહજ પણ અતિશયોક્તિ હોય, એમ શુદ્ધ વિચારકોને લાગે તેમ નથી. દમ્ભિ

ઓની અજ્ઞાનો પૂજા કરે–એની પ્રશસ્તિ ગાનારાઓને, આવા અનુપમ ગુણોને અનંતની સંખ્યામાં ધરનારા ત્રિલોકનાથોની સેવા, અવધિજ્ઞાન જેવા જ્ઞાનને ધરનારા શુદ્ધ સમ્યગ્દષ્ટિ ઇંદ્રો કરે એ ન ગમે, તે સહજ છે. ઘોર મિથ્યાત્વના કારમા રોગથી રીબાતા આત્માઓને, આવાં વર્ણનો બુદ્ધિગમ્ય પણ ન લાગે એ સહજ છે. મિથ્યાત્વની સહચરી બુદ્ધિ પણ આત્માને બેવકૂફ બનાવનારી હોય છે. કેટલાક ક્ષાયોપશમિક ગુણો એવા પણ હોય છે, કે જે ગુણો મિથ્યાત્વના સહચારી બનવાથી ભયંકર દોષોની જ ગરજ સારે છે. સાચા ગુણવન્તોની સાચી પૂજા રૂચવાને માટે પણ, આત્મામાં ઉત્તમ જાતિની નિર્મળતા પ્રગટવી એ આવશ્યક છે. કોઈ ન પૂજે એથી ગુણની મહત્તા ઘટતી નથી, પણ ઉત્તમ ગુણના દર્શન પછી ઉત્તમ આત્માઓ ગુણસમ્પન્નની પૂજા કર્યા વિના રહી શકતા જ નથી. આ સત્ય વસ્તુનું પ્રતિપાદન, એ જ પૂજાતિશયનું પ્રતિપાદન છે, એમ કહી શકાય. આંશિક પૂજાપાત્રતા ઉત્તમ ગુણસંપન્ન આત્માઓમાં પણ હોય છે, પણ સંપૂર્ણ પૂજાતિશય તો શ્રી અરિહન્તદેવના આત્માઓને જ હોય છે. આ સત્ય વસ્તુસ્થિતિ તેઓને જ સમજાય, કે જેઓ નિર્દમ્ભપણે સત્યના ગવેષક બને. પોતાની કલ્પનાઓને જ સત્યનો ભંડાર સમજનારાઓ, ભૂતકાલમાં ય સત્યને સમજ્યા નથી અને ભવિષ્યમાં પણ એવા અજ્ઞાન અને અહંકારી આત્માઓ સત્યને સમજવાના નથી; તો પછી વર્તમાનના એવાઓ સત્યને સમજવાની લાયકાતનું દેવાળું કાઢી ચૂકેલા હોય, એમાં આશ્ચર્ય પામવાને કશું જ કારણ નથી.

## પ્રતીકાર નિર્જરાનું પરમ સાધન.

અનુપમ ગુણોના સ્વરૂપથી અને વિવેકી આત્માઓના સ્વભાવથી અપરિચિત આત્માઓને આ પૂજાતિશય સમજાવો, એ ય સદાને માટે અશક્યવત્ છે. તુચ્છ એવા પણ સ્વાર્થની સિદ્ધિ અનિશ્ચિત હોવા છતા પણ, એની આશામા પડેલા લોકો, હુશીયાર અને દમ્ભી ખેલાડી, કે જે દેખાવની સુદર અને સ્વરૂપે પ્રપચમય રીતિઓ દ્વારા તુચ્છ સ્વાર્થની આશાઓને આપી શકે છે, એવાની પૂઠે પડી જાય છે. એવાની વાહ-વાહ ગાનારાઓને આવી અનુપમ પૂજાતિશયની વાતો ન ગમે, એમા એવાઓના દુર્ભાગ્યની દયા જ ખાવી રહી એવાઓને ગુણાભાસની અજ્ઞાનિઓએ કરેલી ઉપાસના ગમે છે, પણ અનુપમ ગુણોના ધારક તારકોની મહા વિવેકિઓ દ્વારા કરાતી ઉપાસના નથી ગમતી. આ વસ્તુ તો તેજ આત્માઓને ગમે, કે જે આત્માઓની ભવિતવ્યતા સુદર હોય. મિથ્યાત્વની મદતા થયા વિના આવી અનુપમ વસ્તુઓ રૂચવી, સમજાવી અને મનાવી, એ કાંઈ શક્ય નથી ભયંકર મિથ્યાત્વ રૂપ રોગથી રીબાતા આત્માઓ આ વાતને અસભવિત માને, એ પણ બનવાજોગ છે પણ એવાઓ જ્યારે વિરૂદ્ધમા પ્રલાપો કરવા લાગે, ત્યારે વધુ ને વધુ દયાપાત્ર બનવા સાથે પ્રતીકારપાત્ર પણ બને છે ભાવદયાથી ઉભરાતા હૃદયે એવાઓનો પ્રતીકાર, એ પણ નિર્જરાનું પરમ સાધન છે.

## 'સકલ'ની પ્રવૃત્તિ ઈતરો માટે ન થઈ શકે

'सकलगुणरत्नपुञ्जगृहम्' આ વિશેષણ રૂપ સામાસિક પદના

ભાવાર્થને સ્પષ્ટ કરતાં, સૂત્રકાર પરમર્ષિ આચાર્યભગવાન શ્રી શાન્તિસૂરીશ્વરજી મહારાજા, વળી એક બીજી વસ્તુને સમજાવે છે એ અનંત ઉપકારી આચાર્યભગવાન ફરમાવે છે કે–

" सकलगुणरत्नकुलगृहमित्यनेन भगवतः सुरासुरमनुजनायकेषु प्राधान्यमभ्यधायि । तेषां कस्यापि केनापि गुणेन विकलतया सकलशब्द प्रवृत्तययोगात् । "

આ કથન દ્વારા, સૂત્રકાર પરમર્ષિ પણ પૂજાતિશયના હેતુને જ સ્પષ્ટ કરે છે પૂજાનો અતિશય બતાવે, એવી પૂજા તો તે જ આત્માઓની થાય, કે જે સર્વશ્રેષ્ઠ હોય. સર્વશ્રેષ્ઠતા વિના, અતિશયવતી પૂજા હોઇ શકતી જ નથી અતિશયવતી પૂજાને માટે, એક શ્રી જિનેશ્વરભગવાન જ યોગ્ય છે. આ વાતને દર્શાવવાના હેતુથી, સૂત્રકાર પરમર્ષિ ફરમાવે છે કે–'सकलगुणरत्नकुलगृहम्' આ વિશેષણ દ્વારા સુર, અસુર અને મનુષ્યોના નાયકોમા ભગવાનનુ પ્રધાનપણુ કહેવામા આવ્યુ છે સુર, અસુર અને નરના નાયકોમાના કોઇની પણ, કોઈ પણ ગુણ દ્વારા વિકલતા હોવાના કારણે, કોઇને અંગે પણ સકલ શબ્દની પ્રવૃત્તિ થઈ શકે એમ નથી. ભગવાન શ્રી જિનેશ્વરદેવો અને અહીં પ્રકરણવશાત્ ભગવાન શ્રી મહાવીરદેવ, આ સિવાય કોઇના પણ ગુણોને માટે વાસ્તવિક રીતિએ સકલ શબ્દનો પ્રયોગ કરી શકાય તેમ નથી સકલ ગુણો અને અન્યમા, એ વાત જ સંભવિત નથી સકલ ગુણોના માલિક તો શ્રી જિનેશ્વરદેવો જ હોય છે. એ જ કારણે, એ ઉદ્ધારકોની પૂજા સુરેન્દ્રો, અસુરેન્દ્રો અને નરેન્દ્રો 'હુ પ્રથમ કરૂ'–'હુ પ્રથમ કરૂ'–એવા ઉલ્લાસ

પૂર્વક કરે છે. આ વાતમાં આશંકા, એ તો પોતાના અસ્તિત્વની આશંકા જેવી આશંકા છે. આ રીતિના વર્ણનથી પણ ચરમ જિનેશ્વર ભગવાન શ્રી મહાવીરદેવનો પૂજાતિશય જ સ્પષ્ટ થાય છે.

## કેવલજ્ઞાન વિના શાસનસ્થાપના થતી નથી

'विमलकेवलम्' આ બીજા વિશેષણ દ્વારા તો, જ્ઞાનાતિશય-સમ્પન્નતાના પ્રતાપે, પ્રસિદ્ધ એવા 'શ્રી સિદ્ધાર્થ' નામના રાજાના કુલ રૂપ વિમલ આકાશતલને સુપ્રકાશવન્ત બનાવવાને માટે ચંદ્રમા સમા જિનનાથ શ્રી મહાવીર ભગવાનનો વચનાતિશય પ્રપંચિત નામ વિસ્તૃત કરાય છે : કારણ કે–કેવલજ્ઞાન થયા પછી ભગવાન શ્રી તીર્થંકરદેવોની સદ્દેશના-પ્રવૃત્તિ અવશ્યંભાવિની હોય છે. શ્રી તીર્થંકરનામકર્મનું વેદન, એ જ પ્રમાણે થાય છે. આ જ વાતનુ સપ્રમાણ આલેખન કરતાં, બૃહદ્‌વૃત્તિકાર આચાર્ય ભગવાન ફરમાવે છે કે–

विमलकेवलम्' इत्यमुना तु ज्ञानातिशयसम्पन्नतया प्रसिद्धसिद्धार्थपार्थिवकुलविमलनभस्तलनिशीथिनीनाथस्य जिननाथस्य वचनातिशयः प्रपञ्च्यते, यतः केवलज्ञाने सत्यवश्यम्भाविनी भगवता तीर्थकृता सद्देशनाप्रवृत्तिः, तीर्थंकरनामकर्मण इत्थमेव वेद्यमानत्वात्। यदुक्तं श्रीभद्रबाहुस्वामिपादैः.–

"तं च कहं वेइज्जइ, अगिलाणाए धम्मदेसणाईहिं।" इत्यादि

આવા પ્રકારના સ્પષ્ટ ઉલ્લેખના બળે, આપણે ઘણી ઘણી વસ્તુઓનું વર્ણન કરી શકીએ. સંપૂર્ણ જ્ઞાનાતિશય-સંપન્નતા કેવળજ્ઞાન વિના શક્ય નથી. અન્ય જ્ઞાનોમાં અનુપયોગ થવાનો સંભવ હોવાથી, સ્ખલના થવી એ

અસંભવિત નથી. સ્ખલનાની સંભાવનાનો પણ અભાવ તો એક કેવલજ્ઞાનમાં જ છે એક કેવલજ્ઞાન જ એવું છે, કે જે આત્માને સંપૂર્ણ જ્ઞાનાતિશયથી સંપન્ન બનાવે. આ જ કારણે, શ્રી ધર્મતીર્થના સંસ્થાપક ભગવાન શ્રી જિનેશ્વરદેવો મતિ, શ્રુત અને અવધિ-આ ત્રણ નિર્મલ જ્ઞાનોને સાથે લઈને આવવા છતાં પણ અને દીક્ષિત થતાની સાથે જ ચોથા મનઃપર્યવજ્ઞાનને ધરનારા બનવા છતાં પણ, કેવલજ્ઞાનની પ્રાપ્તિ થયા વિના, ધર્મતીર્થનું સંસ્થાપન કરતા નથી. સઘળા ય શ્રી તીર્થંકરદેવોની એકવાક્યતા પણ આ જ વસ્તુને આભારી છે. આ પરમ તારકો શ્રી ધર્મતીર્થની સ્થાપના કરે છે, તે પણ શ્રી તીર્થંકરનામકર્મના જ યોગે કરે છે, પરન્તુ કોઇ પણ જાતિની ઈચ્છાથી કરતા નથી ઈચ્છા રાગિને જ હોઈ શકે છે અને કેવલજ્ઞાન રાગિને થતું નથી. રાગ-દ્વેષ આદિ મોહનો નાશ થયા પછી, જ્ઞાનાવરણીય આદિ ઘાતી કર્મોનો સમૂલ નાશ થયા પછીથી જ, કેવલજ્ઞાન થાય છે, એટલે એ મોહના અભાવમાં ઈચ્છા આદિના નાટકો હોતા જ નથી. શ્રી તીર્થંકરનામકર્મના પ્રતાપે, ઉદાસીનભાવને ધરતા એવા પણ શ્રી અરિહંતદેવો, ધર્મતીર્થની સ્થાપના કરે છે અને એ જ કારણે, એમાં દોષનો અગર તો કૃત્રિમતાનો સર્વથા અભાવ હોય છે જેઓ લોકને પોતાનો અનુયાયી બનાવવાને માટે તીર્થસ્થાપનના કોડોને સેવતા હોય છે, તે બીચારાઓ તો, સ્વયં પણ ધર્મને પામ્યા નથી હોતા, ત્યાં ધર્મતીર્થની સ્થાપનાની તો વાત જ શી ? ધર્મતીર્થનું સંસ્થાપન કેવલજ્ઞાની સિવાય શક્ય નથી

**શ્રી તીર્થંકરનામકર્મનું વેદન:**

ત્રીજા ભવમાં શ્રી તીર્થંકરનામકર્મની નિકાચના કરનારા શ્રી તીર્થંકરદેવના આત્માઓ, પ્રાણી માત્રને શાસનરસિક બનાવવાની ભાવદયાથી જ ઓતપ્રોત હોય છે. એ ઉત્તમ ભાવનાના અમલને માટે, મોહની આદિ ઘાતી કર્મોના સમૂલ સંહારને માટે જ તેઓ ઉદ્યત હોય છે. શ્રી તીર્થંકર થવાના ભવમાં, દીક્ષિત થવા પૂર્વે, જે ભોગ આદિનો ભોગવટો એ તારકોના આત્માઓ કરે છે, તે ભોગવટો પણ મોહ આદિના વિનાશને માટે જ કરે છે, એવું શાસ્ત્રોમાં સ્પષ્ટ શબ્દોમાં પ્રતિપાદન કરાએલું છે. એ જ કારણે, એવા પુણ્યાત્માઓ દેવભવમાં પણ રતિના સ્થાનમાં વિરક્તિના જ ઉપાસક હોય છે. આવા તારકો રાજ્યના પાલનમાં કે માનવી ભોગોમાં વિરક્ત હોય, એમાં તો પૂછવાનું જ શું હોય? ચારે ય ઘાતી કર્મોનો સમૂલ વિનાશ થયા બાદ, એ પરમ પુરૂષો, ઉત્તમોત્તમ ભાવદયા રૂપ ભાવનાના યોગે નિકાચિત કરેલ સર્વોત્તમ એવા શ્રી તીર્થંકરનામકર્મના વિપાકોદયને ભોગવતાં ભોગવતાં, ધર્મતીર્થનું સંસ્થાપન કરે છે. અસંખ્ય ઈંદ્રો આદિની અનુપમ પૂજાનો ભોગવટો કરવા છતાં પણ, એ લોકોત્તર પુરૂષસિંહોનું અનુપમ ઔદાસીન્ય પણ ઉપાસનીય હોય છે. એ સન્માન આદિ જેમ અજોડ હોય છે, તેમ એ ઔદાસીન્ય પણ અજોડ જ હોય છે. એ જ કારણે, બૃહદ્‌વૃત્તિકાર આચાર્યભગવાને ફરમાવ્યું કે-' કેવલજ્ઞાન થયા પછી શ્રી તીર્થંકર મહારાજાઓની સદ્દેશના પ્રવૃત્તિ અવશ્ય થનારી હોય છે: કારણ કે-શ્રી તીર્થંકરનામકર્મનું વેદન જ એ પ્રકારનુ છે.'

આ વાતને તેઓ અનંત ઉપકારી, શ્રુતકેવલી ભગવાન શ્રી ભદ્રબાહુસ્વામિજી મહારાજાના વચનથી મજબૂત બનાવે છે. ચૌદ પૂર્વના ધણી, યુગપ્રધાન અને નૈમિત્તિક તરીકેના પ્રભાવકની સર્વોત્તમ પ્રસિદ્ધિને પામેલા સમર્થ શાસનપ્રભાવક આચાર્યભગવાન શ્રી ભદ્રબાહુસ્વામિજી મહારાજા પ્રશ્નોત્તરના રૂપમાં ફરમાવે છે કે–

'શ્રી તીર્થંકરદેવના આત્માઓ ત્રીજે ભવે નિકાચિત કરેલ તે શ્રી તીર્થંકરનામકર્મને કેવી રીતિએ વેદે ?'

'તે શ્રી તીર્થંકરદેવો તે શ્રી તીર્થંકરનામકર્મનું વેદન અગ્લાનપણે ધર્મદેશના આદિથી કરે છે.'

આ બધાથી સ્પષ્ટ છે કે–શ્રી તીર્થંકરદેવના આત્માઓ ધર્મતીર્થની સ્થાપના આદિ જે પ્રવૃત્તિ કરે છે, તે શ્રી તીર્થંકરનામકર્મના વેદનને અંગે જ કરે છે. એ ઉદ્ધારક આત્માઓની સઘળી ય પ્રવૃત્તિ ઈચ્છારહિતપણે જ હોય છે અને એકાન્ત ઉપકારક હોય છે સર્વોત્તમ જ્ઞાનાતિશયસમ્પન્નપણાની સાથે શ્રી તીર્થંકરનામકર્મનો વિપાકોદય હોવાથી, ઉપકાર માટેની અનેકવિધ સામગ્રીઓ, તે તારકોની પાસે મૌજૂદ હોય છે એ તારકોની વાણી પણ પાત્રીસ ગુણમયી હોય છે. કેવલજ્ઞાન થયા પછીથી જ શ્રી તીર્થંકરનામકર્મનો વિપાકોદય શરૂ થતો હોવાથી, જ્ઞાનાતિશય દ્વારા જ વચનાતિશય પ્રાપ્ત થાય છે. આમ હોવાથી, 'विमलवचन' આ વિશેષણ દ્વારા જ્ઞાનાતિશય અને જ્ઞાનાતિશયના યોગે આવતો વચનાતિશય, એ ઉભય અતિશયો બરાબર સ્પષ્ટ થાય છે.

## સંપૂર્ણ જ્ઞાન વિના સ્વતંત્રપણે બોલવાના અને કરવાના કામમાં પડો નહિ :

આ વાત વધુ સ્પષ્ટ થાય, એ રીતિએ વર્ણન કરતાં, મૂલ સૂત્રકાર પરમર્ષિ આચાર્ય ભગવાન શ્રીમત્ શાંતિસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે–

" विमलकेवलमित्यनेन भगवतो ज्ञानातिशयसंपन्नतया तथ्यार्थवादित्वमुक्तम् । तदन्तरेण सूक्ष्मबादरमूर्त्तामूर्त्तादिभावानां याथातथ्येन वक्तुमशक्यत्वात् ।"

'विमलकेवलम्' આ પદ દ્વારા જ્ઞાનાતિશયસંપન્નપણાથી ભગવાન શ્રી મહાવીરદેવનું તથ્યાર્થવાદિપણું કહેલ છે : કારણ કે–કેવલજ્ઞાન વિના સૂક્ષ્મ તથા બાદર અને મૂર્ત્ત તથા અમૂર્ત્ત આદિ પદાર્થોનું યથાતથ્યપણે કથન કરવું, એ અશક્ય છે. કેવલજ્ઞાન દ્વારા સંપૂર્ણ જ્ઞાનાતિશયથી યુક્ત બન્યા વિના, સર્વ વિષયોમાં સ્વતન્ત્રપણે તથ્યવાદી બનવું, એ શક્ય જ નથી. આ વસ્તુ જો આત્માને બરાબર સમજાઈ જાય, તો તથાવિધ જ્ઞાનને સંપાદન કર્યા વિના સ્વતન્ત્રપણે અભિપ્રાયો ઉચ્ચારવામાં રહેલી ભય કરતા પણ આપોઆપ સમજાઈ જાય. આજે વિના જ્ઞાને, લગભગ દરેક બાબતમાં, સ્વતન્ત્રપણે અભિપ્રાય ઉચ્ચારવાની વૃત્તિ વધતી જાય છે. વિના જ્ઞાને સ્વતન્ત્રપણે અભિપ્રાયો ઉચ્ચારવાની વૃત્તિ, એ ઘણી જ કારમી વૃત્તિ છે. અજ્ઞાનતાની સાથે જ્યારે મિથ્યાભિમાન અને મોટાઈની ભૂખ જેવા કારમા દુર્ગુણો ભળે છે, ત્યારે આત્માને તે ખૂબ જ અધમ બનાવી દે છે અજ્ઞાની જ્ઞાની તરીકે પંકાવાનો અભિલાષ કરે, એ જ એના આત્માનો કારમો અધઃપાત છે ઉપકારિઓ તો સ્પષ્ટપણે ફરમાવે છે કે–અજ્ઞાનિઓએ

'મારૂં' એ જ સાચુ '-એમ ન માનો

વચનાતિશયને પમાડનાર જે જ્ઞાનાતિશય છે, તેની પ્રાપ્તિ શ્રી જિનેશ્વરદેવોને અપાયાપગમાતિશયની પ્રાપ્તિ વિના શક્ય નથી સર્વ શ્રી જિનેશ્વરદેવોની માફક, ચરમ તીર્થપતિ ભગવાન શ્રી મહાવીરદેવને પણ, અપાયાપગમાતિશયની પ્રાપ્તિ પછીથી જ જ્ઞાનાતિશયની પ્રાપ્તિ થઈ છે, અને તે દ્વારા વચનાતિશયની અને વચનાતિશયના યોગે પૂજાતિશયની પ્રાપ્તિ થઈ છે. ધ્યાનમા રાખવા જેવી વાત છે કે-સ્યાદ્વાદના પાયા ઉપર બધાયેલુ શ્રી જૈન શાસન અનેક નયમય દર્શન છે સઘળી જ સાચી અપેક્ષાઓને સમાવવાને માટે, શ્રી જૈન શાસન સિવાયનુ એક પણ શાસન સામર્થ્ય ધરાવતુ નથી સઘળા ય સાચા મન્તવ્યોનો સમાવેશ, શ્રી જૈન શાસનમા થાય છે એક પણ ખોટા મન્તવ્યને જેમ શ્રી જૈન શાસનમા સ્થાન નથી, તેમ એક પણ સાચા મન્તવ્યને અવકાશ ન હોય-એવુ પણ શ્રી જૈન શાસનમા નથી જ. કોઈ પણ સાપેક્ષ નયને શ્રી જૈન શાસન અવગણતું નથી અને કોઈ પણ નિરપેક્ષ નયને શ્રી જૈન શાસન સન્માનતું નથી. આ શાસનમા કાર્ય-કારણ ભાવોનુ પણ પરસ્પરનુ અનુયાયિપણુ જે જે રીતનુ છે તે તે રીતનુ સ્વીકારવામા આવ્યું છે વર્ણન કરનાર સાપેક્ષ પદ્ધતિથી ઘટિત રીતિએ જે જે કાર્ય-કારણ ભાવનુ પ્રતિપાદન કરે, તે તે ઘટિત એવા ભિન્ન ભિન્ન પ્રકારના કાર્ય-કારણ ભાવ સાથે વિરોધી નથી હોતું વસ્તુઓના ક્રમો વિવિધ અપેક્ષાએ પૂર્વાનુપૂર્વીની, પશ્ચાનુપૂર્વીની અને અનાનુપૂર્વીની પદ્ધતિએ વર્ણવાય છે એ વર્ણનમા

વર્ણન કરનારની શુદ્ધ અપેક્ષા છે કે નહિ, એને જો અવિરૂદ્ધ દૃષ્ટિએ વિચાર કરવામાં આવે, તો કૃત્રિમ વિરોધો તો સહેલાઇથી શમી જાય છે. આમ છતાં પણ, અપેક્ષાના નામે પોતાનાં કલ્પિત અને અઘટિત મંતવ્યોનું સમર્થન કરનારાઓની સાથેનો વિરોધ તો શાશ્વત રહ્યો છે, રહે છે અને રહેશે. શ્રી જૈન શાસનને પામેલો જેમ યોગ્યની સાથે સમન્વય સાધી શકે છે, તેમ અયોગ્યની સાથે વિરોધ પણ ઘણો જ સુંદર સાધી શકે છે. વિતણ્ડાવાદ કે શુષ્કવાદને શ્રી જૈન શાસનમાં સ્થાન નથી. શુષ્કવાદ કે વિતણ્ડાવાદના ઉપાસકો, ધર્મવાદમય શ્રી જૈન શાસનની ઉપાસનાને માટે લાયક નથી. સુનય સાથે સમન્વય કરનારો, દુર્નયનો સામનો જે રીતિએ કરી શકે છે, તેવો સામનો, સુનય સાથે પણ ઝઘડનારો વાદી, નથી કરી શકતો. 'મારૂં એ જ સાચું'–એમ માનનારો તો, શ્રી જૈન શાસનથી આપોઆપ જ બહિષ્કૃત થયેલો છે. સાચાને પોતાનું માનીને ખોટાના સ્પર્શથી પણ દૂર રહેવાને ઇચ્છનારો, શ્રી જૈન શાસનના અપેક્ષામય સ્યાદ્વાદનો સાચો ઉપાસક બની શકે છે. એકાન્તવાદિની માફક યથેચ્છ બોલનાર, વાત-વાતમાં ફેરવી તોળનાર અને અસમ્બદ્ધપણે શાસ્ત્રીય વસ્તુઓને બોલવા કે લખવા દ્વારા રજૂ કરનારો, પોતાના આત્માનો પણ દ્રોહ જ કરે છે. આ વાતને બરાબર ધ્યાનમાં રાખીને, વસ્તુ માત્રના સ્વરૂપના વિવેકશીલ વિચારક બનવું, એ સૌને માટે હિતાવહ છે.

ઘાતી કર્મોનો સમૂલ નાશ :

આપણો પ્રસંગ એ ચાલે છે કે–જ્ઞાનાતિશયની પ્રાપ્તિ

અને અલ્પજ્ઞાનિઓએ સ્વચ્છન્દપણે બોલવા-કરવાના કામા નહિ ફસાતા, જ્ઞાનિઓની આજ્ઞાથી અવિરૂદ્ધપણે જ બોલવા -કરવાના કામમા લાગી જવુ જોઇએ અને તજ્ઞાનિઓની આજ્ઞાનો અમલ ભલે ને શક્તિ મુજબ થાય, પણ જ્ઞાનિ ઓએ નિષેધેલી વસ્તુના સેવનથી તો, જરૂર જ સર્વ પ્રકારે બચવાની કાળજી રાખવી જોઇએ વસ્તુ માત્રના સ્વરૂપથી અજ્ઞાત આત્માઓ જ્યારે સ્વતન્ત્રપણે લખવા-બોલવાના નાદે ચડે છે, ત્યારે તેઓની શક્તિ અને સામગ્રી પ્રાય સન્માર્ગના નાશનું અને ઉન્માર્ગના સ્થાપનનુ કામ કરવામા જ ખર્ચાય છે અને એથી પોતાની આ જાતિની પોતે માનેલી સુદર કલામા રાચનારાઓ, પોતાનુ તેમ જ પરનુ ભારે અહિત સાધે છે.

## જ્ઞાનાતિશય પૂર્વકના વચનાતિશયનો પ્રભાવ

અધુરા જ્ઞાની અને ક્ષુદ્ર આત્માઓની જ્યારે આ દશા હોય છે, ત્યારે શ્રી જિનેશ્વરદેવ જેવા ગભીરતા આદિ અનેકાનેક ગુણોના સ્વામી આત્માઓની દશા, કોઈ લોકોત્તર જ હોય છે નિર્મલ કોટિના મતિ, શ્રુત અને અવધિ-એ ત્રણ જ્ઞાનોની સાથે જ અવતરતા અને દીક્ષિત થવાની સાથે જ ચાર જ્ઞાનના ધણી બનનારા, એવા પણ એ સ્વ-પર-તારક પુણ્યાત્માઓ, કેવલજ્ઞાન ન થાય ત્યા સુધી પ્રાય મૌનપણે જ વિહરીને પૃથ્વી તલને પાવન કરે છે તે તારકો એ વસ્તુને બરાબર જાણતા હોય છે કે-સૂક્ષ્મ, બાદર, મૂર્ત્ત અને અમૂર્ત્ત આદિ ભાવોનું સ્વતન્ત્રપણે યથાસ્થિત પ્રતિપાદન કરવું, એ કેવલજ્ઞાન વિના શક્ય જ નથી આથી, એ તારકો ઘાતિકર્મોના સમૂલ વિનાશ

દ્વારા કેવલજ્ઞાનને પામવાની આરાધનામાં જ મસ્ત રહે છે. આ આત્માઓ પોતાની આરાધનાની અવસ્થામા પણ, દેવલોકથી કે નરકથી શ્રી તીર્થંકર થવાના ભવમાં આવવાને માટે ચ્યવે ત્યારથી જ, શ્રી તીર્થંકર તરીકે ઉત્તમ ભવ્યોના આરાધ્ય બને છે. આ તારકોના ચ્યવનકલ્યાણકને પણ ઇંદ્રાદિ ભવ્યો ખૂબ ખૂબ આરાધે છે આ ઉદ્ધારકો ચ્યવતાં, જન્મતાં, દીક્ષિત થતાં, કેવળજ્ઞાની થતા અને નિર્વાણ પામતાં પણ જગતના જીવોને માટે સુખ રૂપ થાય છે. આવા ઉદ્ધારકોને માટે, કલિકાલસર્વજ્ઞ આચાર્યભગવાન શ્રીમદ્ હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે–

' नारका अपि मोदन्ते, यस्य कल्याणपर्वसु ।
पवित्र तस्य चारित्र, को वा वर्णयितु क्षम ॥ १ ॥"

કહે છે કે–' જે તારકોના કલ્યાણકપર્વોમા નરકમાં રહેલા આત્માઓ પણ આનન્દને પામે છે, તે તારકોના પવિત્ર ચારિત્રનું વર્ણન કરવાને માટે, કોણ સમર્થ થઈ શકે એમ છે?' આવા અદ્દ્ભુત ચારિત્રના સ્વામી શ્રી જિનેશ્વરદેવો કેવલજ્ઞાનને પામીને, જ્ઞાનાતિશયસમ્પન્ન બનવા સાથે, વચનાતિશયના સ્વામી બનીને, સૂક્ષ્મ, બાદર, મૂર્ત્ત અને અમૂર્ત્ત આદિ સર્વ ભાવોનુ અવભાસન કરનાર, કુમતવાદિઓના મદનું વિનાશક અને સન્માર્ગનુ સંસ્થાપક એવું ધર્મતીર્થ સ્થાપી, અનેક આત્માઓને મુક્તિપદના ભોક્તા બનાવે છે. આ સઘળો ય પ્રતાપ, જ્ઞાનાતિશય પૂર્વકના વચનાતિશયનો છે અને એ સપૂર્ણ કોટિનો અતિશય તો, એક માત્ર ભગવાન શ્રી જિનેશ્વરદેવોને જ હોય છે

અપાયાપગમાતિશયની પ્રાપ્તિ વિના શક્ય નથી, એટલે પૂજાતિશયને, જ્ઞાનાતિશયને અને વચનાતિશયને બતાવનારે, અપાયાપગમાતિશયનું પણ વર્ણન કરવું જોઈએ એ વિશે ષણો દ્વારા ત્રણ અતિશયોનુ વર્ણન કર્યા પછી, હવે બૃહદ્ વૃત્તિકાર આચાર્યભગવાન શ્રીમદ્ દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે–'વીર' આ સાન્વય પદથી સૂત્રકાર પરમર્ષિ ચરમ જિનેશ્વર ભગવાન શ્રી મહાવીરદેવના 'અપાયાપગ માતિશયને સ્પષ્ટપણે નિષ્ટંકિત કરે છે આ વિશ્વમા જેટલી જાતિના અપાયો છે, એ બધાયે અપાયોનું કારણ–એક કર્મ જ છે જગતના જીવોનો કોઈ સાચો શત્રુ હોય, તો એ કર્મ જ છે એ કર્મ કોઈ એક પ્રકારનુ નથી કર્મ મૂળ ભેદથી આઠ પ્રકારનુ છે, ત્યારે ઉત્તર ભેદોથી ૧૫૮ પ્રકારનું પણ છે આ કર્મ રૂપ શત્રુસમુદાયનુ મૂળ ઉખડી જાય તેવું ઉખેડવાનું કામ, જેવું સઘળા ય શ્રી જિનેશ્વરદેવોએ કર્યું છે, તેમ શ્રી મહાવીર મહારાજા, કે જે આ ચોવીસીના છેલ્લા જિનેશ્વર છે, તેમણે પણ કર્યું છે સઘળા ય અપાયોના કારણભૂત કર્મશત્રુનો સમુદાય મૂળ સહિત વિયોગને પામી જાય, એવી કાર્યવાહી કરવા દ્વારા, ચરમ જિનેશ્વર ભગવાન શ્રી મહાવીરદેવ પણ અપાયાપગમાતિશયના સ્વામી બન્યા છે. આત્માને સંસારમા પરિભ્રમણ કરાવનાર ચાર ઘાતિકર્મો છે બાકીના ચાર અઘાતિકર્મોનુ જોર તો ઘાતિકર્મોના બળથી છે ઘાતિકર્મો નિર્મૂળ થયા પછી, અઘાતિકર્મો તો બીચારા છે સઘળા ય અપાયોમા નિમિત્તભૂત કોઈ હોય, તો એ ઘાતિકર્મો છે એના સમૂલ વિનાશ વિના, જ્ઞાનાતિશયની

પ્રાપ્તિ શક્ય જ નથી. સઘળા ય શ્રી જિનેશ્વરદેવો ચારે ય ઘાતિકર્મોના સમૂલ વિનાશ પછીથી જ કેવલજ્ઞાનના સ્વામી બને છે. આ જ રીતિએ, ભગવાન શ્રી મહાવીરદેવ પણ ચારે ય ઘાતિકર્મોનો સમૂલ વિનાશ કર્યા બાદ જ, કેવલજ્ઞાનનું ઉપાર્જન કરીને, જ્ઞાનાતિશયના સ્વામી બન્યા છે. ભગવાન શ્રી મહાવીરદેવ, કર્મશત્રુના સમુદાયનો સમૂલ વિનાશ કરીને અપાયાપગમાતિશયના સ્વામી બન્યા છે, એ વાત 'વીર' એવા સાન્વય નામથી જ સ્પષ્ટ છે, એમ બૃહદ્‌વૃત્તિકાર પરમર્ષિ ફરમાવે છે.

<u>કર્મ માત્ર પાપ રૂપ કયી દૃષ્ટિએ ?</u>

કર્મશત્રુના સમુદાયના સમૂલ વિનાશથી અપાયાપગમાતિશય પ્રાપ્ત થાય છે, એનું કારણ–સઘળા ય અપાયોનું કારણ કર્મ છે, એ છે. 'સઘળા ય અપાયોનુ કારણ કર્મ છે'–એ વાતનું સમર્થન કરતાં, બૃહદ્‌વૃત્તિકાર આચાર્યભગવાન ફરમાવે છે કે–

"भवभ्रमणकारणत्वात् सर्वमपि कर्म अपायकारणम् ॥"

ભવભ્રમણનું કારણ હોવાથી, સર્વ પણ કર્મ અપાયનું કારણ છે. ભવભ્રમણ કરાવવાની તાકાત, અઘાતિકર્મોમાં, ઘાતિકર્મોની હયાતિ સુધી જ હયાતિ ભોગવે છે. ઘાતિકર્મોના સમૂલ વિનાશ પછીથી, અઘાતિકર્મો તો માત્ર ભવમાં રાખનારાં રહે છે, પણ ભવમાં ભ્રમણ કરાવનાર તરીકે રહી શકતાં નથી. ઘાતી ગયા પછી અઘાતિને પોતાની સ્થિતિ પૂરી કરીને ભાગ્યે જ છૂટકો છે. તેમાં પણ આયુષ્યકર્મની

સ્થિતિના કરતાં જો બીજાં અઘાતિકર્મો અધિક સ્થિતિવાળા હોય છે, તો કેવલીસમુદ્ઘાત દ્વારા તેને સરખી સ્થિતિના બનાવીને અને આયુષ્યના નાશની સાથે જ તેને નામશેષ બનાવીને, સઘળા ય શ્રી જિનેશ્વરદેવો અગર તો કહો કે-કેવલજ્ઞાની મહાત્માઓ શ્રી નિર્વાણપદના માલિક બને છે. 'કર્મ માત્ર અપાય રૂપ છે.'-એ વાત આ બધા વર્ણનથી સ્પષ્ટ થાય છે. ઘાતિના વિનાશ પછી અઘાતી ભલે ખાસ કાંઈ પણ ન કરતાં હોય, તો પણ ઘાતિની સાથે રહીને અઘાતી કર્મોએ પણ આત્મા ઉપર અનાદિકાળથી ઓછો જૂલ્મ નથી કર્યો. કર્મોમા પણ શુભ-અશુભ ઉભય છે. આમ છતા પણ, સંસારમા ભટકાવવામા અને રાખવામા તો, સઘળા ય કર્મ કારણ રૂપ થાય છે આ એક જ દૃષ્ટિએ, ઉપકારી શાસ્ત્રકાર મહારાજા કર્મ માત્રને પાપ રૂપ જણાવે છે. આનો પણ અનર્થ કરનાર ન નીકળે તો સારૂં 'આશ્રવ સર્વથા હેય' -આ પ્રમાણે કહેનારા પરમર્ષિઓ, શુભાશ્રવને નથી જાણતા કે નથી માનતા એવું નથી આશ્રવની હેયતાને ઉપદેશનારા પરમર્ષિઓએ, શુભાશ્રવોના કારણોનું વર્ણન કરીને, એ કારણોને સેવવાનો પણ ઉપદેશ આપ્યો જ છે શુભાશ્રવો શ્રી સિદ્ધિ પદને સાધવામા સહાયક થતા હોઈ, સ્વ-પરના ઉપકારક બને છે, એ સાચુ હોવા છતા પણ, એના ય અભાવ વિના આત્માની મુક્તિ જ નથી આ બધી વાતોને ધ્યાનમા રાખનારને, કર્મ માત્રને પાપ કહેનાર આગમ ઉપર અશ્રદ્ધા નહિ થાય એટલુ જ નહિ, પણ ઊલટું બહુમાન વધશે આગમના ઉપાસકે આગમના ઐદમ્પર્ય સુધી પહોંચવું ઘણું

આવશ્યક છે. પદાર્થ અને વાક્યાર્થમાં મુંઝાનારા, પણ મહાવાક્યાર્થ અને ઐદમ્પર્યાર્થ સુધી નહિ પહોંચનારા, શાસ્ત્રના આસ્વાદને ચાખનારા નથી, પણ માત્ર બોજો જ ઉપાડનારા છે સર્વ પણ કર્મને અપાયભૂત કહેનારા બૃહદ્‌-વૃત્તિકાર આચાર્યભગવાન શ્રીમદ્ દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજા પોતાના એ કથનના ટેકામાં 'तथा चागमः'–એમ કહીને, આગમનો ટેકો આપે છે. આગમમાં જે કહ્યું છે, એનો ઉલ્લેખ પણ તે પરમોપકારી પરમર્ષિએ અહીં કર્યો છે અને તે એ કે–

'सव्वं पाव कम्मं, भामिज्जइ जेण ससारे'

એટલે કે–'જે કારણથી સંસારમાં ભમાવે છે, તે કારણથી સર્વ કર્મ પાપ છે.'

## શ્રમણાધિકારિના મુખ્ય લિંગનું સૂચન

આ રીતિએ, 'પદાર્થ' નામના વ્યાખ્યાપ્રકાર દ્વારા પ્રથમ ગાથાના પૂર્વાર્દ્ધમાં આવતાં ચારે ય પદોના ભાવાર્થને સ્પષ્ટ કરતાં, ઉપકારિઓએ શું શું ફરમાવ્યું છે, એ આપણે જોઈ ગયા હવે ઉત્તરાર્દ્ધમાં આવતાં ચાર પદોના ભાવાર્થને સ્પષ્ટ કરતા ઉપકારિઓ શું શું ફરમાવે છે, તે આપણે જોવાને ઇચ્છીએ છીએ. ઉત્તરાર્દ્ધનાં ચાર પદોમાં પ્રથમ પદ છે–'धम्मरयणत्थियाण' [ આનું સંસ્કૃત રૂપ થાય છે–'धर्मरत्नार्थिभ्य' અને આનો અર્થ થાય છે–'ધર્મ રૂપ રત્નના અર્થિઓને ]' આ પદ, આની પછી આવતા 'जणाण' એવા પદનું વિશેષણ છે. મૂલકાર પરમર્ષિ અને બૃહદ્‌વૃત્તિકાર પરમર્ષિ, એમ

એ ઉભય આચાર્યમહારાજાઓ ફરમાવે છે કે–" આ પદ દ્વારા–' શ્રવણના અધિકારિઓનું મુખ્ય લિંગ અર્થિપણું જ છે.'–એમ કહેવામાં આવ્યું છે." આ શાસ્ત્રરત્નની રચના ઉપદેશ આપવાને માટે થઈ છે, એ વાત તો પ્રથમ જ સ્પષ્ટ થઈ ગઈ છે. ઉપદેશશ્રવણના અધિકારી જનો છે, પણ તે કયા જનો ?–એ વાતને સ્પષ્ટ કરવાને માટે જ આ વિશેષણનો પ્રયોગ છે. જ્યાં સુધી અર્થિપણું ન આવે, ત્યાં સુધી વાસ્તવિક કોટિનું શ્રવણ શક્ય નથી, એ વાત તો સહેલાઈથી સમજી શકાય તેમ છે. આથી સ્પષ્ટ છે કે–ઉપદેશના શ્રવણને માટે અધિકારી તે જ જનો હોઈ શકે, કે જેઓમાં અર્થિપણું હોય. આથી જ આ બન્ને ઉપકારિઓ અહીં પણ ફરમાવે છે કે–" આ વિશેષણ રૂપ પદ દ્વારા–' શ્રવણના અધિકારિઓનું અર્થિપણું જ મુખ્ય લિંગ છે.'–એ પ્રમાણે કહેવામાં આવ્યું છે."

<u>મહાપુરૂષોના કથનનું પ્રમાણ :</u>

શ્રવણના અધિકારને પ્રાપ્ત કરવાને માટે જે લિંગો જોઇએ, તે લિંગોમાં અર્થિપણું એ મુખ્ય લિંગ છે. આ વાતને જે સમજવાને ઈચ્છે, એને આ વાત સમજતાં વાર લાગે તેમ નથી. આમ છતાં ય, ઉપકારિઓ આ વાતની સિદ્ધિને માટે, પ્રમાણ તરીકે પૂર્વના મહાપુરૂષે લખેલા વચનને ધરે છે. શ્રદ્ધાસમ્પન્ન આત્માઓ માટે મહાપુરૂષનું વચન એ સર્વસ્વ છે. સાચા શ્રદ્ધાળુ આત્માઓ યુક્તિપ્રિય નથી હોતા એમ નહિ, પરન્તુ યુક્તિપ્રિય એવા પણ સુશ્રદ્ધાળુ આત્માઓને માટે, મહાપુરૂષનું

વચન ખૂબ જ દઢતાને કરનારૂં નિવડ્યા વિના રહેતું નથી. આ કારણે, મહાપુરૂષો પણ પોતાના કથનને પૂર્વના મહાપુરૂષોના કથનથી પુષ્ટ કરે છે. મહાપુરૂષો જે કાંઈ ફરમાવે છે, તે અનંતજ્ઞાનિઓએ ફરમાવેલું હોય એ જ ફરમાવે છે. આમ હોવા છતાં પણ, એ કથનને પુણ્યપુરૂષોના કથનથી સુદૃઢ બનાવીને, તે ઉપકારિઓ ફરતા નિરૂપણમાં સુશ્રદ્ધાળુઓને એકદમ સુસ્થિર બનાવી દે છે. બૃહદ્‌વૃત્તિકાર આચાર્યભગવાન શ્રીમદ્ દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે-'શ્રવણના અધિકારિઓનુ મુખ્ય લિંગ અર્થિપણું છે.' આ કથનમાં પરોપકારથી ભરેલા શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજાનો પણ ટેકો છે. જે ગાથાને, પ્રમાણ તરીકે, બૃહદ્‌વૃત્તિકાર આચાર્યભગવાન શ્રીમદ્ દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ સુવિહિતશિરોમણિ, સમર્થ શાસ્ત્રકાર આચાર્યભગવાન શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજાના નામથી મૂકી છે, એ જ ગાથાને-'શ્રવણના અધિકારિઓનુ મુખ્ય લિંગ અર્થિપણું છે.'-આની આ જ વાતના ટેકામાં, મૂલકાર પરમર્ષિ આચાર્યભગવાન શ્રીમત્ શાંતિસૂરીશ્વરજી મહારાજાએ પણ "तथा चाहुर्वृद्धाः" એટલે કે-'અને તે પ્રમાણે વૃદ્ધો કહે છે.' એમ કહીને મૂકી છે.

ધર્મશ્રવણમાં ય અર્થિપણાની આવશ્યકતાઃ

હવે આપણે એ જોઈએ કે-સમર્થ શાસ્ત્રકાર, સુવિહિતશિરોમણિ, સૂરિપુરંદર શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજાએ રચેલી આ વિષયને સ્પષ્ટ કરતી કયી ગાથા અહીં રજુ કરાઈ

છે અને એ ગાથામાં શું જણાવ્યું છે! આચાર્યભગવાન શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજાએ ગ્ચેલી જે ગાથા અહીં પ્રમાણ તરીકે રજૂ કરવામાં આવી છે, તે એવી છે કે-

" तयऽहिगारी अत्थी, समत्थओ जो न सुत्तपडिकुट्ठो ।
अत्थी उ जो विणीओ, समुट्ठिओ पुच्छनाणो य ॥ १ ॥"

આ ગાથા દ્વારા, આચાર્યભગવાન શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે-અધિકારી તે ગણાય છે, કે જે અર્થી હોય, સમર્થ હોય અને સૂત્રથી નિષિદ્ધ ન હોય વળી અર્થી તે કહેવાય છે, કે જે વિનીત હોય, સમુત્થિત હોય અને પૂછતો હોય. આ ગાથા દ્વારા, સ્પષ્ટપણે સમજી શકાય તેમ છે કે-અધિકારી બનવાને માટેનો પ્રથમ ગુણ અર્થિપણું છે અર્થિપણા વિના અધિકારી બનવું, એ શક્ય નથી. જે આત્માઓમાં ધર્મનું અર્થિપણું જ જન્મેલુ નથી હોતું, તે આત્માઓને ધર્મનું શ્રવણ કરાવવાને તૈયાર થનારાઓ નિષ્ફળતાને જ પામે, એમાં આશ્ચર્ય પામવાને કારણ નથી. એ જ કારણે, ઉપકારિઓએ સામામાં અર્થિપણું છે કે નહિ, એ જાણવાને માટે અર્થિના લિંગોને પણ દર્શાવ્યાં છે. વિનય આદિ લિંગોથી અર્થિપણું જણાય છે. શાસ્ત્રે કહેલાં લિંગોને જોયા પછીથી તેને અધિકારી માનીને પ્રયત્ન કરનાર ગૂન્હેગાર નથી દમ્ભિઓ પણ વિનય આદિ બતાવી શકે છે, એટલે શાસ્ત્રની આજ્ઞાનુસાર વર્તનારો ઠગાય, તો પણ તે વિરાધક થતો નથી, પણ જેઓ અર્થિપણાને જોયા વિના જ અગર તો અર્થિપણાને પેદા કર્યા વિના જ ધર્મશ્રવણ કરાવવાના લોભી બની જાય છે, તેઓ હિતબુદ્ધિ છતાં હિત સાધી શકતા

નથી. આ જ કારણે, આ પરમોપકારી સૂત્રકાર પરમર્ષિ પણ ધર્મરત્નના અર્થી જનોને, ધર્મના ઉપાદાનનો અને પાલનનો ઉપદેશ આપે છે, પણ અનર્થિઓને નહિ. વધુમાં, ઉપદેશના અધિકારી જનોનું મુખ્ય લિંગ પણ અર્થિપણું છે, એ વાત પણ સ્પષ્ટ શબ્દોમાં જણાવે છે. વ્યવહારમાં પણ, અનર્થી આણુમની સાથે તો વાર્તા કરવાનું પણ પાલવતું નથી, તો પછી ધર્મ જેવી ઉત્તમ વસ્તુનું જેને શ્રવણ કરાવવું હોય, તેનામાં ધર્મનું અર્થિપણું હોવું જ જોઇએ, એ વાતમાં શંકા જ કેમ હોઈ શકે ? યોગ્ય આત્માઓમાં અર્થિપણું ન જન્મ્યું હોય તો પ્રથમ એ અર્થિપણાને જાગૃત કરવું, એ અતિ આવશ્યક છે. ઉપકારિઓએ અર્થિપણું ન હોય તો અર્થિપણાને જાગૃત કરવાની પણ મહેનત કરવાનું ફરમાવ્યુ છે, પણ વિના અર્થિપણાએ સામો ધર્મની અવગણના કરવા જેવી સ્થિતિમાં મૂકાય, એવું આચરણ હિતચિંતકે રાજમાર્ગ તરીકે ન જ કરવું જોઇએ, એમ ઉપકારિઓએ અનેક રીતિએ સૂચવ્યુ છે સારાસારનો સુંદર વિવેક કરી શકનાર, પ્રાણનાશ સુધીના જોખમને વહોરીને પણ ઉપકાર કરવાની અભિલાષાથી વિશિષ્ટ કોટિના પ્રયત્ન કરે, એ વાત જુદી છે : બાકી, સામાન્ય રીતિએ તો, અર્થિપણાને ધરનારા જ ધર્મશ્રવણના અધિકારી છે, એ વાત નિર્વિવાદ છે.

**'जन'ના બહુવચનનો હેતુ'**

સૂત્રકાર પરમર્ષિ પોતે જે ઉપદેશ આપવાને ઇચ્છે છે, તે ઉપદેશનું શ્રવણ કરવાને માટે અધિકારી કોણ છે ?–એને

બતાવતા ફરમાવ્યુ કે–' ધર્મરત્નના અર્થી એવા જનો આ ઉપદેશનુ શ્રવણ કરવાને માટે અધિકારી છે ' આ રીતિએ અધિકારી તરીકે જે જનોને ઓળખાવ્યા છે, તે બહુવચનથી ઓળખાવ્યા છે અને એમ કરવામા પણ વિશિષ્ટ હેતુ રહેલો છે જાતિમા એકવચનનો પણ ઉપયોગ કરી શકાતો હોવા છતા પણ, શાસ્ત્રકાર આચાર્યભગવાને બહુવચનનો જે પ્રયોગ કર્યો છે, તે હેતુપૂર્વક કર્યો છે આ હેતુને સ્પષ્ટ કરતા મૂલકાર અને બૃહદ્દવૃત્તિકાર ઉભય પરમર્ષિઓએ લગભગ એક સરખુ જ ફરમાવ્યુ છે માત્ર 'जिनागमानुसारेण' એટલુ પદ મૂલકાર પરમર્ષિની વૃત્તિમા અધિક છે, જે બૃહદ્દવૃત્તિકાર આચાર્યમહારાજાની બૃહદ્દવૃત્તિના કથનમા પણ અર્થાપત્તિથી આવી જ જાય છે આ સ્થાને, આપણે એ હેતુને સ્પષ્ટ કરવાને માટે કરવામા આવેલ જે ઉલ્લેખ વિચારવો છે, તે મૂલકારની વૃત્તિનો લઈએ છીએ એ ઉલ્લેખ એવો છે કે–

'जनानामित्यनेन बहुवचनान्तेनैतदुदितम्। नैकमेवेश्वरादिकमाश्रित्यो पदेशदाने प्रवर्त्तितव्यमपि तु सामान्येन सर्वसाधारणतया जिनागमानुसारेण ॥"

અધિકારિને બતાવવામા વાપરવામા આવેલ ' જન ' શબ્દને બહુવચન લગાડી, તેને બહુવચનાન્ત કરવા દ્વારા, એ વાત કહેવામા આવી છે કે–માત્ર ઈશ્વર આદિને આશ્રયીને જ ઉપદેશદાનની પ્રવૃત્તિ કરવી, એ યોગ્ય નથી ઉપદેશદાનની પ્રવૃત્તિ તો, શ્રી જિનાગમાનુસારે સામાન્યતયા સર્વસાધારણ પ્રકારે થવી જોઈએ

<u>ધર્મોપદેશક નિઃસ્પૃહ જોઈએ</u>

જે શ્રી જિનાગમના અનુસારે આ વાત કહેવામા આવી

છે, તે શ્રી જિનાગમને પ્રમાણ તરીકે ટાંકવામાં આવ્યું છે. પ્રમાણભૂત આગમવચન મૂલ-વૃત્તિકાર પરમર્ષિએ ' स चायम् ' –એમ કહીને ટાંકયું છે અને બૃહદ્‌વૃત્તિકાર આચાર્યભગવાન શ્રીમદ્ દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ ' तथा चाह भगवान् सुधर्मा-स्वामी "–આ પ્રમાણે કહીને ટાંકયું છે. જે આગમવચન ટાંકયું છે, તે આગમવચન એ પ્રમાણેનું છે કે–

" जहा पुण्णस्स कत्थइ, तहा तुच्छस्स कत्थइ ।
जहा तुच्छस्स कत्थइ, तहा पुण्णस्स कत्थइ ॥ "

નિરીક્ષતાદર્શક આ શ્રી જિનાગમ દ્વારા ઉપદેશના વિધિવિભાગનું સુન્દરમાં સુન્દર પ્રતિપાદન કરવામા આવ્યું છે. શ્રી તીર્થંકરદેવો, શ્રી ગણધરદેવો અને શ્રી આચાર્ય-ભગવંતો આદિ પુણ્યપુરૂષો દ્વારા સુરેશ્વરો, ચક્રવર્તિઓ અને માંડલિકો આદિ પુણ્યવાન આત્માઓને જે પ્રકારે ઉપદેશ અપાય છે, તે જ પ્રકારે તુચ્છને, એટલે કે–કાષ્ઠહારક આદિ દ્રમકને પણ ઉપદેશ અપાય છે. પુણ્યવાનને અને તુચ્છને એક જ પ્રકારે ઉપદેશ દેવામા, નિઃસ્પૃહતા ખૂબ જ આવશ્યક છે. સાચો નિઃસ્પૃહ ધર્મોપદેશક જ આવી સમાનતા જાળવી શકે છે. સાચી નિઃસ્પૃહતા, એ ધર્મોપદેશકોનો મહા ગુણ છે અને એ પ્રત્યેક ધર્મોપદેશકમાં અવશ્ય હોવો જોઇએ. એ ગુણ વિનાનાઓ, ધર્મોપદેશના હેતુને જાળવી શકતા નથી અને અસંગ પામીને ધર્મોપદેશ જેવી વસ્તુને કલંકિત કરવાના ઘોર પાપને ઉપાર્જે છે. ધર્મોપદેશ એક જ હેતુથી દેવાનો છે અને તે હેતુ–યોગ્ય આત્માઓને સંસારસાગરથી પાર ઉતાર-વાનો જ છે. એ હેતુ સૌ કોઇને માટે એક સરખો જ હોવો

જોઈએ ધર્મના ઉપદેશકને, જે કોઈ આવે એને, પ્રત્યુપકારની અપેક્ષા વિના, સંસારથી નિસ્તાર પામવાને માટે હેતુભૂત સમ્યગ્દર્શનાદિનો જ ઉપદેશ આપવાનો છે અને એવો ઉપ દેશ સૌ કોઈને સાધારણ રીતિએ આપવાને માટે નિ સ્પૃહતા એ અતિશય જરૂરી વસ્તુ છે.

## સૌને એકરૂપતાથી કહેવાની આજ્ઞા નથી

સામાન્ય પ્રકારે સર્વસાધારણને ઉપદેશ દેવાનું વિધાન, ધર્મોપદેશકમા નિ સ્પૃહતા જોઈએ–એનુ સૂચક હોવાની સાથે, જીવો પ્રતિ એકસરખી ઉપકારબુદ્ધિ હોવી જોઈએ, એનુ પણ સૂચક છે–એમ કહી શકાય : પરન્તુ આટલી જ વાતને પકડીને જો કોઈ એમ કહેવા માગે કે–'સૌ કોઈ ને એક જ સરખી પદ્ધતિથી ઉપદેશ આપવો જોઈએ.' તો એને કહેવુ જોઈએ કે–' એમ કહેવું એ જરા પણ વાસ્તવિક નથી ' શ્રી આચારાગસૂત્રની ટીકામા આ વાતને સ્પષ્ટપણે જણાવેલી છે. આ વાતના રહસ્યનો સ્ફોટ કરતા, શ્રી આચારાગ સૂત્રની ટીકામા, ટીકાકાર પરમર્ષિ આચાર્યભગવાન શ્રીમત્ શીલાકસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે–

" यथा द्रमकादेस्तदनुग्रहबुद्ध्या प्रत्युपकारनिरपेक्षः कथयति एव चक्रवर्त्यादेरपि, यथा वा चक्रवर्त्यादि कथयत्यादरेण संसारोत्तरणहेतुमेव मेत रस्यापि, अत्र च निरीहता विवक्षिता, न पुनरय नियम–एकरूपतयैव कथनीयम् । '

આ ઉલ્લેખ દ્વારા, ઉપકારી આચાર્યભગવાન, એ જ વસ્તુનુ પ્રતિપાદન કરે છે કે–દ્રમક આદિને તેના ઉપરની

અનુગ્રહબુદ્ધિથી પ્રત્યુપકારની અપેક્ષા વિના જે પ્રમાણે સાચો ધર્મોપદેશ કહે છે, તે જ પ્રમાણે સાચો ધર્મોપદેશક ચક્રવર્તી આદિને પણ તેઓના ઉપરની અનુગ્રહબુદ્ધિથી પ્રત્યુપકારની અપેક્ષા વિના કહે છે અથવા સાચો ધર્મોપદેશક જે પ્રમાણે આદરપૂર્વક સંસારોત્તારણના હેતુને ચક્રવર્તી આદિને કહે છે, એ જ પ્રમાણે ઈતર એટલે દ્રમક આદિને પણ સાચો ધર્મોપદેશક તેઓના ઉપરની અનુગ્રહબુદ્ધિથી પ્રત્યુપકારથી નિરપેક્ષ બનીને આદરપૂર્વક સંસારથી પાર ઉતારનારા હેતુને કહે છે આ કથનમા નિરીહતા વિવક્ષિત છે, પણ આ નિયમ નથી કે–સૌને એકરૂપતાથી જ કહેવુ

ઉભય મર્યાદાલોપકો

નિસ્પૃહતા ગુણનો નાશ કરી ચૂકેલા ધર્મોપદેશકો, સુખી લોકોના શિષ્ય જેવા બનીને, માત્ર તેઓને જ ધર્મોપદેશ આપી, ઈતરોને ધર્મોપદેશથી વચિત રાખવાનું અગર તો તેમના તિરસ્કાર દ્વારા તેમને ધર્મવિમુખ બનાવવા આદિનુ પાપ આચરે છે, ત્યારે અજ્ઞાનિઓ સૌને એક જ સરખા શબ્દોમા કહેવાનુ પાપ આચરે છે આ ઉભયમાથી એક પણ, શ્રી જિનગામની મર્યાદાને જાળવનારો નથી શ્રી જિનાગમની મર્યાદાનો જાણી–જોઈ ને ભંગ કરનારાઓ જ્યારે શ્રી જિનેશ્વરદેવોના ધર્મને ઉપદેશવાને નીકળે છે, ત્યારે ખરે જ તેઓ સ્ટેજ ઉપર નાટક ભજવતા ઍક્ટરો જેવા ભાગે છે એમ પણ કહી શકાય કે–નાટક ભજવનારા ઍક્ટરો જેટલી મર્યાદા પણ આ ભાનભૂલા ઉપદેશકો નથી જાળવી

શકતા. આવાઓ સ્વયં તરે અને પરને તારે, એ વાત જ અસંભવિત છે. એવાઓ તો, સ્વયં ડુબીને અન્યને ડુબાવવાનો જ ધંધો કરનારા છે, એમ કહેવું પડે.

એ કુશલતા પણ સ્વપરસંહારક :

અનંત ઉપકારી પરમર્ષિઓએ, ધર્મનો ઉપદેશ દેવાને ઇચ્છતા આત્માઓને માટે, ઘણી ઘણી ફરજો બતાવી છે; પણ સ્વ-પરના કલ્યાણના સાચા ખ્યાલથી પણ વિમુખ બનેલા અને કેવળ ઉપદેશક તરીકેની નામનાને માટે જ મરી રહેલાઓને એ ફરજોને સમજવાની ઇચ્છા સરખી પણ થતી નથી. એવાઓ સ્વયં જ ધર્મી નથી, તો પછી બીજાઓને તેઓ સાચા ધર્મી બનાવવાને ઇચ્છે, એ પણ સંભવિત નથી. એવાઓ પોતાના શ્રોતાઓને ધર્મી બનાવવાને નથી ઇચ્છતા, પણ પોતાના ભક્તો જ બનાવવાને ઇચ્છે છે. એવાઓ-'સંસારનાં સુખોને મેળવવાનો આ પણ એક માર્ગ છે.'-એમ માનીને જ પ્રવર્ત્તન કરનારા હોય છે. એવાઓનું સઘળું જ પ્રવર્ત્તન, પોતાની ખોટી મહત્તાને જમાવવા અને સાચા મહર્ષિઓની મહત્તાને નામશેષ કરવાને માટે જ હોય છે. એવાઓનો સન્માર્ગ સાથેનો સાચો સંબંધ હોતો જ નથી. કોઈ પણ રીતિએ પોતાની મહત્તા સ્થપાય અને પોતે જ સર્વસ્વ છે એમ સૌ કોઈ માનતું થાય, એમ કરવાને માટે એવાઓ સઘળું જ કરી છૂટવાને તૈયાર હોય છે. જેવો પ્રસંગ હોય તેવો વેષ વિગેરે કરવામાં એવાઓ કુશળ બની જાય છે, પણ તેઓની તે કુશળતા ઘણી ખરાબ રીતિએ સ્વ-પરના કલ્યાણમાર્ગની સંહારક બને છે.

[ ૯ ]

પરમ ઉપકારી, આચાર્યભગવાન શ્રીમત્ શાન્તિસૂરીશ્વરજી મહારાજાએ રચેલા, શબ્દોથી ટૂંકા પરન્તુ અર્થોથી ગંભીર એવા આ શ્રી ધર્મરત્ન પ્રકરણ નામના શાસ્ત્રરત્નની પ્રથમ ગાથાને અવલંબીને, આપણે વિચાર કરી રહ્યા છીએ. પ્રથમ ગાથાના પૂર્વાર્દ્ધ દ્વારા શાસ્ત્રકાર મહારાજાએ મંગલની આચરણા કરી છે અને તેના ઉત્તરાર્દ્ધ દ્વારા અભિધેયનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. સંબંધ અને પ્રયોજનનો અલગ ઉલ્લેખ કરવામાં આવ્યો નથી, પરન્તુ તે સામર્થ્યથી ગમ્ય છે. 'સકલ ગુણરત્નોના કુલગૃહ સમાન અને વિમલ કેવલજ્ઞાનને પામેલા ભગવાન શ્રી મહાવીરદેવને નમસ્કાર કરીને, ધર્મરત્નના અર્થી જનોને હું ઉપદેશ આપુ છે.'—એમ સૂત્રકાર પરમર્ષિએ પ્રથમ ગાથામાં જણાવ્યું છે. આ પ્રકારના કથનમાં પણ કેવું રહસ્ય રહેલું છે, તે સમજવા જેવું છે. ગમ્ભીર અર્થોથી ભરેલા આ શાસ્ત્રરત્નને જડ મતિવાળા પણ અર્થિઓ સમજી શકે, એ માટે મૂલકાર આચાર્યભગવાન શ્રીમત્ શાન્તિસૂરીશ્વરજી મહારાજાએ પોતે જ એક લઘુ છતાં સુગમ વૃત્તિને રચી છે: તેમ જ આચાર્યભગવાન શ્રીમદ્ દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ પણ આ શાસ્ત્રરત્નની બૃહદ્‌વૃત્તિને રચી છે. સાચા મહાત્માઓ કેવા ઉપકારપરાયણ હોય છે, તેનો આ પણ એક નમુનો છે.

સાચો ઉપકાર

ઉપકાર સાધવો, એ કોઈ સામાન્ય વસ્તુ નથી. ઉપ-

કારના સ્વરૂપથી અનભિજ્ઞ આત્માઓ, ઉપકારના નામે પણ પ્રાયઃ અન્યોના અપકારને સાધનારા બનીને, પોતાના પણ અપકારને સાધે છે. સાચો ઉપકાર તો તે જ છે, કે જેમાં સ્વના કે પરના–કોઈના ય અપકારને અવકાશ નથી શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞા મુજબ આચરાયેલી સાચા ઉપકારની પ્રવૃત્તિ પણ, પરને માટે નિષ્ફળ નિવડે એ બને, પણ સ્વને માટે તો એ એકાન્તે ઉપકારક જ નિવડે, એ નિર્વિવાદ વાત છે. સાચા ઉપકારની પણ પ્રવૃત્તિને આજ્ઞાથી વિપરીતપણે આચરવી, એ તો સ્વ-પરના હિતનો સંહાર કરવાને માટે તત્પર બનવા જેવું છે. આજ્ઞાથી વિપરીતપણે આચરેલી તેવી પ્રવૃત્તિથી, એ બનવાજોગ છે કે–બીજા યોગ્ય આત્માઓ ઉપર કવચિત્ ઉપકાર થઈ જાય: પરન્તુ તેનો આચરનાર જો આરાધકભાવથી હીન હોય છે, તો તેને તેનો લાભ થતો નથી, પણ ઊલટું નુકશાન થાય છે આ જ કારણે, હૃદયમાં ઉપકારવૃત્તિ જન્મ્યા પછીથી પણ, કલ્યાણના કાક્ષી આત્માઓએ, સાચા ઉપકારના અને ઉપકારસાધનાના માર્ગના સ્વરૂપને પણ જાણવા પ્રત્યે બેદરકાર રહેવું, એ હિતકર નથી.

<u>વિધિબહુમાન જોઇએ</u>

સદ્ધર્મનો ઉપદેશ, એ સ્વ-પરને માટે પરમ ઉપકાર કારક કાર્ય છે. આમ છતાં પણ, ઉપદેશદાનની અનંતજ્ઞાનિઓએ વિહિત કરેલી રીતિએ જ તે કાર્ય કરવું જોઈએ અન્યથા, ઉપકારને બદલે અપકાર પણ સધાઈ જાય કોઈ પણ ઉપકારક પ્રવૃત્તિને આચરનારમાં વિધિબહુમાન હોવું,

એ ય પરમ આવશ્યક છે. હૃદયમાં વિધિબહુમાન હોવા છતાં પણ અવિધિ થઈ જાય એ શક્ય છે, પરન્તુ વિધિબહુમાનના કારણે તે અવિધિયુક્ત પણ ક્રિયા શુદ્ધ ક્રિયાનું કારણ બને છે; જ્યારે હૃદયમાં વિધિબહુમાન હોય નહિ, તો બાહ્ય દૃષ્ટિએ શુદ્ધ પણ લાગતી ક્રિયા, આત્માને તારનારી નિવડવાને બદલે ડૂબાવનારી નિવડે એ અસંભવિત નથી. આથી સ્પષ્ટ છે કે–ધર્મોપદેશ દ્વારા પણ જેઓ સ્વ-પરના હિતને સાધવાને ઈચ્છતા હોય, તેઓએ ધર્મોપદેશના દાનની પ્રવૃત્તિમાં પણ વિધિનો અનાદર કરતાં બચી જવું જોઈએ. વિધિબહુમાનહીન બનીને ઉપકારી બનવાને ઈચ્છનારાઓ, ઉપકારી બની શકતા નથી પણ ઘણી વાર તો ભયંકર કોટિના અપકારી બની જાય છે. આથી જ, ધર્મોપદેશકને માટે ઉપકારિઓએ ઘણી ઘણી ફરજોને બતાવી છે, જેમાંની એક ફરજનો આપણે પ્રસંગ પામીને વિચાર કરી રહ્યા છીએ.

ઉત્તરાર્દ્ધનાં પહેલાં બે પદો:

આપણે જોઈ ગયા છીએ કે–'સંહિતા, પદ, પદાર્થ, પદવિગ્રહ, ચાલના અને પ્રત્યવસ્થાન'–એ છ પ્રકારોથી સૂત્રની વ્યાખ્યા થઈ શકે છે. આ છમાંના ત્રીજા 'પદાર્થ' નામના વ્યાખ્યાપ્રકારને આશ્રયીને, બન્ને ય વૃત્તિકાર પરમર્ષિઓએ પ્રથમ ગાથાના શબ્દાર્થને અને ભાવાર્થને દર્શાવ્યો છે. તે ઉપકારિઓએ દર્શાવેલા પ્રથમ ગાથાના શબ્દાર્થને આપણે જોઈ આવ્યા અને ભાવાર્થનો વિચાર ચાલે છે. ભાવાર્થમાં પણ પૂર્વાર્દ્ધનાં ચારે ય પદોના ભાવાર્થને જોયા બાદ, આપણે

ઉત્તરાર્દ્ધના ચાર પદોના ભાવાર્થને જોવાનુ શરૂ કર્યું છે ઉત્તરાર્દ્ધમા પહેલુ પદ છે–'धम्मरयणत्थिआण અને બીજુ પદ છે–'जणाण ! આમા પહેલુ પદ, એ બીજા પદનુ વિશેષણાત્મક પદ છે કારણ કે–'ધર્મરત્નના અર્થી જનોને'–એવો આ બે પદોનો અર્થ થાય છે 'જનોને' માટે 'ધર્મરત્નના અર્થી' –એવુ વિશેષણ શા માટે વાપરવામા આવ્યુ છે, એને દર્શાવતા ઉપકારિઓએ ફરમાવ્યું કે–ઉપદેશશ્રવણને માટેના અધિકારિઓનુ 'અર્થિપણુ' એ મુખ્ય લિંગ છે અર્થી પણ આત્મા સમર્થ અને સૂત્રથી અનિષિદ્ધ જોઈએ પરન્તુ અર્થિપણુ, એ એક એવી વસ્તુ છે, કે જે સામર્થ્યને કેળવવામા અને સૂત્રથી

'जणाण' એવા બહુવચનાન્ત પદનો ઉપયોગ કરવાના પોતાના આ હેતુને જણાવ્યા બાદ, તેના સમર્થનમાં પરમ ઉપકારી શ્રીમત્ શાન્તિસૂરીશ્વરજી મહારાજાએ, જે શ્રી જિનાગમાનુસાર પોતે આ વાત જણાવી છે, તે શ્રી જિનાગમના પાઠનો પણ ઉલ્લેખ કર્યો છે અને તે એ છે કે–

" जहा पुण्णस्स कत्थइ तहा तुच्छस्स कत्थइ ।
जहा तुच्छस्स कत्थइ तहा पुण्णस्स कत्थइ ।"

## ધર્મોપદેશક સ્પૃહાવાળો બને તો

આપણે એ પણ જોઈ ગયા છીએ કે– 'जहा पुण्णस्स' આદિ ફરમાવીને, શ્રી જિનાગમ તો ફરમાવે છે કે-ધર્મોપદેશકે પ્રત્યુપકારની લેશ પણ ઈચ્છા રાખ્યા વિના, કેવળ અનુગ્રહબુદ્ધિથી જ, ચક્રવર્તી આદિ અતુચ્છને કે કાષ્ઠહારક આદિ તુચ્છને, સંસારસાગરથી પાર પામવાના હેતુને કહેવો જોઈએ. જે પ્રત્યુપકારથી નિરપેક્ષપણુ અને અનુગ્રહબુદ્ધિ તુચ્છને ઉપદેશ દેવામાં પણ જોઈએ, તે પ્રત્યુપકારથી નિરપેક્ષપણુ અને અનુગ્રહબુદ્ધિ ચક્રવર્તી આદિ અતુચ્છને ઉપદેશ દેવામા પણ જોઈએ એ જ રીતિએ, એમ પણ કહી શકાય કે-સસારસાગરથી પાર પામવાનો હેતુ જે આદરપૂર્વક ચક્રવર્તી આદિને જણાવવો જોઈએ, તે જ આદરપૂર્વક બીજા પણ જીવોને જણાવવો જોઈએ પ્રત્યુપકારથી નિરપેક્ષપણુ, અનુગ્રહબુદ્ધિ અને સસારોત્તરણના હેતુનું કથન,-એ ત્રણે ય ધર્મોપદેશકમા જોઈએ અને તે તુચ્છ કે અતુચ્છ સૌને માટે જોઇએ. આથી સ્પષ્ટ છે કે-" શ્રી તીર્થંકરદેવો, શ્રી ગણધ-

ઉત્તરાર્દ્ધનાં ચાર પદોના ભાવાર્થને જોવાનું શરૂ કર્યું છે. ઉત્તરાર્દ્ધમાં પહેલું પદ છે–' धम्मरयणत्थिजाण ' અને બીજું પદ છે–'जणाण' ! આમાં પહેલું પદ, એ બીજા પદનું વિશેષણાત્મક પદ છે : કારણ કે–'ધર્મરત્નના અર્થી જનોને'–એવો આ બે પદોનો અર્થ થાય છે. 'જનોને' માટે 'ધર્મરત્નના અર્થી' –એવું વિશેષણ શા માટે વાપરવામા આવ્યુ છે, એને દર્શાવતાં ઉપકારિઓએ ફરમાવ્યુ કે–ઉપદેશશ્રવણને માટેના અધિકારિઓનું 'અર્થિપણું' એ મુખ્ય લિંગ છે. અર્થી પણ આત્મા સમર્થ અને સૂત્રથી અનિષિદ્ધ જોઇએ : પરન્તુ અર્થિપણું, એ એક એવી વસ્તુ છે, કે જે સામર્થ્યને કેળવવામાં અને સૂત્રથી અનિષિદ્ધ બનવાને માટે પ્રાપ્ત કરવી જોઈતી લાયકાતોને પ્રાપ્ત કરવામા, ખૂબ જ અગત્યનો ભાગ ભજવે છે. અર્થિપણા સંબંધી વિચાર કર્યા પછીથી, આપણે એ વિષે વિચાર કરવાનુ શરૂ કર્યું છે કે–"જાતિમાં એક વચનનો ઉપયોગ કરી શકાય તેમ હોવા છતાં પણ, ઉપકારી સૂત્રકાર મહાત્માએ 'जणाण' એવા બહુવચનાન્ત પદનો જે ઉપયોગ કર્યો છે, તેનો હેતુ શો છે ?" એકવચનને સ્થાને બહુવચનનો ઉપયોગ કરવામાં જે હેતુ રહેલો છે, તે હેતુને સૂત્રકાર પરમર્ષિએ પોતે જ સ્પષ્ટ કર્યો છે. તેઓશ્રી ફરમાવે છે કે–રાજા આદિ ઐશ્વર્યસંપન્ન વ્યક્તિઓને જ ઉદ્દેશીને ઉપદેશ આપવો એ યોગ્ય નથી. ઉપદેશ તો ધર્મરત્નના અર્થી એવા સૌ કોઇને આપવો જોઇએ: પછી તે ચક્રવર્તી આદિ હોય કે કઠીયારો આદિ હોય. ઉપદેશદાનની પ્રવૃત્તિ તો શ્રી જિનાગમાનુસારે સામાન્યતયા સર્વ સાધારણ પ્રકારે થવી જોઇએ.

'जणाण' એવા બહુવચનાન્ત પદનો ઉપયોગ કરવાના પોતાના આ હેતુને જણાવ્યા બાદ, તેના સમર્થનમા પરમ ઉપકારી શ્રીમત્ શાન્તિસૂરીશ્વરજી મહારાજાએ, જે શ્રી જિનાગમાનુસાર પોતે આ વાત જણાવી છે, તે શ્રી જિનાગમના પાઠનો પણ ઉલ્લેખ કર્યો છે અને તે એ છે કે–

' जहा पुण्णस्स कत्थइ? तहा तुच्छस्स कत्थइ।
जहा तुच्छस्स कत्थइ तहा पुण्णस्स कत्थइ।'

## ધર્મોપદેશક સ્પૃહાવાળો બને તો

આપણે એ પણ જોઈ ગયા છીએ કે–'जहा पुण्णस्स' આદિ ફરમાવીને, શ્રી જિનાગમ તો ફરમાવે છે કે-ધર્મોપદેશકે પ્રત્યુપકારની લેશ પણ ઈચ્છા રાખ્યા વિના, કેવળ અનુગ્રહબુદ્ધિથી જ, ચક્રવર્તી આદિ અતુચ્છને કે કાષ્ઠહારક આદિ તુચ્છને, સંસારસાગરથી પાર પામવાના હેતુને કહેવો જોઈએ જે પ્રત્યુપકારથી નિરપેક્ષપણુ અને અનુગ્રહબુદ્ધિ તુચ્છને ઉપદેશ દેવામા પણ જોઈએ, તે પ્રત્યુપકારથી નિરપેક્ષપણુ અને અનુગ્રહબુદ્ધિ ચક્રવર્તી આદિ અતુચ્છને

રહેવો અને શ્રી આચાર્ય ભગવન્તો આદિ જે પ્રકારે ઈન્દ્ર, ચક્રવર્તી અને માણ્ડલિક રાજા આદિ પુણ્યવાનોને ઉપદેશ આપે છે, તે જ પ્રકારે કાષ્ઠહારક આદિ તુચ્છોને પણ ઉપદેશ આપે છે."–આવા અર્થવાળા ફરમાનનો, એવો અર્થ કરવો કે–"સૌને એક રૂપે જ ઉપદેશ આપવો જોઈએ."–તે તદ્દન ખોટું છે આ ફરમાન તો, ધર્મોપદેશની નિરીહતાનું પ્રતિપાદન કરનારું છે. નિસ્પૃહતા ગુણને પામેલો અને સાચી અનુગ્રહબુદ્ધિથી ધર્મોપદેશ દેવાને પ્રેરાએલો ધર્મોપદેશક જ, સંસારસાગરથી તરવાના હેતુને યથાસ્થિતપણે કહી શકે છે ધર્મોપદેશના દાન દ્વારા જે પોતાની પૌદ્ગલિક કામના ઓને પૂર્ણ કરવાને ઈચ્છનો હોય છે, તેને અવસરે ધર્મોપદે શને બદલે અધર્મોપદેશને દેનારો બની જતા, વાર લાગતી નથી. એ કહેવાતા ધર્મોપદેશકના વચનો, ધર્મને હણનારા અને અધર્મને પુષ્ટ કરનારા બની જાય છે. એ કહેવાતા ધર્મોપદેશકો, શ્રીમન્તો આદિની ગુલામી કરનારા અને ઈતરોનો તિરસ્કાર કરનારા બની જાય છે એવાઓનુ ધ્યેય–પોતાનો કે પરનો આત્મિક ઉદ્ધાર સાધવાનું હોતું નથી, પણ પોતાની તુચ્છ લાલસાઓને જ યેન કેન સફલ બનાવવાનુ હોય છે આ કારણે, તેઓ અસત્ય અને દંભ આદિના પણ ઉપાસક બનીને, શ્રીમન્તો આદિના ભાટ બની જાય છે અને પોતાને કે પોતાના ભક્ત બનેલાઓને જે કોઈ ન સત્કારે, તેમને માટે ભાડ બની જાય છે દેખીતી રીતિએ ધર્મના કાર્યો કરવા છતા પણ, તેઓની આવી દુર્દશા થએલી હોય છે. કારણ કે–તેઓ જે દેખીતા ધર્મકાર્યો કરે છે,

તેમાં પણ તેમનું ધ્યેય તો પોતાની પૌદ્ગલિક લાલસાઓને જ પરિપૂર્ણ બનાવવાનું હોય છે. પૌદ્ગલિક સ્પૃહા અને તેને ધર્મોપદેશના દાન દ્વારા સફલ બનાવવાની પ્રવૃત્તિ, એ કહેવાતા ધર્મોપદેશકને ઘણી જ અધમ મનોદશાવાળો બનાવી મૂકે છે. એવાઓ ઘણા આત્માઓને અધર્મ પમાડનારા બને છે કારણકે-સાધારણ માણસોનો તેઓ તિરસ્કાર કરે છે, પોતાને નહિ બહુમાનતા શ્રીમંતો આદિનો પણ તેઓ તિરસ્કાર કરે છે અને જે શ્રીમંતો આદિ તેમના ભક્ત બને છે, તેમને પણ તેઓ સન્માર્ગે નહિ દોરતા ઉન્માર્ગના જ ઉપાસકો બનાવી દે છે

ધર્મોપદેશકની અનુગ્રહબુદ્ધિ

ધર્મોપદેશક જેમ પૌદ્ગલિક સ્પૃહાથી-પ્રત્યુપકારની અપેક્ષાથી પર હોવો જોઈએ, તેમ સાચો અનુગ્રહશીલ પણ હોવો જોઈએ પરમ ભાગ્યવાન આત્માઓ જ, સાચી અનુગ્રબુદ્ધિને પિછાની શકે છે અને પામી શકે છે દેવતાઓના સ્વામી ઈન્દ્ર અને મનુષ્યલોકમાં છ ખંડના માલિક ચક્રવર્તી અગર તો માણ્ડલિક રાજાઓ આદિ તરફ દયાભાવ પ્રગટવો, એ સામાન્ય વસ્તુ નથી. ઈન્દ્ર અને ચક્રવર્તી આદિની પાસે જે કાંઈ અર્થ-કામની સામગ્રી છે, તેનાથી જે લલચાય નહિ અને આત્મસ્વરૂપને પ્રગટાવવામાં જ સાચા ઐશ્વર્યની પ્રાપ્તિ છે-એવું જે સમજે નહિ, તે ઈન્દ્ર અને ચક્રવર્તી આદિ પ્રત્યે દયાળુ બને કયી રીતિએ? પૌદ્ગલિક સ્પૃહાવાળા આત્માઓને તો, ઈન્દ્ર અને ચક્રવર્તી આદિ ઉપાસનીય

રૂપ લાગે, જ્યારે સાચા ધર્મોપદેશકને તો ઇન્દ્ર અને ચક્રવર્તી આદિ પણ દયાપાત્ર લાગે. એ બીચારાઓ પણ પૌદ્‌ગલિક સંયોગોથી સર્વથા મુક્ત બને, એવી દયાભાવના ધર્મોપદેશકમાં અવશ્ય હોવી જોઈએ. આવી દયાભાવના જે પુણ્યાત્માઓના અન્તરમાં પ્રગટે છે, તેઓ કાષ્ઠહારક આદિ તુચ્છો પ્રત્યે પણ દયાળુ બન્યા વિના રહેતા જ નથી.

"સુરનર સુખ જે દુઃખ કરી લેખવે,
વછે શિવસુખ એક."

*આ વસ્તુ સમ્યગ્દષ્ટિ આત્માઓને માટે કહેલી છે.* જ્યાં સમ્યગ્દષ્ટિ આત્માઓ પણ આવી મનોદશાવાળા હોવા જોઈએ, ત્યાં ધર્મોપદેશકમાં એ વૃત્તિ ન હોય તો તે ચાલે જ કેમ? સંસારથી પાર પમાડવાની બુદ્ધિ, એ જ સાચી અનુગ્રહબુદ્ધિ છે. સંસારનો સુખીમાં સુખી જીવ પણ, તે સંસારી હોવાના કારણે ભાવદયાને પાત્ર છે અને સંસારથી જેમ જેમ વધારે ને વધારે મુક્તિને પમાય, તેમ તેમ ભક્તિપાત્રતા વધતી જાય છે. મુક્તિના સુખ પાસે સંસારનું સુખ અત્યન્ત તુચ્છ છેઃ એટલુ જ નહિ, પણ સંસારના સુખમાં લીન બનેલાઓ તો, પોતાના આત્માને અધોગતિએ પહોંચાડનારા છે. આ વિગેરે વસ્તુઓ જેને સમજાઇ નથી અને જેના અન્તરમાં જચી નથી, તે આત્મા પણ સાચો ધર્મોપદેશક બની શકતો નથી.

## 'पुण्य' શબ્દના બે અર્થો :

આમ છતાં પણ, એ વાત નિશ્ચિત છે કે-પુણ્યયોગે અર્થ-કામની ઉત્તમ કોટિની સામગ્રીને પામેલાઓ, આ દુનિ-

ચામાં પૂર્ણ ગણાય છે. ઈન્દ્રપણું અને ચક્રવર્તિપણું આદિ પુણ્યવાનોને જ પ્રાપ્ત થાય છે. શ્રી જિનશાસનનો ધર્મોપદેશક, અર્થને અને કામને હેય માનનારો હોવા છતાં પણ, વિવેકી હોવાના કારણે, તે અમુક આત્માઓ પુણ્યવાન છે અને અમુક આત્માઓ તુચ્છ છે, એમ સમજી શકે છે તેમ જ પ્રસંગાનુસાર એ કહી પણું શકે છે પુણ્યયોગે પ્રાપ્ત થતી સામગ્રી, આ સંસારમાં આત્માને પૂર્ણ તરીકે ઓળખાવનારી છે, એ વાતનો સુવિવેકી આત્માઓ કદી જ ઈનકાર કરતા નથી. અહીં જ જૂઓ કે–ટીકાકાર પરમર્ષિ આચાર્યભગવાન શ્રીમત્ શીલાંકસૂરીશ્વરજી મહારાજાએ, ' जहा पुण्णस्स ' આદિના ભાવને ફરમાવતા, ' पुण्णस्स ' એ પદના બે અર્થો કર્યા છે. એક ' पुण्यवत ' અને બીજો ' पूर्णस्य ' । ટીકાકાર પરમર્ષિ ફરમાવે છે કે–' पुण्ण ' શબ્દથી પુણ્યવાન અને પૂર્ણ એમ બે ય અર્થોને લઈ શકાય છે: અને એ રીતિએ ' पुण्णस्स ' પદનો અર્થ ' પુણ્યવાનને ' એવો પણ થઈ શકે છે અને ' પૂર્ણને ' એવો પણ થઈ શકે છે.

પૂર્ણ કોને કહેવાય ?–એ માટે ખૂલાસો કર્યો છે કે–જાતિમાન, કુલવાન અને રૂપવાન આદિ, પૂર્ણ છે અને તેથી વિપરીત પ્રકારના, એટલે કે–જાતિહીન, અકુલીન અને કુરૂપવાળા આત્માઓ તુચ્છ ગણાય છે : અથવા તો, વિજ્ઞાનવાન પૂર્ણ ગણાય છે અને વિજ્ઞાનહીન તુચ્છ ગણાય છે. વાત એ જ છે કે–ઉત્તમ જાતિ, ઉત્તમ કુલ, ઉત્તમ રૂપ, અને સુંદર જ્ઞાન આદિને ધરનારા જીવો પૂર્ણ ગણાય છે; અને એથી વિપરીત અવસ્થાવાળા–હીન જાતિ, હીન કુલ, હીન રૂપ અને અજ્ઞાન આદિને ધરનારા જીવો તુચ્છ ગણાય છે. આ પૂર્ણ અને તુચ્છની વ્યાખ્યા, મુખ્યત્વે, શુભાશુભ કર્મોદયના યોગે પ્રાપ્ત થતી સામગ્રીને અવલંબીને કરવામાં આવી છે. પૂર્ણનો આદર અને તુચ્છનો તિરસ્કાર પેદા થવાને માટે, આ વસ્તુનો નિર્દેશ નથી. એમ પણ કહી શકાય કે–જે જીવો જ્ઞાનોપેત છે, ઐશ્વર્યોપેત છે, ધનોપેત છે, ઉત્તમ જાતિને પામેલા છે, ઉત્તમ વંશમાં જન્મેલા છે, બલવાન છે, તેજસ્વી છે, બુદ્ધિમાન છે અને લોકમાં ખ્યાતિને પામેલા છે, તે જીવો પણ તે તે અપેક્ષાએ પૂર્ણ છે અને તે તે સામગ્રીથી હીન એવા જે જીવો, તે તુચ્છ છે.

અનુભવસિદ્ધ વાતો :

જ્ઞાન, ઐશ્વર્ય, ધન, ઉત્તમ જાતિ, ઉત્તમ વંશ, બલ, તેજ, મતિ અને ખ્યાતિ આદિ વસ્તુઓ એવી છે, કે જે આદમીને પૂર્ણ તરીકે ઓળખાવનારી છે અને આ બધી વસ્તુઓના અભાવથી, આદમી જગતમાં તુચ્છ તરીકે મનાય છે. આ

વસ્તુનો સ્વીકાર કરવાની આનાકાની તે જ આત્મા કરે, કે જે આત્મા ગુણ અને દોષ તથા પુણ્ય અને પાપના વિપાકને ન માનતો હોય. જ્ઞાન એ એવો ગુણ છે કે-તે આત્માને સર્વત્ર પૂજાનુ પાત્ર બનાવે છે, જ્યારે અજ્ઞાનના પ્રતાપે સર્વત્ર આત્માની લઘુતા આદિ થાય છે જ. એ જ પ્રમાણે, પુણ્યથી પ્રાપ્ય ઐશ્વર્ય, ધન, સુંદર જાતિ, સુંદર વંશ આદિ વસ્તુઓ પણ વિશ્વ ઉપર કામણ કરનારી નિવડે છે અને એશ્વર્યહીન દશા, દરિદ્રદશા, અધમ જાતિ, અધમ વંશ આદિના યોગે આત્માઓને હડધૂત પણ બનવું પડે છે, એ પણ સૌના અનુભવની વાત છે તેજસ્વી અને બલવાન માણસો આગળ પ્રાય સૌને નમવું પડે છે, ત્યારે હીનતેજ અને નિર્બલ માણસો જ્યા-ત્યાથી તિરસ્કારને પામે છે, એ વસ્તુ પણ કાંઇ અનુભવ બહારની નથી. મતિ સંપન્ન આત્માઓની સર્વત્ર સલાહ પૂછાય છે, ત્યારે મતિ હીન આત્માઓની અવગણના થાય છે સામાન્ય અગર તો દભી પણ માણસો સુંદર ખ્યાતિથી લોકોમાં પૂજાય છે અને વિપરીત ખ્યાતિથી સારા અને સરલ પણ માણસો નિંદાય છે, એ પણ વિચારકોથી અજાણ્યું નથી આમ હોઇને, આવી અનુભવસિદ્ધ પણ વાતોનો ઇનકાર તો તે જ કરે, કે જેનું હૈયું ઠેકાણે ન હોય. જો કે-જ્ઞાનાદિથી સંપન્ન હોવા છતાં પણ તીવ્ર અશુભોદયવાળાનો આદરના સ્થાને તિરસ્કાર પણ થાય છે, પરન્તુ આવી વાતોનો નિર્દેશ તેવી અપેક્ષાઓને કાયમ રાખીને, દુનિયાના જીવોમા બહુલતયા થતા અનુભવની દૃષ્ટિએ જ કરાય છે. અત્રે એ વાત પણ સૂચવવી આવશ્યક

છે કે—આથી એમ માનવાનુ નથી કે–પુણ્યથી પ્રાપ્ય વસ્તુ ઓની ઈચ્છા કરવાની પ્રેરણા કરવામા આવે છે એવી ઈચ્છાને પેદા કરાવવાનો પ્રયત્ન, એ તો ઘણો જ અધમ પ્રયત્ન છે આ તો માત્ર વસ્તુસ્વરૂપ જ કહેવાય છે

આડમ્બરિઓને ચેતવણી :

જ્ઞાન, એ એક એવો ગુણ છે કે–એનો કારમા અજ્ઞાનિઓ અગર દુરાગ્રહિઓ સિવાય, અન્ય કોઈ ઈનકાર કરી શકતું નથી આમ છતા ય, એ વાત પણ એટલી જ નિશ્ચિત છે કે–આ જગતમાં જ્ઞાનગુણની સાચી મહત્તાને સમજનારાઓ તો વિરલ આત્માઓ જ છે સાચુ જ્ઞાન જ્ઞાનવાન આત્મા ઉપર અને એવા સાચા જ્ઞાનિઓના સહવાસમા આવનારા આત્માઓ ઉપર પણ કેટલુ બધું ઉપકારક નિવડે છે, એની તો વાત જ વચનાતીત છે સમ્યગ્દર્શનથી શૂન્ય આત્મામા સાચુ જ્ઞાન જન્મી જ શકતું નથી મિથ્યાદૃષ્ટિ આત્માઓ તો, પોતાના મિથ્યાત્વની મન્દતાને પામ્યા વિના, જ્ઞાન અને અજ્ઞાનનો વિભાગ પણ કરી શકતા નથી સાચો જ્ઞાન ગુણ સદાને માટે અજ્ઞાન જગતથી અપરિચિત જ રહ્યો છે અને એનો જ પ્રતાપ છે કે–આડમ્બરી આત્માઓ, ઘણી જ સહેલાઈથી અજ્ઞાન જગત ઉપર પોતાના વર્ચસ્વને જમાવીને પુણ્યની હયાતિ સુધી કારમો અનર્થ મચાવી શકે છે પણ એવાઓએ સમજવું જરૂરી છે કે–' જો પુણ્ય પરવાર્યું, તો આ જ ભવમા અજ્ઞાન જગત ઉપરનૂ વર્ચસ્વ ભારે પડી જવુ છે અને કદાચ પૂર્વભવમા બાંધેલુ પાપાનુબંધી પુણ્ય

ઘણું જ બળવાન હશે, તો આ ભવમાં તો માનપાન આદિ બન્યુ રહેશે, પણ ભવાંતર અને લાંબો ભવિષ્યકાળ ઘણો જ ભૂંડો નિવડયા વિના રહેવો નથી. પછી તો, ગમે તેટલું રોતાં પણ, બાંધેલાં ઘોર પાપોનો વિયોગ ન થાય ત્યાં સુધી, શાંતિનું સ્વપ્ન પણ આવવું નથી. અનિચ્છાએ પણ એવી અશાંતિના સંતાપમાં શેકાવું પડશે, કે જેનો પ્રતીકાર સાચા ઉપકારિઓ પણ નહિ કરી શકે. એવા ઉપકારિઓ પણ શાંતિથી સહવાની સલાહ આપીને જ શાંતિ માનશે.' આજના આડમ્બરિઓએ, આ વાતને ધ્યાનમાં લઈને, હજી પણ ચેતી જવા જેવું છે. થઈ ગયેલી અગર ઇરાદા પૂર્વક કરેલી પણ ભૂલને માટે, જો આના આ ભવમા જ સાચો પશ્ચાત્તાપ થાય અને શેષ કાળ પાપનિવારક ક્રિયાઓને કર વામાં જ ઉદ્યમશીલ બનીને ગુજારાય, તો પણ ઘણો ફાયદો થઈ જાય: પરન્તુ કેવળ આડમ્બરપ્રિય બનેલાઓને આ વાત સમજાવી મુશ્કેલ છે. એ નહિ સમજે, તેથી પાપ તેમને છોડવાનુ નથી અને એથી તેઓ ઘણા જ દુઃખી થશે, એ પણ નિર્વિવાદ વાત છે: પણ એવાઓની એવી ભવિતવ્યતા હશે, તો અન્ય કોઈ ઉપાય પણ નથી.

આડમ્બરિઓની દુર્દશા :

આજના આડમ્બરિઓ, અજ્ઞાન જગત સમક્ષ સાચા જ્ઞાનિઓની અવગણના કરીને, પોતે આગળ આવી શકે છે; પણ ઐશ્વર્યશાલી વ્યક્તિઓ સમક્ષ તો એવાઓને પણ મર્યાદાશીલ જ બનવું પડે છે. તેઓને ધનવન્તોની પળસી

કરવી પડે છે, બલિષ્ઠો આગળ નમ્ર જ રહેવું પડે છે, તેજસ્વી વ્યક્તિઓને ઈચ્છાએ કે અનિચ્છાએ પણ આગળ જ કરવી પડે છે અને હુંશીયાર માણસોને સાચવીને જ ચાલવું પડે છે. આવાઓ પણ જ્યારે ઉત્તમ જાતિ, ઉત્તમ કુલ અને ઉત્તમ વંશને નહિ માનવાની ખાલી વાતો જ કરે છે, ત્યારે એવાઓને માટે, જો તેઓ દુરાગ્રહી હોય છે તો, જ્ઞાની જગતને એવાઓની માત્ર દયા જ ચિંતવવાનું બાકી રહે છે. પોતે નાયક બનીને સૌને પોતાની આજ્ઞા મુજબ જ ચલાવવાની ખાતર, સારા સારા માણસોને પણ ખરાબ કરવાનાં કાવત્રાં કરનાર માણસ, જ્યારે ' સૌ સમાન છે અને સૌ પ્રત્યે સમાનભાવ રાખવો જોઈએ.'–આવી આવી સફાઈ ભરેલી વાતો કરે છે, ત્યારે એ વાતો, વેશ્યા અથવા તો કુલટા દ્વારા થતી સતીપણાની વાતો જેટલી ભૂંડી લાગે, એના કરતાં ય વધારે ભૂંડી લાગે છે. એવાઓ પોતાના કલ્પિત સિદ્ધાન્તોની સિદ્ધિને માટે, સાચા સિદ્ધાન્તોની સામે જ્યારે દલીલોનો નાચ કરે છે, ત્યારે એમનું હાર્દ કેટલુ નફ્ફટ છે, એ નાચતા મોરની પુઠ દેખાય–એમ દેખાઈ જાય છે.

ન મદ કરો કે ન દીન બનો :

શ્રી જિનેશ્વરદેવોનું શાસન પ્રતિપાદન કરે છે કે–ક્ષાયો પશમિક અને ક્ષાયિક આદિ ગુણોથી જેમ આત્મા પૂર્ણ ગણાય છે, તેમ ઔદયિક સામગ્રીથી પણ આત્મા પૂર્ણ ગણાય છે. ગુણહીન આદમી જેમ તુચ્છ ગણાય છે, તેમ ઔદયિક ભાવથી પ્રાપ્ત થતી સામગ્રીના અભાવથી પણ આદમી તુચ્છ ગણાય છે અશુભ કર્મના યોગે આત્મા જેમ જન્મથી અન્ધ

અને બધિર આદિપણે જન્મે છે, તેમ આત્મા જન્મથી અસ્પૃશ્ય આદિપણે પણ જન્મે છે. આજે એવી એવી દલીલો થઈ રહી છે કે–' અસ્પૃશ્ય જાતિઓ હોઈ જ કેમ શકે ? પશુઓ સ્પૃશ્ય અને મનુષ્યો અસ્પૃશ્ય, આ બને જ કેમ ? પાપિઓ સ્પૃશ્ય અને સારા એવા પણ માણસો અસ્પૃશ્ય, એ કેમ જ સંભવે ?' પરન્તુ આ જાતિની દલીલોમાં અજ્ઞાનો જ રાચે. વિવેકિઓ એવી દલીલોમા રાચે નહિ: કારણ કે–કર્મના સ્વરૂપને સમજનારાઓ, એ પણ સમજે છે કે–' જાતિમદ અને કુલમદથી ઉન્મત્ત બનેલા આત્માઓ, એવી હીન જાતિને અને એવા હીન કુલને પામે છે કે–તે જાતિ અને તે કુલના પ્રતાપે, તે બીચારાઓને અસ્પૃશ્ય આદિ તરીકેનુ ય જીવન પસાર કરવુ પડે છે.' અજ્ઞાનિઓ રોઈ રોઈ ને એવા જીવનને પૂર્ણ કરે છે, ત્યારે વિવેકિઓ અશુભ કર્મના વિપાકને જાણીને તેને સમભાવે વેદે છે અને એ રીતિએ વેદીને, પોતાના હિતને પણ સાધી લે છે જેઓ આજે અસ્પૃશ્યોને અશુભ કર્મના વિપાકને સમજાવીને સમભાવે વેદનાની સલાહ નહિ આપતા, ગમે તે રીતિએ સ્પૃશ્યોમા ભળી જવાની સલાહ સમર્પીને અવ્યવસ્થા ઉભી કરે છે, તેઓ કારણ અહિત થાય એવો માર્ગ અખત્યાર કરી રહ્યા છે અશુભનો ઉદય કોઈ ને જ છોડતો નથી, એમ માનીને ઉત્તમ આત્માઓને ઉત્તમ જાતિ આદિનો મદ નહિ કરવાની અને અધમ જાતિ આદિમા જન્મેલાઓને અધમ જાતિ આદિથી દીન નહિ બનવાની સલાહ આપવામા જ સૌનું શ્રેય છે

બધું સંભવી શકે અને અસ્પૃશ્યતા નહિ ?

'અસ્પૃશ્ય જાતિઓ હોઈ જ કેમ શકે ?'–આ પ્રશ્ન જ અજ્ઞાનતાથી ભરેલો છે. કર્માધીન દશાને ભોગવતો આત્મા, શું બની શકતો નથી ? તે દેવ પણ થઈ શકે છે, નારકી પણ થઈ શકે છે, પશુ પંખી પણ થઈ શકે છે અને મનુષ્ય પણ થઈ શકે છે : તો પછી તેવો આત્મા અસ્પૃશ્ય આદિ પણ થઈ શકે, એમાં આશ્ચર્ય પણ શું છે ? મનુષ્યભાવ સમાન છતાં, એક દુઃખી અને એક સુખી, એક રાજા અને એક રંક, એક બુદ્ધિમાન અને એક બેવકુફ, એક વક્તા અને એક શ્રોતા, એક રૂપવાન અને એક કદરૂપો, એક નાયક અને બીજા તેની પાછળ તણાનારા, આવા આવા અનેક ભેદો સંભવી શકે, તો પછી અસ્પૃશ્યતા ન સંભવે –એનું કારણ શું ? જન્મથી અંધ હોઈ શકે, જન્મથી બધિર હોઈ શકે, જન્મથી અપંગ હોઈ શકે,–એવું એવું બધું જ સંભવી શકે, પણ જન્મથી અસ્પૃશ્યતા ન સંભવી શકે, આવું બોલવું–એમાં અજ્ઞાન અને દુરાગ્રહ સિવાય બીજું

ઘણા મનુષ્યોની કપારી પેદા કરાવે એવી દશા પ્રત્યક્ષપણે અનુભવાય છે હિંસક પશુઓ પણ રાજાઓની પ્રીતિનાં પાત્ર બનેલા અનુભવાય છે, ત્યારે સારા માણસો પણ તિરસ્કાર અનુભવતા દેખાય છે. આથી કર્મજન્ય અવસ્થામાં નકામી અજ્ઞાનજન્ય પ્રશ્ન-પરમ્પરાને ઉભી કરીને ભદ્રિક જનતાને ભરમાવવી, એ ભયંકર પાપકર્મ સિવાય બીજુ કશું જ નથી. પણ પોતાના કલ્પિત સિદ્ધાન્તોની સિદ્ધિને માટે, પોતાના મનસ્વી વિચારોને ઈશ્વરપ્રેરિત તરીકે ઓળખાવવાનુ સાહસ કરનારા, આવુ આવુ જે ભયંકર પાપ હુશીયારી પૂર્વક ન આચરે, તેટલુ ઓછુ જ છે

શુભાશુભના ઉદયનો પ્રતાપ:

'પાપિઓ સ્પૃશ્ય અને સારા એવા પણ માણસો અસ્પૃશ્ય, એ સંભવે જ કેમ?'-આ પ્રકારનો પ્રશ્ન પણ અનુભવથી વિરૂદ્ધ થઈને કરવામા આવે છે અનેક સારા માણસો પણ દુઃખમય જીવનને પસાર કરતા જોવાય છે, ત્યારે અનેક ભયંકર પાપાત્માઓ પણ અનેક પ્રકારની સાહાબીમાં મહાલતા જોવાય છે, એ શુ અપ્રત્યક્ષ છે? દમ્ભી માણસો મહાત્મા તરીકે પૂજાય છે અને સરલ માણસો દમ્ભી તરીકે ઓળખાય છે, એ શુ ઓછુ આશ્ચર્ય છે? માયાપૂર્વક મૃષાભાષણ કરનારાઓ સત્યવાદી તરીકે પકાય છે અને સરલ પણે સાચેસાચુ કહી દેનારા અસત્યવાદી તરીકે પકાય છે, એ પણ એક કૌતુક નથી? દમ્ભાદિને કેળવવા દ્વારા અજ્ઞાન લોકમા મેળવેલી નામનાને જાળવી રાખવાના ને મહત્તાને

વધારવાના સાધન તરીકે, હુંશીયારીપૂર્વક મોટી ભૂલોને છુપોનો સ્વાગ ધગવી, નાની નાની ભૂલોનુ પ્રદર્શન કરી, અજ્ઞાન લોકોમાં સુંદર મહત્તા મેળવી મહાલનાર, આ દુનિયામાં નમ્ર તરીકેની, સરલ તરીકેની અને એવી એવી જ બીજી પણ સારા માણસોને છાજે તેવી ઉપમાઓ મેળવી જાય છે, જ્યારે હૃદયના શુદ્ધ અને વાણીના સાચા એવા પણ માણસો એવુ પાપ નહિ આચરતા હોવાના કારણે વગોવાય છે, એ શું અનુભવથી બહાર છે ? આ બધું કર્મજન્ય છે એટલે સ્વભાવ આદિથી સારા હોવા છતાં પણ, અશુભના ઉદયે અસ્પૃશ્યાદિ ગણાતા હોય, એ પણ સહજ છે અને ભયંકર પાપાત્માઓ પણ તેવા પ્રકારના કોઈ શુભના ઉદયથી સ્પૃશ્ય આદિ પણ ગણાતા હોય, એ પણ સહજ છે. તત્ત્વવેદી આત્માઓએ એથી મુઝાવા જેવું કાંઈ છે જ નહિ

## બોધ પામે તે નીતિએ ઉપદેશ દેવાય

આ તો બધી પ્રાસંગિક વાતો થઈ. આપણો મુદ્દો તો એ છે કે-જ્ઞાનવાન, ઐશ્વર્યવાન, ધનવાન, જાતિમાન, શુદ્ધ વંશમા જન્મેલો, બલવાન, તેજસ્વી, મતિમાન અને ખ્યાતિને પામેલો એ પૂર્ણ ગણાય છે અને એથી વિપરીત તુચ્છ ગણાય છે આ રીતિએ સૂત્રમાં આવતા 'पुण्णस्स' પદથી પુણ્યવાન અને પૂર્ણ આ બે ય પ્રકારો લેવાના છે એવા પુણ્યવાન અને પૂર્ણ, અથવા તો એ લેયથી વિપરીત પણે રહેલ જે તુચ્છ તરીકે ઓળખાય છે તે, એ ઉભય

પ્રકારના જીવો પ્રત્યે અનુગ્રહબુદ્ધિવાળા બનીને, ધર્મોપદેશકે નિઃસ્પૃહપણે સંસારતારક ઉપદેશ આદરપૂર્વક આપવો જોઈએ. આનો અર્થ એવો નથી કરવાનો કે-'સૌને માટે એક જ રૂપથી ઉપદેશ આપવો.' જે જે રીતિએ ઉપદેશ આપવાથી બોધ પામે તેમ હોય, તેને તે રીતિએ જ ઉપદેશ આપવાનો છે. શરત એટલી જ છે કે-ઉપદેશ આપનારે સસ્પૃહ આદિ બની, પુણ્યવાનને અથવા પૂર્ણને આધીન બની જઈ, એવાઓને રૂચે એવું બોલી, પોતાનો પૌદ્‌ગલિક સ્વાર્થ સાધી લેવાને સજ્જ બનવાનું નથી અને દ્રમકાદિ અપૂર્ણો પ્રત્યે તિરસ્કારબુદ્ધિથી ઉપદેશ આપવાનો નથી ઉભય પ્રત્યે કેવલ કલ્યાણબુદ્ધિવાળા જ બનીને, ઉભયને પણ સંસાર સાગરથી તારવાને માટે જ ઉપદેશ આપવાનો છે.

## ઉપદેશના વિધિને નહિ જાણનારા ધર્મોપદેશકો માટે તો મોન એ શ્રેયસ્કર છે:

ઉત્તમ પ્રકારની નિઃસ્પૃહવૃત્તિ આવવા માત્રથી પણ ઉપદેશક બની શકાતું નથી. ઉપદેશક તો તે બની શકે છે, કે જે ઉપદેશક બનવાને માટે જરૂરી નિસ્પૃહતા આદિ ગુણોને પામ્યા બાદ, ઉપદેશના વિધિને બરાબર જાણતા હોય કેવી સભા અને કેવી વ્યક્તિને કેવો ઉપદેશ આપવો હિતકારી છે, એનું જ્ઞાન પણ ધર્મોપદેશકને હોવું ઘટે 'અમને તો આવડે એવું કહીએ· સભા કે વ્યક્તિ જોવાનું અમારે શું કામ ?'--આવું બોલનારાઓ તો, કેવલ પોતાના અજ્ઞાનનું જ પ્રદર્શન કરનારા છે. ઉપકારી મહાપુરૂષો તો ફરમાવે છે કે-

"अक्षरकोविदपरिषदि पक्षहेतुदृष्टान्ताननादृत्य प्राकृतभाषया कथनमविधिरितरस्या चान्यथेति । एवं च प्रवचनस्य ' हीलनैव केवलं कर्मबन्धश्च, न पुन श्रेयो, विधिमजानानस्य मौनमेव श्रेय इति, उक्त च—

सावज्जणवज्जाण वयणाण जो न याणइ विसेसं ।

वुत्तुपि तस्स न खम किमग् पुण देसणं काउ ॥ १ ॥ "

અક્ષરપંડિતોની પરિષદ્‌માં પક્ષ, હેતુ અને દૃષ્ટાન્તનો અનાદર કરીને, સામાન્ય ભાષા દ્વારા કથન કરવું એ અવિધિ છે અને પ્રાકૃત–સામાન્ય શ્રોતાઓની સભામા પક્ષની સ્થાપના કરવી, એ માટે હેતુઓની ઝડીયો વરસાવવી અને સ્થાપિત કરેલી વસ્તુની સિદ્ધિને માટે દૃષ્ટાન્તોનો ધોધ વરસાવવો, એ પણ અવિધિ છે. અક્ષર-પંડિતોની સભામાં એટલે કે-જે સભામાં વિચારપૂર્વક સત્યાસત્યનો નિર્ણય કરી શકે એવા શ્રોતાઓ હોય, એવા શ્રોતાઓ સમક્ષ સામાન્ય ભાષા દ્વારા વર્ણન કરવાથી, એવાઓને એમ થાય કે-'જે શાસનનો આ ઉપદેશક છે, તે શાસનમા જ કાંઈ તત્ત્વ નહિ હોય.' આમ થવાથી, પ્રવચનની હીલના જ થાય આ કારણે, ધર્મદેશક જે પ્રવચનનો પ્રભાવક બનીને કર્મનિર્જરાનો ભાગી બનવો જોઈએ, એની જગ્યાએ પ્રવચનની હીલના કરનારો બનીને, કેવળ કર્મબન્ધનો જ ભાગીદાર થાય. આથી સ્પષ્ટ છે કે–તેવા પંડિતોની સભામાં ધર્મદેશકે ઉન્માર્ગના ઉન્મૂલન પૂર્વક સુંદરમાં સુંદર રીતિએ સન્માર્ગની સ્થાપના કરવી જોઈએ. ઉન્માર્ગના ઉન્મૂલન અને સન્માર્ગના સંસ્થાપન માટે પક્ષ, હેતુ અને દૃષ્ટાન્તનો ઉપયોગ કરવો જોઈએ પ્રત્યક્ષ નહિ થતી વસ્તુઓની સિદ્ધિને માટે

પક્ષ, હેતુ અને દૃષ્ટાન્તની અતિ આવશ્યકતા છે. આ ત્રણ દ્વારા વસ્તુનું એવું સુન્દર સ્થાપન કરવું જોઈએ, કે જેથી દુરાગ્રહના પ્રતાપે સત્યનો સ્વીકાર કરવાને માટે અસમર્થ બનેલા પંડિતોને પણ, શિર ધુણાવીને કબૂલ કરવું પડે અને પ્રભુશાસનને માટે યથેચ્છ બોલતાં પહેલાં ખૂબ જ વિચાર કરવો પડે. એથી, સત્યના પ્રેમી અને સરળ પંડિતો તો, ઉન્માર્ગને તજીને સન્માર્ગના સાચા સેવક જ બની જાય. આથી યોગ્ય આત્માઓના ઉદ્ધાર સાથે શાસનની પ્રભાવનાનો અને અનર્ગલ કર્મનિર્જરાનો ઉપદેશક ભાગીદાર બને. જેમ પંડિતોની સભામાં ધર્મોપદેશકે એ રીતિએ પ્રવચનના પ્રભાવક બનીને કર્મનિર્જરા કરવાની છે, તેમ સામાન્ય પ્રકારના શ્રોતાઓની સભામાં જે રીતિએ એ લોકો સમજે તે રીતિએ વર્તવાનુ છે. સામાન્ય પ્રકારના શ્રોતાઓની સભામાં, સાક્ષરી ભાષાનો ઉપયોગ અને કઠિન શબ્દોમા વાગાડમ્બર આદિ કરવો, એ તો પાંડિત્યને અસ્થાને ઠાલવી નાખવા જેવું છે. એમ કરવાથી, સામાન્ય લોકો ધર્મને નથી પામતા, પણ ઊલટા ઉપદેશક પ્રતિ અરૂચિવાળા બનવાની સાથે, શાસન પ્રતિ પણ અરૂચિવાળા બને છે. એવાઓની સમક્ષ વાગાડમ્બર કરવો, એ એવાઓની દૃષ્ટિએ પ્રવચનની હીલના કરવા બરાબર છે અને એથી ઉપદેશકને કર્મનો જ બન્ધ થાય છે. આવા પ્રકારના ઉપદેશકને, ઉપદેશ કરવાથી કશા જ શ્રેયની પ્રાપ્તિ થતી નથી. આવા વિધિના અજાણ ઉપદેશકને માટે તો, મૌન જ કલ્યાણકારી કહ્યું છે. ઉપકારિઓએ તો ત્યાં સુધી ફરમાવેલું છે કે–' સાવદ્ય અને અનવદ્ય વચન

નોના વિશેષને જે નથી જાણતો, તેને માટે બોલવું એ પણ ઠીક નથી, તો પછી દેશના કરવાની તો વાત જ શી?'

ઉપદેશનું ધ્યેય

આ કથનથી, આપણે જે વાત પ્રથમ કહી આવ્યા છીએ, તે વાત ખૂબ જ સ્પષ્ટ થાય છે કે-ઉપદેશ, એ વાગાડમ્બર કે વાણીવિલાસ કરવાનો પ્રસગ નથી ઉપદેશને અંગે, આગળ પણ, આ શાસ્ત્રરત્નમા ઘણું ઘણુ વર્ણન આવવાનુ છે, છતા ય પ્રસગ પામીને અહીં પણ કહેવાય છે ઉપદેશ, એ પાડિત્યના પ્રદર્શનને માટેની વસ્તુ નથી

જોઈએ ચક્રવર્તી આદિ પુણ્યશાલિઓ કે લાકડાં વેચીને પેટ ભરનારા આદિ દ્રમકો, પણ, સંસારથી પાર ઉતારનાર ધર્મને કેમ પામે, એ જ એક વૃત્તિથી આદરપૂર્વક જ એ ઉભયને ઉપદેશ આપવાનો છે. એ જ રીતિએ, જ્ઞાન આદિથી પૂર્ણને કે એના અભાવથી તુચ્છની ગણનામા આવતા આત્માઓને પણ તેઓ ધર્મ પામે, એ જાતિના આદરથી ઉપદેશ આપવાનો છે આનો અર્થ એવો નથી કરવાનો કે-'ઉભય કોટિના આત્માઓને એકરૂપે ઉપદેશ આપવો'-પણ જે જે રીતિએ તેઓ બોધ પામે, તે તે રીતિએ તેઓને શાસ્ત્રાનુસારી ઉપદેશ આપવાનુ વિધાન છે.

## રાજા આદિને ઉપદેશ દેવાની રીતિ

બુદ્ધિમાન આત્માઓને તેમની બુદ્ધિ વિકસે અને તેઓ ધર્માભિમુખ આદિ થાય, એ રીતિએ નિપુણપણે ઉપદેશ આપવો જોઈએ અને સામાન્ય બુદ્ધિવાળા આત્માઓ જે રીતિએ વસ્તુને ગ્રહણ કરીને ધર્મની સન્મુખ આદિ થાય, એ રીતિએ ઉપદેશ આપવો જોઈએ. રાજા આદિ પુણ્યવાનને ઉપદેશ આપવાનો પ્રસગ આવે, ત્યારે ઉપકારિઓ ફરમાવે છે કે-એના કલ્યાણ આદિ ખાતર, એના અભિપ્રાયને અનુસરી અનુસરીને ઉપદેશ આપવો એ હિતાવહ છે અન્યથા, એ ભયંકર પરિણામને આપનારો પણ થાય ઉપદેશકે જાણવુ જોઈએ કે-આ રાજા અભિગૃહીત મિથ્યાદૃષ્ટિ છે, અનભિગૃહીત મિથ્યાદૃષ્ટિ છે કે સાંશયિક મિથ્યાદૃષ્ટિ છે ? વળી અભિગૃહીત મિથ્યાદૃષ્ટિ છે, તો તે પોતાની મેળે જ તેવો

થયેલો છે કે કુતીર્થિકોની વ્યુદ્ગ્રાહણાથી તેવો થયેલો છે? આ બધાને જાણીને, એને એવી રીતિએ ઉપદેશ આપવો જોઇએ, કે જેથી તે દ્વેષી તો ન જ બને. વિધિ મુજબ યોગ્ય ઉપદેશ આપવામાં આવે, તો રાજા આદિ જો લઘુકર્મી આદિ હોય તો, ધર્મને પામીને શાસનના સાચા પ્રભાવક આદિ બને અને કદાચ તેવી કર્મલઘુતા આદિ તેઓમાં ન હોય, તો પણ તેઓ દ્વેષી તો ન જ બને વિધિની મર્યાદાને ઉલ્લંઘીને ઉપદેશ આપનાર ઉપદેશક, રાજા આદિ અધિકારરૂઢ આત્માઓના માન્ય દેવાદિનું અપમાન થાય-એવું એવું બોલી નાખવા દ્વારા, એવાઓને દ્વેષી બનાવી દે છે અને એથી તેઓ પરિણામે શાસન ઉપર પણ કારમી આપત્તિને આણનારા બને છે. એવાઓએ, ઉપદેશક બની જવાને બદલે, ગીતાર્થ ગુરૂઓની નિશ્રામાં રહી, સાચી આરાધનામાં જ એકતાન બનવા જેવું છે.

<u>સાચો ઉપદેશક જગદુદ્ધારક:</u>

ઉપદેશકે તો શ્રોતાઓને દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી ઓળખવાની પણ જરૂર છે અને એ રીતિએ ઓળખ્યા પછી તે તે જાતિના શ્રોતાઓને જે જે રીતિએ લાભ થાય, તે તે રીતિએ સંસારથી તારનારા ધર્મનો ઉપદેશ આપવાનો છે. આ જાતિની શક્તિ આદિને પામેલા ઉપદેશકે, સમદષ્ટિ બનીને, ધર્મદેશના કરવાની છે. એ પ્રકારે ધર્મદેશના થાય, તો જ પોતાના ઉદ્ધાર સાથે અન્ય પણ યોગ્ય આત્માઓના ઉદ્ધારને સાધી શકાય. આવા જ ઉપદેશકને, ઉપકારિઓએ,

કર્મવિદારક તરીકે પ્રશંસ્યો છે : કારણ કે–આવો જ ઉપદેશક ધર્મકથા દ્વારા, જ્ઞાનાવરણીય આદિ આઠ કર્મોથી બદ્ધ અથવા તો સ્નેહ રૂપ બેડી આદિથી બદ્ધ થયેલા આત્માઓને કર્મ રૂપ બન્ધનથી અથવા તો કર્મથી જન્ય સ્નેહ આદિના બન્ધનથી છોડાવી શકે છે આ બધું સમજાય, તો જરૂર એ પણ સમજાય કે–શ્રી જિનેશ્વરદેવના શાસનનો સાચો ઉપદેશક એટલે સાચો જગદુદ્ધારક : પરન્તુ એ સ્થાને પહોચવાને માટે ઘણી ઘણી લાયકાતોની જરૂર છે. એ લાયકાતો આવ્યા વિના, એ લાયકાતોને કેળવવાને માટે ઉદ્યમશીલ બન્યા વિના, કેવળ માનપાનાદિની લાલસાને આધીન બની જઈ, ઉપદેશક બની બેસવુ, તે તો શાસનની હીલના કરનારા બનીને સ્વ–પરના હિતના સહારક બનવા જેવું છે.

## ધર્મોપદેશક પ્રજ્ઞાગર્વાદિથી પર જોઈએ

'धम्मरयणत्थिआण' અને 'जणाण' એવા પ્રથમ ગાથાના ઉત્તરાર્દ્ધના પહેલા બે પદોના, 'પદાર્થ' નામના ત્રીજા વ્યાખ્યાપ્રકાર દ્વારા ભાવાર્થને દર્શાવીને, હવે પ્રથમ ગાથાના ઉત્તરાર્દ્ધના ત્રીજા અને ચોથા પદના ભાવાર્થને સ્પષ્ટ કરે છે તે બે પદો છે–'वियरेमि उवएसं।' આનુ સંસ્કૃતમા થાય છે–वितराम्युपदेशं।' આના આશયને સ્પષ્ટ કરતા, સૂત્રકાર પરમર્ષિ આચાર્યભગવાન શ્રીમત્ શાન્તિસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે–આ શાસ્ત્રની રચના કરવા દ્વારા હુ ધર્મ-ર્ત્નના અર્થી જનોને ઉપદેશ આપવાને પ્રવર્તમાન થયો છુ, પણ તે પ્રજ્ઞાગર્વથી નહિ, પરને અભિભવ પમાડવાની

થયેલો છે કે કુતીર્થિકોની વ્યુદ્ગ્રાહણાથી તેવો થયેલો છે? આ બધાને જાણીને, એને એવી રીતિએ ઉપદેશ આપવો જોઈએ, કે જેથી તે દ્વેષી તો ન જ બને વિધિ મુજબ યોગ્ય ઉપદેશ આપવામાં આવે, તો ગજા આદિ જો લઘુ કર્મી આદિ હોય તો, ધર્મને પામીને શાસનના સાચા પ્રભાવક.

એક લેશ પણ નથી અને લાભ અનુપમ કોટિનો છે. સદ્ધર્મનો ઉપદેશ જ સાચો અને મહાન પરોપકાર છે. કોઈ પણ આત્માને સન્માર્ગની પ્રાપ્તિમા કોઈ પણ પ્રકારે સાચી અનુગ્રહબુદ્ધિથી નિમિત્તભૂત થવું, એ ઉત્તમમા ઉત્તમ કોટિનો પરોપકાર છે. આવો પરોપકાર જ સ્વોપકાર સાથે રહે છે આવો પરોપકાર સ્વોપકારને સાધ્યા વિના રહેતો નથી. એ પણ ધ્યાનમા રાખવું જોઈએ કે-સ્વોપકારથી વિરૂદ્ધ પરોપકાર, એ સાચો પરોપકાર જ નથી વિવેકિએ પરોપકાર પણ એવો જ કરવો જોઈએ, કે જે પરોપકાર આત્માનુગ્રહનો બાધક ન હોય. આવા પરોપકારનુ સ્વરૂપ પણ અન્ય દર્શનસ્થ આત્માઓ અને કેવલ દુનિયાદારીના જ ડાહ્યાઓથી સદાને માટે અપરિચિત છે આ જ કારણે, એ બીચારાઓ ઉપકારના નામે પણ સ્વ-પરનો અપકાર કરવાનું કારમુ પાપ આચરી રહ્યા છે. એવાઓના પ્રતાપે ભાવપ્રાણોનો નાશક સન્નિપાત વિશ્વમા વ્યાપી રહ્યો છે. આવા સન્નિપાતથી રીબાઈ રહેલાઓને, જો શ્રી જિનેશ્વરદેવો અથવા તો એ જગદુદ્ધારકોની આજ્ઞા મુજબ વિચરવામા જ સ્વ-પરનો ઉદ્ધાર માનનારા આત્માઓ રૂપ સાચા વૈદ્યો મળી જાય છે, તો જ તેઓ કારમા વિનાશથી પોતાની યોગ્યતા મુજબ બચી જાય છે પણ આ સસારમા એવા શાતિદાયક સાચા વૈદ્યરાજોનો સુયોગ મળવો, એ ઘણો દુષ્કર છે એવો સુયોગ મળ્યા છતા પણ, તેઓની સલાહ રૂચવી અને તેને અમલમા મૂકવી, એ એથી પણ [illegible] વિકટ છે એ જ કારણે, દુ ખના દ્વેષી [illegible] સુખના [illegible] પણ આત્માઓ, દુ ખના

પરોપકારમાં સ્વોપકાર :

આથી પણ સ્પષ્ટ થશે કે-ઉપદેશ, એ પ્રજ્ઞાના મદનું નાટક નથી, પરના પરાભવને કરવાને માટેનું રણુસ્થાન નથી અથવા તો પૌદ્ગલિક લાલસાઓને પોષવાનું અને તેને પાર પાડવાનું સાધન નથી, પણ કેવલ સંસારમાં અનાદિથી પરિભ્રમણ કરતા આત્માઓને સદ્ધર્મને પમાડીને, શિવસુખના ભોક્તા કરવા રૂપ પરમ પરમોપકારનું ઉંચામાં ઉંચી કોટિનું સાધન છે. એ દ્વારા, આત્મા ઉપર પણ સાચો અનુગ્રહ કરવાનું પણ સાધન છે. 'પરના ઉપર અનુગ્રહ કરવાથી પોતાના ઉપર અનુગ્રહ કયી રીતિએ થાય ?'–આવો પ્રશ્ન ઉઠવો એ સહજ છે, એમ માનીને આ પરમોપકારી પરમર્ષિઓ, પ્રાચીન પરમર્ષિઓએ જે ફરમાવ્યું છે-તેને રજૂ કરવા દ્વારા, એ પ્રશ્નનું સમાધાન સમર્પે છે અનંત ઉપ

એક લેશ પણ નથી અને લાભ અનુપમ કોટિનો છે. સદ્ધર્મનો ઉપદેશ જ સાચો અને મહાન પરોપકાર છે. કોઈ પણ આત્માને સન્માર્ગની પ્રાપ્તિમાં કોઈ પણ પ્રકારે સાચી અનુગ્રહબુદ્ધિથી નિમિત્તભૂત થવું, એ ઉત્તમમાં ઉત્તમ કોટિનો પરોપકાર છે. આવો પરોપકાર જ સ્વોપકાર સાથે રહે છે આવો પરોપકાર સ્વોપકારને સાધ્યા વિના રહેતો નથી. એ પણ ધ્યાનમાં રાખવું જોઈએ કે-સ્વોપકારથી વિરૂદ્ધ પરોપકાર, એ સાચો પરોપકાર જ નથી વિવેકિએ પરોપકાર પણ એવો જ કરવો જોઇએ, કે જે પરોપકાર આત્માનુગ્રહનો બાધક ન હોય. આવા પરોપકારનું સ્વરૂપ પણ અન્ય દર્શનસ્થ આત્માઓ અને કેવલ દુનિયાદારીના જ ડાહ્યાઓથી સદાને માટે અપરિચિત છે આ જ કારણે, એ બીચારાઓ ઉપકારના નામે પણ સ્વ-પરનો અપકાર કરવાનું કારમું પાપ આચરી રહ્યા છે. એવાઓના પ્રતાપે ભાવપ્રાણોનો નાશક સન્નિપાત વિશ્વમાં વ્યાપી રહ્યો છે. આવા સન્નિપાતથી રીબાઈ રહેલાઓને, જો શ્રી જિનેશ્વરદેવો અથવા તો એ જગદુદ્ધારકોની આજ્ઞા મુજબ વિચરવામાં જ સ્વ-પરનો ઉદ્ધાર માનનારા આત્માઓ રૂપ સાચા વૈદ્યો મળી જાય છે, તો જ તેઓ કારમા વિનાશથી પોતાની યોગ્યતા મુજબ બચી જાય છે. પણ આ સંસારમાં એવા શાન્તિદાયક સાચા વૈદ્યરાજોનો સુયોગ મળવો, એ ઘણું દુષ્કર છે એવો સુયોગ મળ્યા છતાં પણ, તેઓની સલાહ રૂચવી અને તેને અમલમાં મૂકવી, એ એથી પણ ઘણું વિકટ છે એ જ કારણે, દુઃખના દ્વેષી અને સુખના પ્રેમી એવા પણ આત્માઓ, દુઃખના

ત ઉપકારી, આચાર્યભગવાન ચાલનાવિભાગને અને
વસ્થાનવિભાગને 'इत्यत्रोच्ते' દ્વારા જૂદા પાડીને ફરમાવે
કે–' ભગવાન સકલ ગુણરત્નોના કુલગૃહ સમાન છે.'
પ્રમાણે કહેવામાં,–' ભગવાન વિમલ કેવલજ્ઞાનને
ારા છે.'–એ વાત પણ જો કે કહેવાઈ જ જાય છે, છતાં
' હેતુપૂર્વક એ બીજુ વિશેષણ આપવામાં આવ્યુ છે
ે તે હેતુ એ છે કે–સર્વ ગુણોમાં 'કેવલજ્ઞાન' ગુણનું
ાનપણું દર્શાવવું ! અર્થાત્–સર્વ ગુણોમા 'કેવલજ્ઞાન' ગુણના
ાનપણાને દર્શાવવાને માટે ' વિમલ કેવલજ્ઞાનને ધરનારા '
ા વિશેષણનો પૃથગ્ ઉપન્યાસ કરવામાં આવ્યો છે.
લજ્ઞાનની પ્રધાનતા એ કારણે છે કે–એ ગુણની પ્રાપ્તિ
ા પછી પરમ પદની પ્રાપ્તિ અવશ્ય થાય છે. આ કારણે,
ી પ્રધાનતાને દર્શાવવાને માટે, બીજા વિશેષણનો ભિન્ન
યોગ કરવામાં આવ્યો છે. લોકમા પણ આવો ન્યાય
ાય છે જેમ કે–લોકમા કહેવાય છે કે–' બ્રાહ્મણો આવેલા

વ્યાખ્યા કરતા સાવધાન રહેવાની જરૂર :

આ રીતિએ, 'ચાલના અને પ્રત્યવસ્થાન' નામના વ્યાખ્યાના પ્રકારો દ્વારા, ઉપકારી આચાર્યભગવન્તોએ ઘણી ઘણી વાતો સ્પષ્ટ કરી છે આ વ્યાખ્યાના પ્રકારોનો ઉપયોગ, જ્ઞાનની વિશદતાની અપેક્ષાની સાથે પ્રતિભાની પણ ખૂબ અપેક્ષા રાખે છે સામાન્ય જ્ઞાનિઓ અને પ્રતિભાથી પરવારેલાઓ જો આ વ્યાખ્યાનો ઉપયોગ કરવા જાય છે, તો ઘણી જ થપ્પડો ખાઇ જાય છે કેટલાકો પૂર્વ પક્ષને વિસ્તારીને પછી જો તેનો ઉત્તર આપવામા નબળા બની જાય છે, તો તેઓ સાચી વસ્તુને સ્પષ્ટ કરવાને બદલે, ઉન્માર્ગનુ ખૂબ પોષણ કરનારા બની જાય છે. આથી, આ વ્યાખ્યાના પ્રકારોનો ઉપયોગ કરનારાઓએ ખૂબ જ સાવધાન રહેવુ જોઈએ જેઓ શાસ્ત્રોના વિશદ જ્ઞાન વિના અને પ્રતિભા ન હોવા છતા પણ, વિદ્વત્તાને બતાવવાને માટે સ્વતન્ત્રપણે આ વ્યાખ્યાના પ્રકારોનો ઉપયોગ કરવામા પ્રવૃત્ત થાય છે, તેઓ ઘણી વાર અનિચ્છા છતા પણ ઉત્સૂત્રભાષી બનીને, પોતાનુ અહિત સાધવા સાથે શ્રોતાઓને પણ ઉન્માર્ગે દોરી જાય છે પદોની સાર્થકતાને કરવાનો દાવો કરનારા કેટલાકો 'પ્રથમ પદ પછી બીજુ પદ કેમ મૂકયુ ?'—એ બતાવવાને માટે પૂર્વ પક્ષને સજ્જડ કરી, ઉત્તર પક્ષ કરવામા કાચા પણ બની જાય છે આથી શ્રોતાઓ શકિત આદિ બનીને, ખૂબ જ વિહ્વલ બની જાય છે વ્યાખ્યા લાયકે જ કરવાની હોય છે, પરન્તુ નાલાયકો પણ જ્યારે લાયક સ્થાને ચઢી બેસે છે, ત્યારે જ આવુ પરિણામ આવે ‍‍

આ રીતિએ, વ્યાખ્યાના છએ પ્રકારો દ્વારા આ પ્રથમ ગાથાનું વર્ણન પૂર્ણ થાય છે. હવે 'હું ઉપદેશ આપું છું.'–આમ કહેવા દ્વારા સૂત્રકાર પરમર્ષિએ ઉપદેશ આપવાની જે પ્રતિજ્ઞા કરી છે, તે પ્રતિજ્ઞાથી પ્રતિજ્ઞાત વસ્તુને કહેવાની અભિલાષાવાળા સૂત્રકાર પરમર્ષિ, પ્રસ્તાવના કરતા થકા બીજી ગાથા કહે છે. એ બીજી ગાથા દ્વારા સૂત્રકાર પરમર્ષિ શું ફરમાવે છે, એની અવસરે વાત.